

# શુડા બોહોતેરી.

## વારતા ૨૦ ની 3540

કવી શામળભટના બનાવેલી

ને

સરવે શોખીલા સજ્જનોને વાસ્તે




અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે શા૦ હીરાભાઇ પુંજાસાના મકાનમાં "અમદાવાદ ટાઇમ્સ પ્રેસ" માં કાળીદાસ સાંકળચંદે છાપી પ્રસિદ્ધ કરી.

---

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કીમત રૂ૦-૧૨-૦




3540

# શુડા બહોતેરી.

---

## વારતા ૧ લી.

સરસ્વતિની પ્રાર્થના-દોહરા. શ્રીમુખ શેવુ સારદા, બ્રહ્મ સુતા બ્રહ્મ રૂપ; બ્રહ્મ વિદયા બ્રહ્મ વાદિની, બ્રહ્મ ખેળતા ભુપ. ૧ દંડ કમંડળ ધારણી, વીણા પુસ્તક પાણ; જેને ત્રુઠી સારદા, વદને અમ્રત વાણ. ૨ પામરને પંડિત કરે, વિશ્વમાંહી વિખ્યાત; કિંકર મુખ કવિતા કરે, તે તું સારદ માત. ૩ જયદેવને કીધો કવી, કીધો કાળીદાસ, મઘાને મઘવા તેં કરયો, એવી વાણી વિલાસ. ૪ છપા. મારકુંડને માત, ત્રોહા પ્રકારે તુઠી; ચંડી પુરાન ચોલાખ, વિદ્યા અમ્રત ધન લુઠી; શુકદેવ વેદવ્યાસ, પુરાણ અષ્ટાદસ કીધાં; બ્રહ્માને તરૂઠી ભાવ, વેદ વ્યાકરણ શુભ શિખ્યાં; એવા લક્ષો કે કોટીધા, કવિ કહેવાણા મહામતિ; સુખ સાગર સામળ ભણે, કૃપા કરો મા સરસ્વતી. ૫ મંત્ર જંત્રને તંત્ર, ઈસ્ટ ઉપાસન આદે; કથા કીરતન કવિત, વર તે વિવેકથી વાદે; અરસઠ તિરથ અનેક, મહા પુન્યસ્થળ મહિમા; બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર, તત્વ ત્રીલોકી સીમા; એ સરવેને ઓળખાવીયા, કૃપાથી કહેવાયા કવિ; સરસ્વતિ મોટાં છે સરવથી, ચઉદ વિધા દે નીત નવી. ૬ દોહરા-કઈક કોટી કઈ લક્ષધા, કઇક થયા કઇ થાય; શિવનો સેવક સામળો, કીધો પંડિત રાય. પ્રિતે સારદા પરણુમુ, હંશ વાહની હેજ; વેણા પુસ્તક ધારણી, તરૂણી વધતુ તેજ. ૮ કવિતાનો શો આસરો, સારદ કેર શર્ણ; મહિમા મંમાયા તણો, વાયુ વરા જેમ તર્ણ. જેને તરૂઠી સારદા, નેક રહી શી ન્યુન્ય; કવિ કહેવાએ કલ્પતરૂ, પ્રગટે પ્રાઢાં પુન્ય.

ગણપતિની પ્રાર્થના-દોહરા-દુંદાળો દુખ ભંજનો, ગુણનિધી ગુણ ગંભીર; ઈશ્વરથી ઉત્પન્ન હેવો, ધરમ ધુરંધર ધીર. સીંદુર અંગે શોભીતુ, મોદક અમરત હાર; ગજ વદનો ગરવો ધણો; દઈવ વડો દાતાર. છપો-સિધી બુધીછે નાર, લક્ષ લાભ બે પુત્ર; સીવ સરખો શીર તાત, ચીંતામણી ના ઘર સુત્ર; આધ શકતી ઉમાય, મહા માયા છે માંડી; ક્ષેમ કલ્યાણ જમાત્ર, ખાણ રત્નોની ખાડી; બ્રહમા વિષ્ણુ રવિ રૂદ્રથી, પ્રથમ પુજા ગણપતિ તણી; શામળ કહે શેવો સહુ, સુખ સાગર સીમા ધણી. કૃષ્ણની પ્રારથના-દોહરા-કૃષ્ણ કૃપા કરૂણા નીધી, દેવકી નંદન દેવ; વિસ્વપતી વસુદેવ સુત, સુર શનકાદીક શેવ. છપા-ગીરધર ગોકુળચંદ, મથુરાપતિ મોટમ મહિમા; પાંડવના પ્રતિપાળ, સુખ સાગરની સીમા; પંચાળીનાં ચીર, પુરયાં નવસેં નવાણું; નરશીઆને હાર, દીધો ગાતામાં ગાણું; એ નંદ જસોદા નંદને, સમરતાં શોક સહુનો સમ્યો; કવી શામળ સમુરે કૃષ્ણને, ભરવાડા ભેળો રમ્યો. જરાસંધનું જોર, દર્પ હારયો દેખંતા; શિશુપાળનુ છેદુ શીશ, પ્રુર બાધે પેખંતાં; ભરવાડનું ખાધુ ભાત, જાત કે ભાત ન જોઇ; રમીયો વ્રજમાં રાસ, માગ્યુ માંખણ ત્યાં રોઈ. કંશ હંશ હેતે હણ્યો, પુતનાને પ્રાજે કરી, શેવે શામળ શ્રીકૃષ્ણને, શોળ સહસ્ત્ર જેને વરી. રામચંદ્રજીની પ્રારથના-દોહરા-રાજીવ લોચન રામજી, મુકિતદાતા મુળ; કોટી કોટી પાતક મટે, ટળે સંકટને સુળ. રામ રટે રસનાવડે, વળી જે વારંવાર; એ શ્રી અનંત બીજે નહી, મુકતી તણો દાતાર. તારણ તરણ ત્રીલોકમાં, તારક મંત્ર કહેવાય; જમને શીર પગ દેઇને, જરૂર વઈકુંઠ જાય. છપા-સીતાપતિ શ્રીરામ, નરૂપ દસરથનો નંદન; ભકતવત્સળ તે ભુપ, વિશ્વ સહુનો તે વંદન; કોસલ્યા કુળ દીપ, લક્ષમણ લઘુ બંધવ લાયક, વરણવ

# વારતા ૧ લી

.વેદ, નીગમ અગમનો નાયક; એક બાણે મારી તાડીકા, રાવણ રણમાં રોળીયો; અતળિ ળ ઇંદ્રજીતને, ચાંચણુવ્રત જેને ચોળીયો; કોટી બ્રહ્મનો નાથ, સત તણો એ સત્વ; સતકોટી રામાયણ, તેમાં અક્ષર બે તત્વ; કોટી જનમનાં પાપ, બેજ અક્ષરથી બળશે; લખ ચોરાસી ખાણ. જનમ મરણ દુખ ટળશે; રામ નામ વિના મુકતી નહી, વેદ પુરાણો વાંચજો, સુખ સાર સામળ ભણે, સત્ય ગણીને સાંચજો. દોહરો—જપતપ સંધ્યા ધરમ નીમ, પદયતી પુજા કોડ; તત્વ રામ ત્રીલોક, કહે કવી કરજોડ. અનપુરણાની પ્રારથના—દોહરા—આદ્ય શકતી અન્નપુરણા, જગત તણી આધાર; અષ્ટ શીધી નવ નીધી રીધી, દેવી તું દાતાર. છપા—અન જગત આધાર, અન દઇવત એ મોટું; અનવણ ન રહે જીવ, અન વણ સરવે ખોટું; દેવદાનવ રંક રાય, જીવે સઉ અનને જોર; અનવણ ઉપાશણ, સરવે અંધારૂ ઘોર; પાલણ પોશાણ પ્રથ્વી વીશે, કરતા નામ કૃત કુરણા; સામળ કહે શેવો સહુ, આદ્ય શકતી અનપુરણા. સીતા રામ તે એહ, એ શ્રી રાધાકૃષ્ણ; એ ઉમીયાને ઈશ, પંડીતે કીધુ પ્રશ્ન; એ રોહણી એ ચંદ્ર, એ બ્રહ્મા સાવત્રી, મંત્ર જંત્ર એ તંત્ર, એ ગુણનિધી ગાયત્રી; અનપુરણા સહુની ઇષ્ટછે, બુધીવંતા જન બુઝશે; શામળ કહે અન્ન આધારથી, સરવે વિદ્યા સહુ સુજશે. અનપુરણા વડી માત, જગત જીવાડણ જાણો; અન્ન વીના સહુ સુન્ય, પ્રથમ જીવે નહી પ્રાણી; અન્ન વિના સુખ અલ્પ, અન્ન વણ ચરણ ન ચાલે; ભાવે નહી મન ભકતી, અન્નવણ મોજ શી માલે; અન્ન વીના ઇસ્વર વહાલો નહીં, ગાન તાન ગુણ નવ ગમે; શામળ સેવો અનપુરણા, સકળ દુખ એથી સમે. આ વારતા રચવાનું કારણ—દોહરા—કવી કહે શુક બોહોતરી, આણી મન ઉલાસ; પરાક્રમ પુરૂષ પ્રકૃતીતણાં, શિવ ઉમીયા સંવાદ. રજ ચાતુર નર સહો દેશમાં, ચતુર શિરોમણી ચાલ; સ્ત્રી ચરીત્ર શોભા ઘણી, ખરી વાતનો ખ્યાલ. શામળ કહે સંક્ષેપમાં, કવીતા કેરા કામ; બતરીશ લક્ષણ બુઝશે, હુંશીને મન હામ. એમાં અર્થ છે અવનવા, ગરૂવો છે એ ગ્રંથ; નીચ જન તો નિંધા કરે, પુરણ પરાક્રમ પંથ. ગુણવંત દુધ ગવરી તણુ, તત્વજ આપે તરત; કો દુધ દહીં કો તક્ર લે, કો માખણ કો ઘ્રત. મુરખ મુઢ મમતા કરે, ગુણ હીણાતો ગર્ક; પંડીત જનને પ્રીય છે, નીંદક જનને નર્ક. ગુજર દેશ ગરવો ઘણો, અમદાવાદ અનુપ;સાબર તટ સીરોમણી, બ્રહમજી શિવ જ્યાં ભુપ. પુંઠળ પ્રોઢાં પરગણાં, અધીક એકથી એક; વરણ અઢાર વાસો વશો, વારૂ વીપ્ર વીવેક. માતર પ્રગણામાં મણી, શુંઝ શીરોમણી ગામ; વીસ્વનાથ વીરેસ્વરો, નવેખંડમાં નામ. પ્રગટ એના પારખાં, મહા મોટમ પદ મેર; ચોખાનો લાડુ ચડે, સવા બે મણને શેર. વાંઝ બંધાવે પારણા, અષ્ટ શીધી આપણ હાર; વરદાતા વીરેસ્વરો, નોધારા આધાર. છપો—વિરેસ્વર મહાદેવ, પવીત્ર જન પુરણ પરખો; ભકતી મુકતી દાતાર, સુધ ચીંતામણ સરખો; અષ્ટ શીધી નવ નીધ, એક પળમાં એ આપે; કઇલાસવાસ કીરતાર, તેહ થીર થાવર થાપે; જંજાળ મટે જનમ મરણની, લખચોરાશી ફેરા ટળે; શામળ કહે સીવ પુજતાં, સુખ સાગર મહિમા મળે. દોહરા—કુળ શુધે કણબી વશે, કાઉજી કુળ શુભ કામ; વાંસણ વસે અસંપત, નરપતી જેવાં નામ. માનજી સુત મોટમ પદે, રખીદાસ રોધ રૂપ; નવાણ કીધાં નીરમળાં, ભોજ સમો ભટભુપ; પાળિયાં લાડ પ્રજા તણાં, પ્રજા ઉપર બહુ પ્રીત. સદાવરતાં સોભાવીયાં, રામ રાજની રીત. રખીઅલ જ્યાં રક્ષા કરે, દુનીઆમાં નહી દુખ; પ્રથવી કરી પસાયતે, ભોકરાક ભાંગી ભુખ. પુન્યવંત પરીવાર સહુ, ભટભાવીક ભતરીજ,સુખસાગર શોભીત શદા બહુ પુન્યના બીજ. પંડીત જનનો પારખુ, કવિયાં પુરણ કોડ, મંગણ મોજા દેયણો, હાકી

જીતે હોડ; પાંચે પુત્ર પરાક્રમી, અધીક એકથી એક, ભત્રિજ સઉ ભુપતી સમા, ન્યાવટ શાંવટ નેક. સ્યામજી વીર લક્ષમણો, ધણી ભુવી ધર સુત્ર; વટહથ વેણી સરખો, પાટવી રખીયલ પુત્ર. રખીયલ કેરા રાજવી, પાંચ પુત્ર પરતાપ; જશાવંત ઝવેરજ જાણવો, અધિક પ્રાક્રમો આપ. સદાવરતનિ શાખ ઘેર, અન્નનાં દાન અપાય. સભા મળે પંડીતની, કરણ કથા કેહેવાય. હરી ભક્ત હરીજન સહુ, ગુણ નિધ સુખ ગંગેવ; લક્ષમીવર પુજે લખુ; તરતિખ સહુની ટેવ. ગુણીજન આવે ગામમાં, શાસ્ત્ર વાત સુજાણ; આશીશ દે તે અતિ ઘણી, કહે કુશળ કલ્યાણ. રખિયલ સુત રાજેસ્વરી, સીવ પુજે શાંજ શવેર; એક સમે શભા ભરી, બેઠા જશવંત ઝવેર. સાખી સમશ્યા સોરઠા, કહે વખાણી વાત; ભાટ ચારણ બ્રામણ સહુ, પુન્ય કાળ પ્રભાત. કિરતી તેણે સાંભળી, સામળભટ કવીરાજ; સીગોડ માળવી વિપ્ર સુભ, લક્ષ કોટીવા લાજ. કવી તેડ્યો કોડે કરી, સાંભળજો શુભ જ્ઞાત; વાશી વેગનપુર તણો, ગુણ જાણે ગુજરાત. શામળ આવ્યો સુંજમાં, સકળ શાસ્ત્રમાં સુત્ર; શોભિત સાથ સલક્ષણો, પુરૂશોતમ લેઈ પુત્ર. માન દીધાં મનશા સુધે, અતિ આણિ આહાલ્લાદ; સભા મધ્ય સામળ ભટે, દીધો આશિરવાદ. છપો. તમ ઘેર ત્રીજો વાર, પ્રથમ વાર નિત પુજો; ચતુર જયમ ચોથો વાર, સત વાતે સુભ સુઝો. પ્રસન પાંચમો વાર, વિમળ જશ વિદ્યા વાધો; છઠા વારની છતાં શોભા શતરૂની સાધો; સાતમે વાર સંકટ હરો, અધીપતી હાલ્યા હંશને, આશીરવાદ કવી કહે, મનજી વાસણ વંશને. દોહા. ઉઠયા સહુ આદર કરી, સકળ સભા સમેત; પ્રદક્ષણા દઇ પાયે નમ્યા, હઈડે આણી હેત. ભલે પધારયા બ્રમજી, ભલપણ કેરા ભુપ; વ્યાસ વશીષ્ટ સુકદેવજી, રિષીવંતા છો રૂપ. પુરૂશોતમ પુત્ર પવિત્ર નર, નિરમળ રૂડુ નામ; પુરણ પુન્ય પ્રગટ હવું ગુણવંત થયું નિજ ગામ, પાણ્ય જોડીને પુછીએ, કરીએ વિનંતી કેહેણ; નઉતમ ગ્રંથ નીતી કહો, વિવિધ વિલાશી વેણ. ગ્રંથ કહયો રખિદાસને, સીંહાસન બત્રીસ; નવે ખંડ નામે લહયો, પ્રસન્ન છે ઉમિયા ઇશ. રામ ચરિત્ર રૂદે ધરયાં, વરણવ્યો રેવા ખંડ; ગંગા કેરા ગુણ ગ્રહયા, ટાળા છે જમ દંડ. નઉતમ ગ્રંથ નવો કહો, ચતુરાઇ તણો ઉપદેશ; પંચ પ્રમાણુ પંડીત કરે, હોશ્કથી હમેશ. સંસક્તથી પ્રાકૃત કહો, ખટરસ ભાષા ખ્યાલ; અઢાર પુરાણથી અધીપતી, મહિપત જોતાં માલ. શ્લોકહોય સંસક્તમાં, કરો તેહ કવિત; ગુરજર ભાષા ગુણ ઘણો ચાતુર રીઝે ચીત, સાબાશ સપુત સલક્ષણા, સાબાશ સહોદર સાથ; સાબાશ પિતુ પરીયા પિતર, સાબાશી જણે હાથ. પુરૂશોતમ ત્યાં પ્રીતથી, દીધો આશીરવાદ; ગ્રંથ કરયો સામળ ભટે, આણીને આહાલાદ. છપા. હંશ વાહની હીતકાર, મેઢક વાહની સુખ સીમા; મ્રગ વાહન દે માન. કીર વાહન કરય કામો સારદુલ વાહની જેહ; નેહ ઘણો શીર નામો, ઉંદર અશ્વને ધ્વભયે, ગરૂડ વ્રષભ છે જેહને, કલ્યાણ કરોડ ક્રપા કરે, સામળ કહે આશિશ એહને. ૯૯

દોહરા—શુક બોહોતેર શિરોમણી, ચતુરાનો ચિત ચાલ, મોહોટાં માણસ મહિપતી; માને તેમાં માલ. ઉત્તરનો પ્રતિ ઉત્તરે, જાર તણો વિજાર; ગુણ અવગુણ ગ્રાહક ઘણા, પંડિત કરે વિચાર, ભાગ્યાનું સાજુ કરે, કલંક કરે અકલંક; કથીરનું કંચન કરે, વાળે આડો અંક. શાહ નરને તસકર કરે, તસકરને કરે શાહ; જળને સ્થાનક સ્થળ કરે, કરે રંકને રાય. બોલશો નાખે અગ્ર તે, વાળી નાખે વેર; એક વચને અમ્રત કરે, જો હોએ ઝાઝું ઝેર. ચઉદ વિધાથી ચોખણી, વિજાર વાત વિવેક પંડીત જન એ પારખે, ન્યાવટ શાહાવટ નેક. ચોપાઇ—પુરવ દિશા પુરંદર ગામ, નૃપતસિંહ રાજાનું નામ; રામરાજ સરીખુ રાજ, અસત અન્યા તન

# વારતા ૧ લી

યો તાજ. હરીચંદ્ર સરીખો હરીજન, કુડ કપટ નવ માને મન. વરણ અઢાર વસે છે વાસ, તેજ પુંજ પુરાણ પ્રકાશ. લક્ષપતી લક્ષો લ્યાં વસે, ધરમ મારગ ઉપર સઉવસે; વિસો શ્રીમાળી વાણીયો, જઈન ધરમે જુગતે જાગીયો; શ્રીવંત માંહે તે શિરદાર, દિલ મોટે દાખ્યો દાતાર. જીવ દયા ઉપર બહુ પ્રીત, ન્યાયસાસ્ત્રના રાખે રીત; મહીમા જેનો વાધો ઘણો, વાપાર દેસ દેસાવર તણો. પુન્યવંતો તે પુન્યપવિત્ર, મહીપ સરખા જેને મીત્ર; અલખત ધરયાં અપરંપાર, દીપોસા દીઠા દાતાર. માહાલક્ષમી દિઠે મન ઠરે, વ્યાપાર વાહાણવટીનો કરે; સમરધ તેના ઘરમાં ઘણી, લક્ષ કરોડો કેરો ધણી; અપુત્રવંત અનરગળ ધન, જશવંતો જાણીતો જન. પાંસઠ વર્ષ થયા તરત, માનની તેની પામી મરત. વૃધપણે ભાગ્યું ઘરસુત્ર, પેટ નહીં પોતાને પુત્ર. છપા. પુત્ર વિના નહીં મોક્ષ, પુત્ર વિણ મેહેણું મોહોટું; પુત્ર વિના દે દોશ, પુત્ર વિણ જીવત ખોટું; પુત્ર વિના પરીવાર, વિશ્વ માંહે નવ વાધે; પુત્ર વિના સંસાર, આધ ગયા કુણ સાધે; અરથ ગરથ કુણ ભોગવે, ઘણું દ્રવ્ય પણ ગાંજીઓ; બાળ અવતાર બાળક વિના, વિશ્વ કહે સહુ વાંઝીયો. દોહરા. વિચાર કરયો વેહેવારીયે, ઘરણી પાખી ઘરસુત્ર; વેલો વંશ વાધે નહીં, પરગટે ક્યાંથી પુત્ર. છપા. નાર વિના નર રંક, દામણો દિસે દેહે, નાર વિના નર રંક, અહસ્થ ગુણ હીણો ગેહે; નાર વિના નર રંક, ધન્ય નવ ધીરે કોઇ; નાર વિના નર રંક, જગત જન નિંદે જોઈ; નાર વિના નિરબળપણું, ભોગ કહો શા ભોગવે, અચુત અવગુણ ભાસે ભરયા, જોખમ ઝાઝુ જોખવે. નાર તે નરનું અંગ, સુખેથી ઇચ્છે શેવા, પુન્યમાં થાય વિભાગ, લાભ યશ રૂડો લેવા; સ્ત્રીથી હોય સંતાન, ધરમ બુધિતે ધારે; પ્રગટે પુત્ર સપુત્ર, કુળ ઇકોતેર તારે; શુધ કુળની શામા મળે, સ્વામીને સુખ દે સતી; એમ વિચારયું શેઠીએ, મન મધે ધારી મતી. પ્રણવા ઉપર પ્રીત, થઇ તે નરને પુરી; કોને પુરી નવ થાય, સહુને રહે અધુરી; આશા નીર અઘાત. વિશ્વ તે મધ્યે બુડયુ; શાહ રાયને રંક, કરપી કાયરને કુડું; સુરપુર પંડિત સહુ, ભણ્યા ગણ્યા ભુલા ભમ્યા; આશા રૂપી અરણવ જળે, શામળ કહે તેમાં શમ્યા. ગળે અધી કુઅંગ, ગળે નારીકામે નેણ; ગળે મુંડને તુંડ, વિપરીત બોલાએ વેણ; અસ્થિ રૂધિરને માંસ, શક્ટી નવ ચાલે ચરણે; ધાતુ સરવનો ધ્વંસ, સુણે નહી કુંઠીત કરણે; ઇંદ્રી બાધી અટવરે, આહાર નીંદ્રા છેવટ ગઈ; શામળ કહે ત્રશના ત્રશા, તોય માયા જીતી નહી. દોહરા. શાહાપત પરણ્યો સુંદરી, જુવંતી જોબન વેશ; પદમની સરખી પ્રેમદા, દાખી બાવે દેશ. બુધ નિધાન વરસ બારનો, બેહેતેર કળા બહુ રૂપ; બહુ પરાક્રમ ચાતુરી, ભામ્યની ભારે ભુપ. હામ કામ મ્રગ લોચની, સિહલંકી સુજાણ; ગતી મંદ કટી કેસરી, સામુદ્રીક સેંધાણ. પંચ લઘુ પંચ દીરઘછે, પંચ રાતડા પુર; પંચ ઉન્નત પંચ પાતળાં, નારીમાં બહુ નુર. કેસ સવાગજ કંદ્રપી, માંગ સમારણ મુલ્ય; વદન પંકજ વરણાગીયું, ત્રીલોતમાને તુલ્ય. નયન ચપળ મહા મીનવત, કરણ પયંતે કેહેસુ; અમ્રત રસ વૃત ઉચરે, વદને અમ્રતવેણ. અધર પ્રવાળ દાડીમ દશન, ચિબુક વારૂ ચેહેન, શુક ચંચુવત શોભંતી, નાશા ઉજવળ એન. ગ્રીવા પોત કપોત વત, કેળ પત્ર વત પૃષ્ટ; ઉદર પોયણ પાનવત, શોભાવીખાણે શ્રષ્ટ. પયોધર પદમ આકારવત, અમ્રત ફળ રીષ રંગ; કામ બાણ કટાક્ષે; શોભીત શામા સંગ. ગંડસ્થળ કટી કેસરી, જંઘા યુગ્મ રીધ રંભ; કર કરી સુંઢ સરીખડા, અબળામાં બહુ અંભ. પાવક વત પગ પાનીયોં, રૂડી રાતી ચોળ; સોળ કળા સંપુરણ તે, તરૂણી રૂપ અતોલ; જોખ કરે તે જરપતી, તે વેળા આવે તરત; નીરધન નીરમુલ્ય જે બાપડા, મનોરથ તેના મરત; જર વડે જુવતી જડી, જરનુ જેને જોર; પરડો પણ ગાંઠે ભરયછે,

કળાવંત જેમ મોર. છપા—જર ત્યાં જોબન રૂપ, ભુપ વશ જરને જોરે; જર તાં સઘળો જોખ, ટેક તરતીબવત તોરે, જર તે ઉંચ અમીર; જર તે વિધા ભણીઓ; જર તે રૂપ સ્વરૂપ, જર ગુણ સઘળા ગણીઓ; જરને સંગે પરા વશે. જર જોરથી દુખ જશે, શામળ કહે જોરએ જર તણું; જરથી કાજ સઘળાં થશે. દમડા વીના દરીદ્દર, કુળવંત કીંકર કહેવાયે; દીપ વીના સઉ રંક, પ્રતીષ્ટા કર પળાયે; ડાપણ વીનય વીવેક, દામ પાખી સઉ ડુબ્યા; પેશા ન કરશું દ્રવ્ય શાસ્ત્ર ભણીને ભુલ્યા; સુરસુર ધરડ ધીર નર, વસ્તુ વરણાગી વાકડા, સાંભળ કહે સંસારમાં, દીપ વીના સઉ રાંકડા. ચોપાઇ—શાહાપતિ પરણ્યો તે સતી, તેનું નામ તો પરભાવતી; નર નારીને નઉતમ નેહ, પ્રીતી જેમ બપઇયો મેહ. નરખી હરખે નરનેનાર, વરસે અમ્રત વારંવાર; અળગાં નવ રહે એકે ઘડી, બાંધી પ્રીત અન્યો અન્ય અડી. કંથ કામની કરે કલોલ, શુભ વરષ શામીને શોળ; એક દીવસ એક કઉતક હોય. તેને કળી શકે નહી કોય. પાંચોરા પશ્ચીમનો પાસ, વિજયસિંહને વસતો વાસ; ગરથવંતો તે ગુણીયલ ઘણો, આરતીયો દીપરા તણો. માણે વેપાર અકલ મોટીએ, કાંઇક વાંધો પડયો કોઠીએ; વીમો લુંટાણો વાટમાં, ઠઠાભખરના ઘાટમાં. વાણોતરે લખ્યો એક લેખ, એ વાતે કંઇ નહી મીન મેખ; કાગળ્યું જે અતરે આવજો, હાથ અક્ષર એના લાવજો. પાંચો બોલે જુઠા બોલ, ઉતરશે આપણું તોલ; એની પાશે લેણું ઘણું, દસલાખ રૂપૈયા તણું. નહી આવો તો થાશે જાન, મોટા જનમાં ઘટશે માન; સાચો જવાબ એને દેઇશું, લેણું તે સઘળું લેઇશું. નહી આવે અક્ષર જ જશે, માંથે કરજ સવાયું થશે; જુઠુ બોલો મુકરી જાય છે, લેણાનું દેણું થાય છે. આવતાં રખે લગાડો વાર, ઘટશે વેપારીમાં કાર; જુઠા આપણને કેશે લોક, કરવા બેઠા લેણું ફોક. એ કાગળ શેઠે વાંચીઓ, સાચે દીલ પોતે સાંચીયો; જઇએ નહીતો થાશે જાન, રામા ઘેર છે રાંધ્યું ધાન. કોને સોંપી થઇએ નિશંક, કદાપી કાંઇક ચડે કલંક; નારીને સોંપે વણસે નારી, એવી શેઠે વાત વીચારી. પરપુરૂશનો મેળો કરે, ઘરત પાસે જઇ અગ્ની ધરે; ઊંચા નીચા દેખાડે દામ, કરે એહ વ્યભીચારી કામ. પુરૂશને સોંપે પરઠ પાપ, વણસે નારી આપો આપ; ગમે એવો સતવાદી હોય, કામ જીત નવ દીઠો કોય. અગનીથી ઉકળશે ઘૃત, નરથી નારી વણસે તરત; ગરથવંતો હોયે ગોરડી, કામ તણી બુધ્ધી હીણુ ખોરડી. વાટે જાતાં તો મન થાય, રંક રાય સહુ વીણુો ખાય; મોટાની કોણ વાતો કરે, મોટાની કોણ હારદ હરે. મોટાનો કોણ લોપે લાજ, મોટાને ઘેર મોટાં કાજ; એમ વિચારી આપો આપ, શેઠે માંડયો પશ્ચા તાપ. ૧૧૧ છપો—સીતા સરખી શુભ રૂપ, રાવણ રણમાં રોળાવ્યો; ઇંદ્રજીત કુંભકર્ણ ચાંચણુત્રત તે ચોળાવ્યો, દ્રોપદી સરખી નાર, સતીપણ સરવે થાપ્યું, અઢારે ક્ષોણી શઇન્ય, કુળ કઉરવનું કાપ્યું; માહા માયા રૂપ એ માન્યની, એટલી મુકે અનરથ થશે. વિચાર કરયો મન વાણિએ, શ્રધ્ધ પણે હાંશી હશે. દોહરા—વાણોતરતો છે વશ, પંડિત પેઢી પ્રધાન; સાચવે સઘળી વસ્તુને, જુવતી ધીરયાથી જ્યાન. છપા.—ઇંદ્રય સરખો અધીપત્ય, ઘેર રાણિ ઇંદ્રાણી: અલ્યા સાથે સંગ, કરતાં ભ્રાંતી નવ આણી; આતુર નર જે ચંદ્ર. રામા ઘેર રોહણી સરખી, તેણે તારા એક વાર; નેહ કરીને નરખી, પાપ પુન્ય પીછયો નહીં; ગુર પત્ની પોતા તણી, ક્ષોણ દેહ શ્રાપે થયો. નક્ષત્ર મંડળમાં જે મણી, એનાથી લક્ષ કોટ; ધોર અંધારે ગણિયા, કઇયાકઆક શત ભાત; એક ચિતામાં બળીયા, શ્રી કૃષ્ન સરખા દેવ. કુટી કુબજાને હોવી, માન્યની રૂપ મોહોજાળ; જગતમાં જાણો એવી; ભાસ્યનીએ સહુ ભોળવ્યા, દેવ ગાંધરવને

દાનવી, શામળ કહે જીત્યા જુવંતિએ, કુણ માત્ર છે માનવી. ચોપાઇ—વણજ સોંપ્યો વાણોતર હાથ, શામદ રૂડા લિધા સાથ; મેડી દેઠી વારૂ વાસીઓ, સેવા કાજ સોંપી દાસીઓ. જુવંતી ને કહે જાશું અમો, આપ તમારૂ રાખો તમો; દિલમાંહે ડાહાપણ દાખજો, પરીયાનું પાણી રાખજો. લાખીણી વધારો લાજ; કરજો આપણા કુળનાં કાજ. આઠ માસે અમો આવશું, લાખીણી વસ્તુ લાવશું. ઉમદા વસ્ત્ર તણા અંબાર, હીરાને મોતીના હાર; તે સરવે તમારે કાજ, રામા તું ભોગવજે રાજ. દોહરા—પવિત્ર પક્ષિ બે બારણે, બાંધ્યાં બુધી નિધાન; બતરીશ લક્ષણ આગળા, ભારે રાખે ભાન. કળા બુજે તે બોતરી, ચોરાશી આસન ચેત; રાગ વરણનને રાગણી, હરીકથા પર હેત; જનાતર ડાહયાં જાણીયાં, વણીકે કરયો વીચાર; એથી અનરથ થશે નહી, નીસ્ચે સોંપુ નાર. સાંભળ મેના માનની, ડાહાપણ તારૂ દાખ્ય; પરદેશ જઇ આવુ અમો, રામાને સ્થીર રાખ્ય. નીસરવા ના દીયો નારને, મંદીર મુકી પર મહેલ; થોડામાં કહુ છુ ઘણુ, સંક્ષેપ રીતથી સહેલ. સમજાવી શેઠે સારીકા, છાની ગુહે ગુજ; પરાક્રમ જોઇશું તાહરૂ, રામા તારી સુજ. મેના કહે રાખુ માન્યની, નીસરવા નહી દઉ; સત્ય વચન શેઠે કહયાં, શિર ચડાવી લઉ. સાબાશ કહીને શેઠજી, પ્રીતે પોપટ પાસ; આવીને ઉભા રહયા, વદે વાણી વીલાસ. પોપટ પાસે આવીયો, નારી કેરો નાથ; પવીત્ર છો પક્ષી તમો, હેતે ફેરવ્યો હાથ; સાંભળ સુક શોહામણા, સોંપુછુ એક કામ; અમો જાઉ પરદેશમાં, સાચવજો આ ઠામ: શેઠાણી ઘેર એકલાં, શું કહુ વારંવાર; નીસરવા દેશો નહી, ઘર મુકીને બહાર. પરણી છે મેં પ્રેમદા, જુવતી જોબન વેશ; તરૂણી તાહારે આશરે, પરઠુ હું પરદેશ. શામ દામ ભેદે કરી, વનીતા રાખજો વાશ; કલંક ન વાધે કુળમાં, તો તુજને શાબાશ. શુક કહે સુણ શેઠજી, વધ તમારો વાન; શાસ્ત્ર મધેથી સાંભળાં, તે ક્ષત ધરજો કાન. રામાને રાખી શકે, નથી જનમ્યો કો માય; સુતો મુકે સ્વામીને; જુવતી જારી જાય, મુરખ જાતી હોય માન્યની, પરઠે અવળી પેર, ગુણવંતો ગુણીયલ તજી; જાય ગુણહિણને ઘેર; પંડીત જનને પરહરે, મુરખ સંગાથે મેળ. ખરાબ કરે ખરી વાતને, ખોટો ધારે ખેલ. ઠાકર સાથે ઠગવર, ચાકર શું ચિત ચાય; નિરમળ જળ નારી તજી, નરક કુંડમાં નાહાય. શુક કહે સુણ શેઠીયા, માન્યની મુકે મેહેલ; ચીતા ન કરો ચિતમાં, સદ વિદયાથી સેહેલ. લક્ષમીવર લજ્યા રાખશે, કે રાખે તારૂ લુણ; રેહેશે પુન્ય પરતાપથી, હું કોકર તે ક્રુણ. જ્યાં સુધી મુજ પ્રાણ છે, ગુણ તાહરા ગાઉં; જાવા નહી દેઉ નારને, લુણ હરામ ન થાઉં. સારૂ કહી તે શેઠજી, ગયો પોતે પરદેશ; મંદિરમાં રહિ માન્યની, વનિતા જોબન વેશ. ખાય પીએ ખુશિ કરે, પ્રીતે ચાવે પાન; દાસ દાશિ દિલ રીઝવે, મન ગમતાં દે માન. એમ કરતાં દિન વહી ગયા, વસંત આવ્યો વેદ; કામાતુર બહુ કામની, ભ્રાંત ન રાખે ભેદ. આહાર બમણો બઇરાં વીશે, લાજ ચોથણી ચાહાય; કામ આઠ ગણો વશે કાં રંક કાં રાય. વીસ ઘણો વસંતમાં, નારીને નરસું નેહ; ભોગ ત્રપ્ત ભાસે નહી, દિલ રીઝે નવ દેહ. રાજા છયે રૂતુ તણો, વસંત કામ કહેવાય; ચતુરાં ચંચળ ચિતની, વનીતા વિહવળ થાય. વીસ ઘણો વસંતમાં, ગરીબ રંકને ઘેર; સત ઘણો શ્રીવંત ઘેર, પ્રીછે પંડિત પેર. ખાન પાન ખુબી કરે, હોંસે પેરે હાર; કામાતુર તે કામની, સજે સોળ શણગાર; કંદરપ સરપ અંગે ડસે, કહે દાસીને દુખ; સ્વામી માહારો સાંભરે, બેઠે ભાગે ભુખ. વાયદો તેતો વહિ ગયો, સ્વામી નાવ્યા શા માટ; કાંઇક સંકટ આકરૂ, કે કાંઇ વસમી વાટ. હાથ જોડી હશી પડી, શુભ બોલી સાહેલ; શેઠાણીજી સાંભળો, ખરી વાતનો ખેલ. જુવતી જોબન વેશમાં, જ

રીત ન કરી જોણ; વાટ ઉઠી તે વેશને, તન અટવાણું તેણ. પરપુરૂષશું પ્રીતડી, કામ વાસના કીધ; અપરમપાર સુખ સાંભરે, લાવો લાખેણો લીધ. માળાકાર વધુ મળી, લોપાવાને લાજ; નારીને જારી સિખવે, કરવા કુડું કાજ. ઘણા પ્રકારે પ્રિછવી; કરી કામાતુર કામ્ય; મન ટળ કાવ્યું માન્યની, સેજે નોહોતો સ્વામ. હાથ જોડી હરી પરી, કયમ કરીએ એ કામ; રીત જણાય જો રાવળે, દેહેવટ જાએ દામ; છપો.—નારિ તે નિચ સ્વભાવ, ન રહે પોતાને ઘરમે; નારિ તે નિચ સ્વભાવ, કલંક કહાવે કુળ કરમે; નારિ તે નિચ સ્વભાવ, લાજ મર્યાદ ન પ્રિછે; નારિ તે નિચ સ્વભાવ, અન્ય નર અંતર ઇચ્છે; નિચમાં નિચ તે નારીયો, પરશું જોડે પ્રિતડી; શામળ કહે સ્રિયો સમસ્તને, રૂડી નહીં એ રીતડી. ૧૯૬ ચોપાઇ.—શામ દામને ભેદે ભરી, કામનિને કામાતુર કરી; અતિ મનમાં આણી ઉલ્લાદ, એક વાર જુઓ તે સ્વાદ. લક્ષ વસા તજીને લાજ, કરોડ વસા કરો એ કાજ; શેઠ મંદીર આવે જાહરે, તજજો તે લક્ષણ તાહરે. ૧૯૮ દોહરા. કારજ જાએ કંથનો, લોકમાં જાયે લાજ; પાણી જાય પરીયા તણું; કયમ કરીએ એ કાજ. દાશી કહે દેવી સુણો, દઇવત મારૂ દાખ્ય; જાણ પરે એ વાતની, તો સુરજનો સાખ્ય. વનિતાએ કીધો વાયદો, વેદ ન ચુકુ વાત; તરૂણી આતુ ઇજ કને, રૂડી રીતે રાત. ન્યાલ થઇ તે નારીઓ, અંગે વાધ્યું નુર; ઉલટ માંહે ઉદે થયો, શોભાવંતો સુર. સોળ સજ્યા તે સુંદરી, નાર વધાર્યું નીર; આભુશણ અંગે ઓપતાં, ચરણા ચોળી ચીર. કાજળ કુમકુમ જ્યાં ઘટે, સેંથામાં સિંદુર; બરાસ કસ્તુરી અરગજા, ભોગ સકળ ભરપુર. પુષ્પ હાર કંઠે ધરયા, દરપણમાં જોયો દેહ; અંતરમાં ઉચાટ રહે, પરશું જેને નેહ. બણી ઠણી તે નિસરી, ઉલટ વાધ્યો અંગ; કામાતુર તે કામની, પયોધી પરયો પતંગ. શેઠાણીને કહે સારીકા, અંગ સજ્યા શણગાર; કાજળને કુમકુમ કરયાં, ભુવન નથી ભરથાર. સમજી તારૂ શાણપણ, કોણ પુરૂષશું પ્રીત; એ તુજને ઘટતુ નથી, રૂડી નહીં એ રીત. મેના કહે સુણ માનની, વિપરીત એતો વાત; જાઓ કોણ કામે કામની, જારી રમવા ઝાત. ઘેર નથી તુજ ઘરધણી, શણગાર સજ્યા છે સોળ; અધર્મ કરે છે અતિ ઘણો, મુખ ભરીયાં તંબોળ. સમજી તારી સુજને, જારી કામે જાય; શેઠ મુને સોંપી ગયા, એ અન્યા કેમ થાય. બાળરે લક્ષણ બાળીકા, બાળ તાહર કામ; બણી ઠણીને નિસરયાં, કોણ ધણીને ધામ. બાળ ચતુરાં તુજ ચાતુરી, શોભે નહીં શણગાર; કાંઇક લજ્યા રાખરે, ભુવન નથી ભરથાર. સાચ માનરે માનની, દૂર્ય સાખથી સાચ; નાક છેદાવું તાહરૂ, પુરણ આંગુળ પાંચ. વઢાવુ કાનને ચોટલો; જુવે જેમ બાધુ ગામ; સમજાવુ જો શેઠને, તો મેના મારૂ નામ. રૂડા કુળમાં ઉપની, રૂડા ઘરનો નાર; ગણીકાના જે ગુણ અહે, નહી તારો વેહેવાર. વાટ ઉઠી તુજ વેશમાં, ભઠ પરયો અવતાર; કંથ વિના ઘર કામની, શોભે શા શણગાર. કઠીણ વચન કાને સુણી, દીધી ધશીને દોટ; માનનીએ મેના તણી, મરડી નાંખી કોટ. પાંખો ઝાલી પીતે કરી, ચીરી નાંખી ચાંચ; ખશેરી નાંખી ખાળમાં, અધીક પમાડી આંચ. શામા થઇ તે શોકમાં, પુરણ દુખની પેર; તે દિવશ તો ગઇ નહી, પરમંદીર પર ઘેર. બીજે દિવશે તતપર થઇ, સજ્યા સંપુરણ સોળ; કસ્તુરી કેસર અરગજા, મુખ ભરીયા તંબોળ. જુવતી પોતે જોખમાં, જારી રમવા જાય; અંગ રાગ અતિ ઓપતાં, અળતે રંગ્યા પાય. પોપટ પોતે પ્રીછીયો, મેના બોલંતી બોલ; શેઠાણીનું સતીપણું, તરૂણીનો કીધો તોલ. માન ઉતારૂ તો મરૂ, મોત માથે શીદ લેઉ; શામ દામ ભેદે કરી, જાવા તો નહીં દેઉ. કરી પરીક્ષા પોપટે, મન સમજ્યો મેહેરાણ; આંચ દેખાડું અહને, તો તો પરહુ પ્રાણ. જેહ અતી મેના ત

ણી, તેહુ ગતી મુજ થાય; બળતુ કોણુ વારી શકે, જોખ કરંતી જાય. ઉપાય કરૂ એક અકલ થી. ગમતી કહુ કાંઇ ગોઠ; રૂદય રમાનું રીઝશું, ચતુરાઈ તણી એ ચોટ. જાય તેતો જુગતુ નહી, વિવામાં ઉઠે વેઠ; કાલ કપેઠ કે મુજને, શાણો સમજુ શેઠ. શુક કહે સુણ સુંદરી, બાર કહુ એક વાત; કહેવી તો ઘટતી નથી, તુતો મારી માત. જોબપણું તે જોબન, તરૂણી તારો તોર; સકળ ગુણ સલક્ષણી, જોબન કેરૂ જોર. શામા તું સમજે નહીં, જાઇ વિવાના જોખ; સ જ અવસર છે આ ઘડી, શું એરી રહે શેખ. આજ કાલ તો આવશે, શ્રીવંત આપણો શેઠ; અવસર શાને ચુકીએ, નિશ્ચે કહુછું નેટ. છપો. વણરૂતુ વરસે મેહ, તેથી તો ધાન ન પાકે; પાકમ ન મળે પુર. શતરૂ કહો શેણે થાકે; પેહેલી વિશી વિદ્યાય, ભાવ આણી નવ ભણી એક; વૃધપણે વિવેક, શાસ્ત્રનો બોધ ન સુણીયો; ગયો અવસર આવે નહી, નર નારીને તે નડે; પ્રથમ જુએ ખોઢ્યા વિના, વળતા હાથ ઘસવા પડે. દોહરો.—એમ અનેક જ્ઞતી ઘણાં, કહ્યાં કામનીને કેણ; રૂદે રમાનું રીઝવ્યું, વિનયનાં બોલી વેણ. છપા—વિનય થકી વિવેક, રાજન સભળામાં શોભે; વિનય થકી વિદ્યાય, સ્થાર થાવર તે થોભે; વિનય તણે વશ લોક, જસ આ પે જન ઝાઝા; વિનય તણે વિખવાદ, કરે નહીં રંક કે રાજા; વિનય મોટોછે વિશ્વમાં, વિનય ધર્મ મારગ ઘસે; શામળ કહે વિદ્યા વશીકરણ, વિનય માંહે આવી વસે. દોહરા.—શેઠાણીને વશ કરો, વિનય ધરી વિવેક; પ્રભાવતી પાગે નમી, સાચુ બોલી છેક. તાળી દેઇ હેતે હશો, કાંઇ ન રાખી ભ્રાંત; સાચુ કહુછું શુક તને, આપણછું એકાંત. સાંભળ શુક શોહામણા, ખાંતે તારા સમ ખાઉ, જુવતી સાથે જોખમાં, જારો કામે જાઉ. પોપટ કહે સુખે પરવરો, રૂદીયા સા થે રીઝ; જારી વિજારી વિના, ન મળે સુખનું બીજ. એવાં કામ તો તે કરે, જે ભણે વિજા રી વેદ. વિજાર વિના વિખ ઉપજે, બરે પ્રગટે મન ખેદ. આક્ષાન કહું તે ઉપરે, કરવું વિ જારી કામ; સુરસિંહરાયની સુંદરી, નંદાં જેતું નામ. અણમાનીતી રાયની, વળી વધાર્યું વે ર; વિજાર વિચાએ વાળીયું, જેહ હળા હળ ઝેર. નંદાયે વિદ્યા કરી, વિજાર વખાણી વેદ; તેહ તેતે હું શીખવું, ભ્રાંતી ટાળુ ભેદ. કર જોડી કહે કામની, સાભળ શુક સુજ વીર; સાચી પેરે શીખવો ધારણ રાખુ ધીર. શણગાર તજીને સુંદરી, ભીનાં પેહેરો વસ્ત્ર; છો ઉપર આશન કરો, શીખો શહાપણ શસ્ત્ર. પોપટે જે જે કહ્યું, શુભ બુદ્ધિ સાક્ષાત; વિસ્તાર વડે નંદા ત ણી, કેહેવા માંડી વાત. ચોપાઇ—પુરવ પંથ તણે વાશીએ, કીકંદા પુરી નગરી કાશીએ; વરણ અઢારે વસેછે લોક, સ્વપ્નામાં નવ ઉપજે શોક. સુરસિંહરાય કરેછે રાજ, અસત્ય અન્યા તન થી તાજ; મહા સુખનો મહિમા માણિયો, તે રાજાને બે રાણિયો; એક માનીતી મોટમ મતી, તે સાચુ શિરોમણી સતી; ઘણી લક્ષ્મી ઘણાં ઘર સુત્ર, પ્રતાપવંત તેને તો પુત્ર. કનકાવતી રા ણીનું નામ, વશ કરલેછે બાધુ ગામ, તે માન્યનીથી મહિપત મોય, નંદા સામુ તે નવ જોય. નવી મેહેલ ન પુછે વાત, સ્નેહ કરે નહી નારી સાથ; તે નંદા તો રીશે બળે, કારણ દુખ તે નું કોણુ કળે, સુખ ન ભોગવે એકે ઘડી, દુખ સમુદ્રના દ્રાહમાં પડી; સોકય દુખનું દાવાદળ દે હ, અગનીનો શિર વરશો મેહ, કરોડ વાર શું કહીએ કથી, શોકય સમાન દુખ બીજુ નથી; શ ણુ સાચુ પામે ખેદના, લક્ષ વીછી કેરી વેદના, લક્ષ કોટીસાં ઝાઝાં ઝેર; શોકય સમાન બીજુ નહીં વેર. છપા—રાજાને એક સાલ, ગામ ફુટઇયો ફુટે; પ્રજાને મહુ સાલ, દાણ વાંકે રાજા લુટે; વ્યાપારી શિર એક સાલ. પશ્ચ વટંતર નાંખે; ભરતાર શીર એક સાલ, ભામની જો જુદું ભાખે; સુરખને સાલ વિદ્યા તણું, દુખ બકારી શોકયનું, સામળ કહે રાણા માનજો, સી

ને સાલ એક શોકયનું. સ્ત્રી કહે ભલી અનાથ, તેથી તો મોત ભલેર; ભલી હિણાને હાથ, એથી નહીં દુખ અનેર; ભલી વિધવા કે વંઝ, ભલી ગુણકા કે ઘેહેલી; ભલી દરીદ્ર કે દ્રરય; ભલી સોહાગણ સેહેલી; માહા દાવાનળ દુખણી, ચંચળ ચીત પણ ચોકયનું; શામળ કહે શાણા માનજો, સાલ સામાને શાકયનું. દરીદ્રને મોટું દુખ, મન માન્યું નવ થાએ; કાસદને એક દુખ, નિત વિદેસે જાએ; દુનિયાને એક દુખ, જ્યારે વરસાદ ન વરસે. વંઝાને એક દુખ, તનને કારણ તલસે; કુંવારાને દુખ સ્ત્રી તણું, સરવને દુખ તે ભુખનું; શામળ કહે પાર મીંડું નહીં, સ્ત્રીને સોકયના દુખનું. અંધાને દુખ આંખ, સારૂ નરતું નવ દેખે; બેહેરાને દુખ કાન, રાગ પુરણ નવ પેખે; રોગીને દુખ રોગ, ભોગ એકે નવ ભાવે. ભીક્ષુકને એક દુખ, નામ ભીખારી કહાવે; એવાં દુખ અનેક છે, પંગાને તો પગ તણું; શામળ કહે સ્ત્રી સરવને, સોકય દાવાનળ દુખ ઘણું. ચોપાઈ–તે શામાને સોકયનું સાલ, વનિતા ઉપર ન ધરે વ્હાલ; તેનું બોલ્યું કોને નવ ગમે, રાંધ્યું રાજાજી ના જમે. એશું હેત ન આણે કોય, તે સામુ દ્રસ્ટે ન હીં જોય; મહિપતીનું જ્યાં ન મળે માન, સ્ત્રી હળવી જેમ પીંપળ પાન. ઘણા ઉપાય કામનીએ કાધ, માન કોણે તેને નવ દીવ; એક દિવશ તેતો નારીએ, જોયુ બેશીને બારીએ; માહા દુખણી થઈને તે રૂએ, અરૂ પરૂ તે જુવતી જુએ. દુખ ડુંગર માથે લેઇને, બેઠી કપાળે કર દેઈને. તળે બેઠોતો પુરો પુજ, તેને મન છે અદકી સુજ; નારી નિસાસા નાખતી, અરે અરે મુખથી ભાખતી. વરતિકે ઊંચુ નીરખીયું, પુરણ દુખ તેનું પરખીયું; સુખસાગર છે તેનું નામ, રેહેતો પોશાલયને ઠામ. કામણ ટુમણ મોટા મર્મ, વશીકરણ વિદ્યાના ધર્મ; મોહન ઊચ્ચાટણના મેળ, ખરા હુન્નરના જાણે ખેલ. જગત મોહ પમાડ્યું જેણ, રામા રોતી દીઠી તેણ; કઊતીક જોવા ઉભો રહ્યો, ધર્મલાભ કામનીને કહ્યો. શું દારૂણ તુજને છે દુખ, ઇશ્વર તારી ભાગે ભુખ; ખરો વરતીક ખાંતે બેઠીએ, તરત તેને તેડ્યો મેડીએ. માહા મનોહર મોટમ મતી, જસવંતો જાણીતો જતી; માન્યનોએ દિધાં બાહુ માન, હાજર કી.. ફોફળ પાન. શા માટે રોતાંતાં તમો, એહ દુખતો જાણ્યું અમો; તારે સાચુ બોલી સતી, સાંભળરે જસવંતા જતી. તમને દુખ કહે શું થાય, કેહેતાં દુખ જાણે જો રાય; શોશ અળગુ કરે માહરૂ, કાન નાક છેદે તાહરૂં.
દોહરા–વરતિક વળતો બોલિયો, સાંભળ વિનતા વાણ; સત્ય ન કહે મુજ આગળે તો ઇસ્વરની આણ. કોઇ વાત જાણે નહીં, કો ચેતે નહીં લોક; તેહ વાત કોને કહુ, સુકીત મારૂં ફોક. પોશા કર્યા મેં પાંચ સત, આઠમ કર્યા સત આઠ; એકાસનતો એક સત, ભકતામરના પાઠ. વીસ આહાર એંશી કરયા, ચોવીસ આહાર સેંચાર; અગાસન અગીયારસેં બીજાં વરત અપાર. અપવાસ કરયા ખટ માસના, જાગરણ કરયાં સત સાત; તરકારી તનથી તજી, સ્કંદમુળ નહીં વાત. જાત્રા કીધી જગન્નાથની, શેતરૂંજાની સાણ; આડ ચાર આખુ ગયો, વસાઇ ગયો વરવાણ; સમતસીખર મેં શેવીયા, પુજ્યા પારસનાથ; માહાવીરસ્વામી માણીયા, ટાઢો કીધો હાથ; એ સરવે નિષ્ફળ થજો, કરૂં કંઇ તારી વાત, મારણ મોહન વસીકરણ, સઘળે હું વિખ્યાત. રાણી તે રીઝી રૂદે, મેલ્યો મનનો મોડ; અથઇતી માંડી કહી, કરગરતાં કરજોડ. જળને સ્થાને સ્થળ કરે, પવિત્ર પાત્ર એ પુજ્ય; અગમ નિગમ લક્ષણ લહે, સત જન્મની સુઝ. અધિપતિનું અપમાન છે, સોકય તણુ છે સાલ; કાઢય ભાવટ તું ભવતણી, જો હોએ કાંઇ માલ, પુજ્ય કહે સુણ પ્રેમદા, નિરમળ તાહારૂ નામ; મન માને કેમ તાહરૂ, કેમ થાએ તારૂ કામ. રાણી કહે રૂખો સાંભળો, જો મરે રાણીને રાય; સપુત મરે જો શોકયનો, તો ભવનો ભાવટ જાય. ચોથી ચીર રાણી તણો, જે પુરનો પ્રધાન; વસે ચારે ચઇકુંડમાં, તો દીધુ જીવતદાન. એક

જીવે ચારમાં, ત્યાં સુધી દેહે દુખ; મરે તોતો ચિંતા ટળે, ભાગે મારી ભુખ. કોલ દીધા છે કોટીવા, સોએક ખાધા સમ; ઈશ્વરની આજ્ઞા કરી, કામ કરો નહી કેમ. મોભી વીરછે માહરો, તેનો થાય અધિકાર; સુખસાગર હું ભોગવું, તો તુ હેયાનો હાર. તમો કહો તો સાંભળું, કહો તે કરીએ કામ; તાહારી દાશી થઈ રહુ, વેચાઉ તાહારે નામ. વરતિક તે વિસ્મય થયો; કયમ થાએ પ્રોઢુ પાપ; વચન જતે વસુધા જશે, એ પણ અન્યા આપ. પાપને તે પ્રલે કરૂ, વૃત કશી વિવેક; વચન લોપ થયા તણો ઉપાય જડે નહી એક. નિરાસ જો નારી થશે, તો તો અનરથ થાય; વિશ્વાસઘાત જન જે કરે, તે નર નરકે જાય.

ચોપાઇ–વિચાર કરી બોલ્યો વરતીયો, નારી નિચ બુધિ નરતીઓ; અધિક અધરમ એ અન્યા આપ, મઉડુ કરવુ પડશે પાપ; પાટ ધાએ તો દેવો પડે, સ્ત્રીહત્યા પણ માથે ચડે; બાળહત્યા બેશે આ દીશ, ચોથી પ્રધાન તણી આસીસ. એવડું શું આપોજી તમો, એ પાતિક શીર લીજે અમો. રાણી કહે વચન તુજ ગયું, વળતુ તે દઈવત શું રહયું; શુભ વાણી બોલ્યો શેવડો, કરજોડી થઇને બેવડો. સાંભળ વનિતા વારૂ વાત, કાલે સરદ પુનમની રાત; કાળીને દેરે આવજો, પંચ પ્રકાર પુજા લાવજો; ખાનપાન ભોજન ભરપુર, લેજો ચોસઠ હાર હજુર. બોડષ પાત્ર થાપીયુ અમો, મહાપુજા આરંભો તમો; મહાવનમાં જયાં દેહેરૂં હોય, હેરૂ ત્યાં ફરે નહિ કોય. એક એક પ્રહરે પુજન થશે, દુખ તહારૂ સહુ દેવટ જશે; પંચ પ્રકારની પદ્ય ઘણી, જાણે બ્રહમ દેશનો ધણી. કે જાણે શિરોમણી શીષ, જે પાસે હોયે નવનિધ; બ્રહમદસાના ભારે ભેદ, વરણુ કરી શકે નહી વેદ. જાણે શંકર કે વેદવ્યાસ, કે જાણે એક કાળીદાસ; માયા મંદીર મંછને માંસ, પાત્ર ગ્રહ મુકતાફળ કાસ. ચાર પ્રહરની પુજા ચાર, વિનતા શું કહુ વારંવાર; અરસઠ તિરથ ચોરાશી જયોગ, બ્રહમદશાના સઘળા ભોગ. વનિતા બોલ તારા મન વશા, સાંભળ દેખાડુ બ્રહમદશા. બ્રહમદશા જાણે નહીં જેહ, અન્ય કદાપી કરશે તેહ. રઉરવ નરકે તે નર જશે, કોટી જન્મ તે અંધો થશે; માટે કોઇ ન કરશો પાપ, શામળ કહે જાઉ આપોઆપ. બ્રહમ દશા દેખાડુ અમો, શ્રોતાજન સાંભળો તમો.

છપ્પા–તુલ્ય કંચન કથીર, સુખ દુખ સાચુ ને જુઠુ; રાય રંક બે એક, એક તરૂઠયુ, એક રૂઠયુ; શતરૂ મીત્ર સમાન, સમાન દેવ્યા કે દાસી; સમાન અમરત કે વિષ, સમાન કુચ્છિત કે કાસી; સમાન પાષાણને રત્ન પણ, સમાન વસુધા વસુધા વઈકુંઠ વશા; સામળ કહે જન્મે નહી, જે નર જાણે બ્રહમદશા, સમાન અગ્નિને નિર, સમાન વહાલોને વેરી; સમાન કુંજરને કીટ; સમાન મરદને મહેરી. સમાન તરકોને તહાટ, સમાન જરવંતને જોગી; સમાન પાપને પુન્ય. સમાન ભીક્ષુકને ભોગી; બ્રહમવિધા ભારે ઘણી, કરોડવાર શું કહુ કથી; શામળ કહે સંસારમાં, બ્રહમ જાણે તે નર નથી. સાંભળી કોને સુર, ફરસુરામ ફરસોધર; દીઠા કંઇક દાતાર, કરણા સરખા કરૂણાકાર; વિધા વેદશાણગાર, બ્રહમા સરખા બહુ ભાળયા; વાલ્મીક વ્યાસ વસીષ્ટ, પ્રભુ ભજી ભય ટાળયા; નથી દીઠા નથી સાંભળયાં; ભોગવો જેણે બ્રહમદશી, શામળ કહે સ્વરગ સુધી ગતી, વિરલા કો વઇકુંઠ વશા. ચોપાઇ–ચારે તારા પુત્ર મરે, શામા સંકટ તારાં હરે; જરૂર જરૂર કાલે આવજો, કહી વસ્તુ સરવે લાવજો; અરથી ન દોષ મનમાં ગણે, વઇતો હણતા નવ હણે; અરથી અંધજ હોયે આપ, અરથી ન ગણે પુન્ય કે પાપ. છપ્પા–અરથી કામી અંધ, અંધ લાલચુ ને લોભી; અંધ સ્વારથી સરવ, અંધ મેલો મન મોભિ. અંધ અદેખો આપ, અંધ ચોરીને ચાડી; અંધ અતિ અહંકાર, કરે વાત જે આડી; અનેક એવાછે આંધળા, કાં નરને કાં નારીયો, શામળ કહે અંતર અંધછે, જે જન ઇછે જા

રોયો દોહરા-વાયદો કરી વરતીક વહયો, કાલે આવજે રાત્ય; તેતો સોકયની દાસીએ, વાટે સાંભળી વાત; પોતાની રાણીજીને, કહ્યાં કરજોડી ક્હેણ. ભણકારો મેં ભાળીયો, વાટે જેતાં વેણ. એક વનિતાને વરતીએ, કરતાં કાંઇક વાત; મેં તો એટલુ સાંભળ્યું, દેરે આવજો રાત. રાત્યે રાજા આવીઆ, શામા કેરી સેજ્ય; ભાત ભાતના ભોગ છે, હઇડા સાથે હેજ. રાણિ કહે રાજા સુણો ચતુર વાત કહુ ચોકય, કાળીને દેરે જશે, શેવદો બીજી શોકય. માનશો નહીં મારૂં કહયું, જુવો તેનો ચાલ; દેવી દેરે શું નીપજે, આવતી રાતે કાલ. મહિપતી કહે માનું નહીં, વિનતા કેરી વાત; એ રાણિ નવ નિસરે, રણમાં પડતી રાત. રાજા કહે અમે જોઇશું, ચરચા એની ચાલ; જુઠાને દંડ દેઇશું, ક્રૃત જોઇને કાલ. વેગે દિવશ વહી ગયો; પડી રાત ધમઘોર; જે વેળા જારી નીસરે, કે ચાકર કે ચોર. ખાંડુ ખેડુ કર ધરી, સુર પુર પ્રઢ ધીર; દેવી દેરે તે ગયો, વિર તણો જે વીર. પ્રતિમા પાછળ જઇ રહયો, સુભટ સીરોમણી સુઝ; પાગર્ણ પડદા ઘણા, ઘણું ઠેકાણું ગુઝ. પડદાને વળી પરતમા, દિવા પાછળ દાખ્ય; પોતાની દ્રષ્ટે પડે ભલી સાંભળે ભાખ્ય; રાજા દેખે સરવને તેને નવ દેખે કોય, જુવો ગતી ઇશ્વર તણી, તે ઠામે શું હોય. નિસા ઘટીકા બે થઇ, રાણી ગઇ રણમાંહ્ય; કટાર ધરયો કર વિષે, તોલ ઘણેરૂં તાંય. એટલે ત્યાં વરતીક આવીયો, સંપુટ કીધાં સાર; દિપક જોત દશે દિશા, એક નરને એક નાર. નારી નિરખી નરપતિ, મારૂ નહિં હવડાં આજ; આવ્યા તે કયાં જાય છે, જોઉં શું કરે કાજ. પ્રથમ બેયે ભોજન કરયું, નાહ્યાં નિરમળ નિર; વળતાં તો સરવે સજ્યા, ચરણાં ચોળી ચીર. વામ માર્ગ જે વેદમાં, શીઘ્ર શૈવે છે શકત; તે એણે આરંભીયો, થયો ભવાની ભકત. કપટીનું તો ચપટ છે, સાચાને તો સીદ્ધ; રાજાનો તો ધર્મ છે, ક્ષમા તે વેળા કીધ. ખાનપાન ખાધાં ઘણાં, કીયો ભોગ ભરપુર; એક પ્રહર એમ આચરયું, નારીનું જેયું નુર. પૂજ્ય કહે સુણ પ્રેમદા, થયો પુરો કમમ; પ્રથમ તો તારા કંથનું, કરયું કાળિએ કામ. ખમણું તેથી બીજીવરાં, પુજા તે પધ્યત પાઠ; સંભોગ કરયા શુભ રીતથી, ઠગ વિદ્યાના ઠાઠ. ચરચા જુવે છે ચતુર નર, જોઉ વહાણે શું થાય; પ્રાજે કરૂ એક પલકમાં, નાસીને કયાં જાય. વરતીક કહે વનીતા સુણો, ગઇ રાત એક પોહોર; કરયું કામ શુભ કાળીકા, રાણીનું આ ઠોર. ત્રીજે પોહોરે ત્રણ ઘણું, હાવભાવ કટાક્ષ; આલિંઘન મરદન અતિ, ભામની ભાત્યની ભાખ્ય. નરપતિ નરખે નારને, વરતિક કેરૂ વ્રત; એક ઘટીમાં બેયને, માંથે આવ્યું મત. શેવદો કહે સુણ સુંદરી, પ્રહર થયારે તર્ણ; કામ થયું જા કુંવરનું, સ્થન સાંભળો કર્ણ. તાહારો ઓરમા ઇ દીકરો, લક્ષ વસા એ લેખ; કામ કરયું એ કાળીકા, તેમાં નહીં મિનમેખ. ચોથે પોહોરે ચો ઘણું, રંગ ભોગને રાગ; હાશ હેત વિનોદથી, લે લાખોણો લાગ. ગુરૂજી કહે સુણ ગોરડી, પ્રોઢા થયો પ્રભાત; પ્રધાનનો પુરણ કરી, વેદ વિધાતા વાત. જો અવળી ગંગા વહે, રવિનો સ્થીર રહે રથ; વચન અમારૂ નહિ ફરે, શુભ વાતે સમરથ. હેતુ જન તારાં આરએ, સત્ય પ્રકારે સુખ; કામ કરયું તુજ કાળીકા, ભાગી તારી ભુખ. હોય મનમાં કાંઇ ઓરતો; પ્રીતે પાયે લાગ, આપે તુજને કાલીકા, મન ગમે તે માગ્ય. રાણી બોલ્યાં રીઝમાં, નિરમળ તાહરૂ નામ; અર્થ હતો મુજ જેટલો, તેહ કરાવ્યું કામ. રાજા રાણી પ્રધાન પુત્ર, ગયો ચારનો રોગ; ભાવટ ભાગી ભવતણી, શુભ મળીયો સંજોગ. સંધ્યા અધ સવાર અશ્ર, કરી સુખ સાગર દ્રષ્ટ; તેહ ચરીત્ર નર નારના, રાજાએ જેયા દ્રષ્ટ. અધીપતિ થયો અતિ આકળો, સંભાળ્યાં આયુધ અસ્ત્ર; પડદા માંહીથી હાલિયા, પ્રતિમા સહિતે વસ્ત્ર. પોપટ કહે પરભાવતી, રોહાણી સુજાણ; જારી રમતાં જાન છે, બિજારી કરતાં વાણ્ય. રાજા કેમ મુકે જીવતાં, કેમ

માને એની વાત; થયો શતરૂ એ શેવડો, રાણી ભોગવી રાત. શેઠાણી કહે શુક સુણો, ભણું'શા જુઠા ભેદ; નિસ્ચે મારે નારને, વળી વરતીકને વેદ. એમાં વિજારી શી કરે, શતધા સમ ખાય; ચાર પોહોર દ્રષ્ટે પડયું, તે કેમ ભુલે રાય. પોપટ કહે પરભાવતી, કહુ વિજારી વાત; આળ પંપાળ એતો કરે, દ્રષ્ટે દીઠું સાક્ષાત. ચઉદ વિધા ચોસઠ કળા, ભારતના જે ભેદ; શું કરે ખોચાર બાપડા, વિજારી આગળ વેદ. પાણી ભરે પુરાણ સહુ, બત્રીસ લક્ષણ રેહે બાર; વિજાર વિદ્યા સહુથી વડી, ચરિત્ર કરેજે નાર. શેઠાણી કહે સાત દીન, રમવા નહી જઉ રાત; શત પ્રકારે શીખવો, વિજાર તાણી એ વાત. ૩૨૨ ચોપાઈ—શુક કહે સાંભળ સુંદરી, મારી વાત જો મનમાં ધરી; અધિપતિએ દીઠો ઉતપાત, પૌઢો તે થયો પરભાત. નિકળું બાહાર ઉગમતે દીશ, છેદુ એ શામાનું શીશ; અર્ધ દાટીને હેતજ હરૂ, પરભાતે પંચ ઇટાળી કરૂં. વરતીકને કરૂ અપમાન, છેદૂ નાક બે કાપુ કાન; એના માત પીતાને ભ્રાત, મારૂ સરવને હું ખ્યાત. ખરો સહુને દેખાડુ ખેલ, પીલાવું ઘાણી કાહાડુ તેલ; હવડાં જો હું કોપ કરૂં, એને મારૂ કે હું મરૂ; એ બે જાણુને હુ છું એક, વિપરીત થાશે વાત વિવેક; જોઉ વહાણે એ કયાં જાય છે, કરમે લખ્યું તે થાય છે. એમ કહી મુકયો નિરવાસ, પ્રતિમા પાછળ પડદા પાસ; કૃત રાણી તણાં બુઝ્યો, થર થર થર રાજા ધ્રુજ્યો. તે રાણી તો ચેતી મન, જરૂર કોઈ જુવે છે જન; સ્ત્રિ ચરિત્ર રમાડુ આપ, નહિતર મળીયાં પુરણ પાપ. સોએ વરશ"તો પુરાં થાય, ઇજત આબરૂ સરવે જાય; અખંડ દેશમાં લજ્યા જશે, પિયર કુટુંબ તો દેવટ થશે. વરતિકને ચેતાવી દીધ, માંથે ભાર પોતાને લીધ; પાછાં સંપુટ કીધાં બાર, નિરભય થઈ રહી તે નાર. કરી સ્નાન સમર્યાં શ્રીનાથ, કાળી આગળ જોડયા હાથ; મારી પુજા માનો માત, રંગભોગ રમ્યાં જે રાત. તમો કહ્યુંતું તે મેં કરયું, તેણે મારૂ કારજ સરયું; જીવ્યો મારો કોડીલો કંથ, જીવી શોક પુન્યવંતી પંથ. જીવ્યો મારો પરતાપીક પુત્ર, જેહ થકી શોભે ઘર સુત્ર; જીવ્યો મારો પુર પ્રધાન, જે થકી હું પામુ માન. ચારે જીવ્યા કારજ થયું, સતીપણું તો મારૂં ગયું; કુળમાં કલંક બેઠુ એ કર્મ, ધોયું મેં હાથેથી ધર્મ. ન કરે ભામની ભુંડી ભાંડ, ન કરે ઘેહેલી ગણિકા રાંડ; ઘણાક પાપથી થઇછું ગર્ક, નિસ્ચે પડવું પડશે નર્ક. સોંપુ શીશ આરીકળ થાઉ, વિમાન બેશી વઇકુંઠ જાઉ; નથી કોઈ અહિયાં છું આપ, તમથી છાનું રહે કેમ પાપ. ચારે જીવાડણ કારણે, આવીછું તારે બારણે; હું મારૂ પ્રકાસુ પાપ, અંબા મળજો આપો આપ.

દોહરા.—આશ્વિન સુદી અષ્ટમી, હું પોઢંતી રાત; તેઅવસર તમે કહયું, પ્રતક્ષ મારી મા માત. રાણિ રાયને દીકરો, ચોથો રાણિનો ભ્રાત; પ્રાણ તજશે તે પુનમે, અધિક થશે ઉતપાત. ભાસ્યુ મુજને જાગતાં, નથી સ્વપ્નું નિરધાર; જરૂર કહયું જીવે નહી, ક્ષણ ન લાગે વાર. લક્ષ કરોડ વિશે વશા; વેદ કહુ છુ વરત, ચાર પ્રહરમાં ચાર જણ; નીસ્ચે પામે મરત. ત્યારે મે મુજને કહયું, નીસ્ચે આણી નેહ; એ ચાર કેમ ઉગરે, પડે કયમ મહારો દેહ. નવરાત્રીના નવ દીશ, કરયાં વરત મેં સાત, ઉગારો એ પુન્યથી, મહોટી કાળી માત. ચોપાઈ—એવુ કહીને જોડયા હાથ, સ્તુતિ કરી તમારી સાથ; રાજા કામ મરે મુજ તાત, પુત્ર શાટે મરે મુજ ભ્રાત; પ્રધાન શાટે મુજ નહાનો વીર, રાણી શાટે મુજ શરીર. એ જીવેને મરીએ અમો, તારે ના કીધી ત્યાં તમો; તમ આગળ મેં કરયો વીચાર, તુછે નોધારાનો આધાર. કયમ જીવે રાણીને રાય; તેનો કંઇ કહો ઉપાય. તારે તમો કહયુ તાં થકી, બીજો ઉપાય જીવ્યાનો નથી; ચારે જણ જીવ્યાનો કામ, હું જે કહુ તે કરય એ કામ.

દોહરા—જગદંબ તેહ શમીપ કહુ, સાચો છે એ સીધ; વરતીક વડો છે વિસ્વમાં, એ પાસે

નવનીધ. એણે વરત ઘણાં કરયાં, જૈન ધર્મની જાત્ર; અપવાસ કરયા ખટ માસના, પોખ્યા પ્રાણી માત્ર. એ વચે ઇશ્વર વચે, અંતર નથી લગાર; હોય ચારે જીવાડવા, તો કર એ શું વહે વાર; એક વરાં એક જીવશે, બીજો બીજી વાર; વારૂ વિઘન બળી જશે, ચાર પહોરમાં ચાર. રાજા તો મારો રાજવી, હેતે ઝાલ્યો હાથ; એ મરતાં તો મરૂ, સતી થાઉ તે સાથ. એતો મ હારો દિકરો, ઓરમાઇ પણ પુત્ર; રાજ્ય રૂડેરૂ ભોગવે, ઘણું શોભે ઘરસુત્ર. રાણીનો ભાઇ તે મુજ તણો, પુરનો જે પ્રધાન; એથી શોભે મહિપતી, પામે સઘળે માન. એમ વિચારી શેવડો, તેડયો મેં એકાંત; વચને તેને બાંધીયો, ભાગી મનની ભ્રાંત. સુર્ય ચંદ્ર સાખી કરયા, વચમાં આણ્યા ઇશ; એ ચારેને કારણે, ખોળે મુકયું શીશ. તમો કહયું તું કાળીકા, તે મેં કીધુ તર્ત; ચારનું તમ પ્રતાપથી, મોટી નાખ્યું મર્ત. સીધ તણી સીધાઇ ગઇ, વારૂ ગયો વિવેક; પાછો ફરીને તપ કરે, નીરમળ થાવા નેક, વરત સઘળાં વેહેતાં ગયાં, થયુ માહારૂ કાજ; પણ એક સતિપણું ગયુ, ગઇ લાખેણી લાજ. સતિ હું નહી સંખણી, માનવ ન જુવે મુખ; ચાર જીવ્યાં તે સુખ થયું, પણ આ દારૂણ દુખ. અધરમ કરયો અન્યા કરયો, કાયા વટલાવી કામ; ધિકાર હવે જીવ્યા વિશે, રામ રામ શ્રી રામ. માનજો પુજન માહરી, હું ધરમ ધુરંધર ધીશ: પાપ સરવે પરલે કરો, સમરપુ તુજને શીસ. રાય પ્રધાન અવિચળ રહો, સોભાગ્ય વધો એ સોક: કુંવર રૂડો કુશળ રહો, મોતી પુરયા ચોક. કહી ખડગ કોટે વહે, અંબા આગળ આપ; સત રાખજો સતિપણું, પ્રલય કરો સહુ પાપ. રાજા મનમાં રીઝીયો, ઇચ્છુ કુશળ ક્ષેમ; સાબાશ સાબાશ સુંદરી, હૈડુ ટાહાડું હેમ. હાંહાંહાં કરી હેતથી, રાજાએ ઝાલ્યો હાથ; તનને મન સોંપીયું, સ્તુતિ કીધી તે સાથ. અજાણ થઇ અચરજ અડયુ, અહીં કયાંથી મહારાજ; હું તો આવીતી જારીએ, કરવા કુડુ કાજ. રાજા અંબીકુ રીઝીયો, કનકે તોળુ કાય; તેહ પુન્ય પર તાપથી, નારી નિરમળ થાય. નારી કહેરે નાથજી, મારો મુજ આ ઠામ; અન્યા મેં અદકો કરયો. નીચું કીધુ કામ. મહીપ કહે માનુ નહીં, રણમાં આવી તું રાત; અમ ચારેને કારણે, તજે સીદ તારી જાત. ઢોલ મૃદંગ વજડાવતે, વેરયાં પુષ્પ ચોપાસ; પુન્ય દાન કીધાં ઘણાં, વનીતા આણી વાસ. કુમકુમ પગલાં પાડીયાં, મોતી પુરયા ચોક; કિરતન એનું સાંભળી, સાખી આવી સોક. પ્રધાન સહિત પાગે નમ્યા, વળી વડો જે પુત્ર; સરવે વરતાંત માંડી કહ્યાં, શામાના જે સુત્ર. આવરદા જણ ચારનો, આવી રહ્યોતો આજ; તે જીવાડયા જુવતીએ, કીધુ પરમારથ કાજ. ભઠ અવતાર તે આપણો, કરીએ એનું અપમાન; ધન્ય અવતાર એ નારનો, દીધુ જીવ તદાન. અથ ઇતી માંડી કહી, કથા સંભળાવી કરણ; રાજા શેવક થઈ રહ્યા, વેચાણ થયા જાણ ગણ. પોપટ કહે પ્રભાવતી, માન્યો પાઠ ભરપુર; ગુણ વધારયો ગામમાં, નારીનું વાધ્યું નુર. એવું ચરીત્ર જો આવડે, તો જારીએ જાઓ; નહિતર ઘેર બેશી રહો, ગુણ ગોવિંદના ગાઓ. છપો—વડો વાંક સમુદ્ર, ભામ્યનીને મસ્તક ભરીયો; એક વિજાર વચન, આળ પંપાળ તે કરીયો; પાવક પ્રલય પ્રચંડ, બળતોતો જે બાધો; ઓલવી નાંખી આંચ, દોરો એક ન દીધો; વિવેક રૂડી વિજારીયે, ત્રોહાપક્ષ તારે તરે; આવડે તેતો ઉગરે, ના જાણે નિશ્ચે મરે. દોહરા—પ્રભાતી પાગે નમી, પ્રીતે જોડયા પાણ્ય, સારી વિદ્યા શિખવી, વેદશાસ્ત્રની વાણ્ય. રાખપસનો સુત રાજવી, ઝવેર જસવંતો જાત; શામળભટ કવિએ કહી, વિસ્તારીને વાત. શ્રીગોર માળવી વિપ્ર સુભ, વેગનપુરમાં વાસ; પીતા પુરૂષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.



દોહરા—ગણપતીને આરાધીએ, નિરમળ જાણી નેહ; દુંદાળો દુખ ભંજણો, મોટમ દા ઞો મેહ. સાચી દેવી સારદા, હંસવાહની હેજ; વેણા પુસ્તક ધારણી, તરૂણી વધતુ તેજ. બિન્દે દિવશે બાણી ઠણી, શેડાણી સોહંત; ચાલી ચતુરાં ચમકતી, મન સાથે મોહંત. સુક બોલ્યો સુણ સુંદરી, જુવતી તમે કયાં જાઓ; સાચુ બોલો સલક્ષણી, મારા સમ ખાંતે ખાઓ. પ્રભાવતી કહે પોપટા, શિખી વિદ્યા વેદ; તે કામે હું નીસરી, ભાગ્યા મનના ભેદ. બાકી ન રહી બુદ્ધિમાં, નેક ન રહો ન્યુન્ય; વિજાર વિદ્યા શિખવી, પોપટ તારૂં પુન્ય. શુક કહે શામા સુણો, કરો જરૂરી કામ; રાત રમી ઘેર આવજો, હઈડે રાખો હામ. સાંભળ શુક સોહામણા, ખાંતે તુજ સમ ખાઉં; જુવતી સાથે જોખમાં, જારી રમવા જાઉં, પક્ષી કહે પ્રીછયા અમો, રૂદયા સાથે રીઝ; ચતુરાં ચિતમાં ચેતજે, છે બુદ્ધિનું બીજ. સામળીયા સોની તણી, વિનતાએ કીધુ વરત; તેવી વિદ્યા આવડે, તો તરૂણી જાજે તરત. શામકુંવરી સોનારણે, ચારૂ કરયું ચરીત્ર; શુદ્ધ પ્રકારે શીખજો, વિદ્યા એહ વિચીત્ર. પગ ખેંચી રહી પ્રેમદા, એતો વિપરીત વાત; સમજાવો શુક સુજને, ભાવ ધરીને ભ્રાંત. કોણ છે સોની સામળો, કોણ સોનારણ શામ; કોણ સાથે સોખત કરી, શાં શાં કીધાં કામ. જાઉંછે જારી કારણે, આડુ આવે આંક; આલે નહી વણ ચાતુરી, વિજાર વિનાતો વાંક. શામા કહે મુને શિખવે, તો ગુણ તાહરા ગાઉં; ભાવે એ વિદ્યા ભણુ, જરૂર કાલે હું જાઉં; તજ તું સોળે સુંદરી, ટાહાડે નીરે નાઓ; ભીને વેત્રે ભાંમ્યની, ખાંતેથી સમ ખાઓ. આજ રાત અહીંયાં રહો, કામે જાજે કાલ; સારી વાતો શિખવું, એહ વચન તું આલ. પોપટે જે જે કહયું, તે તે કીધુ કામ; શુક સંભળાવે વારતા, નાર ચરીત્રે નામ. ચોપાઈ—શાહાપુર ગામે સોની સાર, અલખત તેને અપરમપાર; પ્રેમદા ઉપર પુરી પ્રીત, ચાલે મુરખ ઊંધી રીત. એક ઘડી સુની નવ રહે, કામ્યની કામ્યની કોટે કહે. ગુણવંતિ ઘણું ગોરડી, રાખે એકાંતે ઓરડી; તાળું દેઇ રાખે ઘરમાંય, ધીરે નહીં કામ્યનીને કયાંય; જમવા રમવા કે પિયર પેર, ઘડી સુની નવ મુકે ઘેર. વેચાથી મંગાવે નિર, અધિકુ આણે એહ અધીર; કરવા નવદે કોઇસું વાત, એમ રક્ષા કરે દિન રાત. માનની કહે સાંભળરે મુઢ, પાપી મુર્ખ દિસે પ્રૌઢ. બંધીખાને રાખે મુને, તેહ ઘટે નહીં સ્વામી તુને. સાચી વાત તુજ આગળ કહુ, તારી રાખી હું નહીં રહું; રહુ તે મારે આપો આપ, જાણુંછું જે લાગે પાપ. લાજે તાતને લાજે માત, લાજે મુસાળને લાજે ભ્રાત; લાજે કુળને લાજે રૂપ, માટે આપ રાખુંછું ચુપ. તારી રાખી હું નહી રહુ, તારા સમજે સાચુ કહુ; ન કરૂ જાર પરમેશ્વર પ્રીત, ન કરૂ જાર તે રૂડી રીત. ન કરૂ જાર જે લાગે પાપ, ન કરૂ જાર જે જાએ આપ; ન કરૂ જારપરોયાં લાજતે, કહેતો કરૂ નોબત વાજતે. તુજ પાસે તેડાવુ કંથ, તુજ પાસે વળાવુ પંથ; તુજ પાસે જમાડુ જાર, તુજ પાસે ઉપડાવું ભાર. તુજ પાસે જોડાવું હાથ, દેખે જયમ તારા સજન સાથ; નરની રાખી નારી ન વ રહે, કોક શાસ્ત્રમાં એવુ કહે. તારે સોની બોલ્યો વાણ, સાંભળ સામા ચતુર સુજાણ; તારૂ જોરતો કરજે તું, ઘડીસુની નહી મુકુ હું. ઘટમાં વાત એ રીતે ઘડી, વળતી વાત વિસારે પડી; એમ કરતાં દીન વિત્યા ઘણા, તોલ ન જાણ્યા તરૂણી તણા. એક દીન કોઇ ડોશી આવીયાં, ગદિયાણા વીસ રૂપુ લાવીયા, ઘરડી ડોશી થરથર ધ્રુજતી; આંખે તે થોડુ સુજતી, થોડુ થોડુ સાંભળે કર્ણ, મંદ મંદ ચલાવે ચર્ણ, સોની ઘેર આવીને રહે, કારજ પોતાનું કહે. આવો મારી પુત્રી ને પુત્ર, શોભાવ્યું બાંધ્યુ ઘરસુત્ર; કલ્લાં આકેરાં કરી આપ, મારા માલપ્રમાણે માપ, તાહારી મેહેનત માગી લે, રૂડો ઘાટ ઘડીને દે; તે ડોસી તે પાસે ઠરી, કરામત સોનીએ કરી; બેઠી ડોશી જ્યાં ઘરમાં નાર, ઘડે ઘાટ બેઠો તે બાહાર, રૂપુ નવ ચોરાયું રેખ, બેઠી ડોશી દાવે દેખ, સોની ડેરો એ

હુ બનાવ; ચોરે નહીંતો આવે તાવ; ચોરે નહીંતો થાય ચિતભ્રમ, એ સોનીના કુળનો ધર્મ; તસ્કર જાત સોનીની ઘણી, કોકીલથી એ બમણી ભણી; સોની શા છે જેનું નામ, કરે ત્રણ્યાં તસ્કરનાં કામ; ન ગણે બ્રાહ્મણ ન ગણે ભાટ, ન જુવે માત ભગનીનો ઘાટ; ન ઓળખે એ ધર્મ કે ધર્મ, નહિ સોનીને નયણે શર્મ; પ્રથમ તો સહુકોનું હરે, વળતો ખાય કે પુન્યજ કરે; એ સોનીના કુળનો ધરમ, કરે અહરનિશ એવાં કરમ. છપો.–કોકીલ, જાતનો ચોર, તે લે ખાતર પાડીને; ચુગલી એ પણ ચોર, લે કરી માંડીને; વણિક જાતનો ચોર, લે મરડી ડાંડીને; કૃષી જાત પણ ચોર, લે ખેતિ માંડીને; કિસબ ચોર કાંઇ કોટીધા, અપરમપાર અપાર છે એ દિવશે સહુ દેખતા, પણ સાચો ચોર સોનાર છે. દોહરા–જગનનાથની અંગુળી, કાપી લીધી કાય; જગતમાં એ જાણવો, તસ્કર સહુનો રાય. ડોશીને કહે ડાહયો થઇ, સાંભળો મારી વાત; બેસો ઘરમાં ઘરૂણી કને, કહો વિગતની વાત. હુંઘ આવે તમને ઘણી, વાંસો ફાટે વરત; ઓરડામાં નારી એકલી, ત્યાં બેસારી તરત. ચિત રૂપ્ય ચોરયા તણું, મોકલી મંદીર માંય. વાતો કરવા વિનતા ગઇ, તરૂણી બેઠી ત્યાંય. અરસપરસ અધિક કરી, વીગત કેરી વાત; એક ઘડી ધિરે નહીં, એતો માહા ઉતપાત. જન્મ તણી જરા તણી, પ્રીછવી સઘળી પેર; ખાવું પીવું ખેલવું, પણ બંધનમાં વેર; ડોશી કહે દુખ નવ ધરો, લાભ તણો જસ લેઉં; બંધીખાને બાંધીયાં, તે મુકાવી દઉં. રાત પડી રૂપા તણા, કલાં કોડે કીધ; ચાર ગદીયાણા ચોરીને, ડોસી કરમાં દીધં. ડોસી કહે સુણ દીકરા, વાત કહુ એક સાચ, સોનુમેં ઘરમાં સાંટીયુ,ગદીયાણાં સેં પાંચ. તેના ઘાટ ઘડાવવા, આભુશણ રૂડા અંગ; વીરતા મન નથી ચાલતું, તો કમમ રહે એ રંગ. ઘરમાં માલ બીજો ઘણો, ભરયો પટારો પેર; તે સુનો કયમ મુકીએ. માણસ નહી મુજ ઘેર. પર શોની કહે માતા સુણો, હું નહી ઠગનો ઠાઠ; આભુષણ ઓપાવતાં, દિવસ થરોજી આઠ. ત્યાં સુધી મુજ મંદિરે, રમો જમો ગુણ ગાઓ; ઘરેણાં ઘડી આપિએ, જરૂર લેઇને જાઓ. પટારે તારે ભેદ છે, તે મુકો મુજ શિરા; અમો નહી ઉઘાડીએ, ભુજ મુજ વચે ઇરા. રામદવાઇ દશ વરાં, સુર્ય ચંદ્રની સાખ્ય; પેટી નહી ઉઘાડીએ, કાળજડુ સ્થીર રાખ્ય. તરૂણી કહે તું આવજે, પરમ દહાડે પ્રભાત; કો આગળ રખે કરે, એ વિસ્તારી વાત.

ચોપાઇ–રીઝે ભકત દેખી શ્રિરામ, રીઝે લોભી દેખી દામ; રીઝે છે નેસતી ધનિ ગાડુવે, રીઝે વિપ્ર દેખી લાડવે. રીઝે પંડિત દેખી પાઠ, રીઝે ઠગ કાંઇ દેખી ઠાઠ. રીઝે ગુણકા દેખી ગર્થ, રીઝે જેને જેવો અરથ; રીઝે કાષ્ટ દેખી સુતાર, રીઝે ટાકણુ લઇ ઉતાર; રીઝે ખાતર પાડી ચોર, કળા માંડતા રીઝે મોર. રીઝે કવીતા કરતો કવિ, રીઝે વાત સુણતાં સહુ નવી. જુવતી દેખી રીઝે જાર, સોનુ દેખી રીઝે સોનાર; દઇ દલાસો ડોસી ગઇ, તે પોતાને કામે થઇ; એક પાડોસી પોતા તણો, લંડ હરામી ડાહયો ઘણો. તે સંગાથે મેલ્યો ઠાઠ, રહેજો પટારે દિન આઠ; ખવરાવુ પીવરાવું ઘણું, તોલ દેખાડુ તરૂણી તણું; નહી આવવા દઉં કોની આંચ. સમ ખાધાથી માન્યુ સાચ. પરભાત સમે સોની ઉઠીયો, જેમ ગજ મદગળ છુટીયો. આવ્યો બાઇ તણે બારણે, કુડે હેમ લેવા કારણે; મુકયો પાટ અગોચર ઠાર, સોની બેઠો તેણીવાર. ડોસીને સમજાવી પેર, માથે મુકી લાવ્યો ઘેર; કહી ઘરમાં નારીને વાત, જોજો એહ ન કરશો ખ્યાત. પટારા પાસે બેશી રહો, કામ કાજ તે મુજને કહો; કરવા માંડયું સોનીએ કામ, તેનું કોઈ ન જાણે નામ. કાચુ કોરૂ સુખડુ ખાય, પાણી બેઠાં બેઠાં પાય; સોની ઘાટ પોતાનો ઘડે, જાણે સોનું રૂપુ જડે. પેટી ઉઘાડતાં શાની વાર, કાઢયો જુવતીએ તે જાર; રાતો તાતો માતો ઘણું, હૃદય રીઝીયું તે રામા તણું. ખાય પિયેને ખુશી કરે, એક એકને દેખી દીલ ઠરે;

આઠ દિવશમાં આઠે યામ, અહર નિશાએ કીધું કામ. સોની બાહાર અગાસે સુવે, જાર જે ઠો જુવતીને જુએ; રમે રમત સારાં સોગટાં, સુવે સેજ આપે એકઠાં. એકે વાતની ન રહી ન્યુન્ય, કોઇ જનમનું પ્રગટયું પુન; સ્ત્રિને જોબન છે ભરપુર, નરના જોગથી વાધ્યું નુર. ૭૨.

દોહરા—આઠમે દીન અરણોદએ, બોલ્યો શુભ સોનાર; બાઇ પોચાડી દેઉ હું, મુકો મુજ શીર ભાર. આ ઘરેણું તાહરૂં, આ સઉ તારો માલ; આપ મજુરી માહરી, તો તેં કીધાં ના હાલ. બેઉ જણીએ બળ કરી, મુકયો સોની શીશ; ઉશીને ઘેર લાવિયો, આપ ઉગમતે દીશ; તાળામાં ઘાલી તારૂણી, પરહેલી શુભ પ્રીત; સોની કાંઇ જાણે નહીં, રામા કેરી રીત. પાછળ ભુણે પછોતિયે, સહુથી છાનો છેક; ઉતારયો એકાંતમાં, શામા સોની એક. ઉતારયો અવનીપરે, અથડાયો અપાર; વાગ્યુ તે થઇ વેદના, અરે કીધું એકવાર, તે સોનીએ સાંભળ્યું, પછી મન મ ધે ભ્રાંત; ઉતાવળો થઇ આવીયો, આપ ઘેર એકાંત. સાચુ કહેરે સુંદરી, મન માન્યાં દેઉ માન; પટારે કુણ બોલીયું, મેં સાંભળીયું કાન. સાદ કોનો મેં સાંભળ્યો, અરે કહયું તે આજ; મારા સમ સાચુ કહો, લેશ ધરો માં લાજ. આમે મેંતો જાણીયો, કોઇક પુરૂષ પ્રચંડ; જુઠૂ બોલે જાણજો, દેશું તુજને દંડ. વાંક ગુનો બક્ષુ તુને, સાચી બોલે વાત; નહીંતો હું હાથે હણું, છેદુ કાનને નાક. ચોપાઇ— ધણીયાણી કહે સાંભળ ધણી, વાત કહુ તુજને શી ઘણી; તાળામાં મુને ઘાલી જતા, રળીઆત તમારા મનમાં થતા. મરદામી તો ઘણી ભાખતા, અહંકાર રૂદે રાખતા, કેટલીક વાત કહી કરજોડ, વળી તમસુ પાડી હોડ. રાખો તમારી નહી રહુ, સત વચન એ સાચુ કહુ; તમ પાસે તેડાવુ જાર, તમ પાસે ઉપડાવુ ભાર. સેજ તે તમારી પાથરે, તમને સુવારૂ સાથરે. તોએ તમે ન માની વાત, અથિર ઘણુ તમારૂ જાત. કહયુ તે થવાય એવાં થજો, તેડાવજો કે તમે જજો; તેનો મેં રાખ્યો કાયદો, ડોસી સાથ કરયો વાયદો. સીસ પટારો તું લાવીયો, તેમાં કોઇ પુરૂષ આવીયો; મહાપ્રચંડ તે નરૂપનુ નુર, સાચો નર સંગ્રામે સુર; મનોહર સહુને અચરજ અડે, કામ વાસના પુરી પડે. તારા લોભે તું ચુકીઓ, સેજ સમીપે તેં મુકીયો; તે નરને મેં કાઢયો બહાર, થયાં એકઠાં નરને નાર; તે ભેગી હુ બેશી જમી, આઠ દીવસ હુ રંગે રમી. શુભ પ્રકારે મળયો સંજોગ, ભોગવિયાછે રૂડા ભોગ; સાત દીવસ રહ્યાં તાં મઉન, પુરવ જનમનુ પ્રગટયુ પુન. તું ઘડતો તારા ધ્યાનમાં, અમે તો અમારા તાનમાં; થયા આઠ કરતાં દીશ, તમો પટારો લીધો શીશ; ઘર સુધી પહોચાડો તમો, એતો સાચુ બોલ્યાં અમો; વચન કહુછુ તેતો વેદ, એ વાતે નહી ભ્રાંતિ ભેદ. દોહરો—સાચુ માનુ સોનીએ, કરમાં ગ્રહયો કટાર; મારવા માંડી કોપથી, ભામ્યનીને ભરતાર. સાબાસ સાબાસ સલક્ષણી શુ બોલી મુજ સાથ; ન હોય કદિ રાકડો, જોજે મહારા હાથ; સીસ છેદુ નહી તાહરૂ, તો અંબાની આણ, મારે મોઢે માનીયું, વિપરીત બોલી વાણ. કહેતાં તો કહેવાઈ ગયું, વિત્યુ તે વરતન, સવળાનુ અવળુ થયુ, માથે આવ્યુ મરત. પોપટ કહે પ્રભાવતી, ચતુરા ચતુર સુજાણ; કેઈ રીતે સાચી પડે, સી રીતે બચે પ્રાણ. એ રામા શી રીતે ઉગરે, શી વિસ્તારે વાત; કયમ અવળુ સવળુ પડે, કયમ કરતો રહે ઘાત. કરતાં પાપતો સહેલછે; ભોગવવાં બહુ બરાંત. જો જાણો તો કહો મુને, આપણ છું એકાંત. કાહાડી કટારી કંથડે, ભ્રાંત નથી કાંઇ ભેદ; અકલ હોયતો ઉગરે, વિદ્યા વિજારી વેદ. પોપટને કહે પ્રભાવતી, વિઘન વળે નહિ વર્ત; નિશ્ચે મારે નારને, માંથે આવ્યું મરત. શુક કહે સુણ સુંદરી, જુઓ વિજારી વેદ; સારી પેરે શીખવુ, બાશો તમારો ભેદ. એક વિદ્યા કિધી અતી, રામા ચરિત્રની રીત; પતિ પાગ્ય પડાવીયો, પુરણ આણી પ્રીત. મુકાવી તાળાં કુંચીયો, મુક્યાં ઉઘાડાં દ્વાર; કર જોડાવ્યા કંથને, ભામનિયે રા

ખ્યો ભાર. પાયે લાગી પ્રભાવતી, શિખવ વિદ્યા એહ, પછે કામ એવાં કરૂં દુખે વુઠે મેહ.

ચોપાઇ—શુક કહે સુણ વિનતા વાત, રામા ઘેર રહો એક રાત; વિનતાને મન વાણી વશી, હેત પ્રિત ઘણુંથી હશી. શુક કહે સાંભળ કામની, ભોળી થઇ ગઈ તે ભામની; મારે કંથ કટારી જેમ, ભલે ભલે મુખ બોલી તેમ. વાત દુખની મનમાં વશી, ખડ ખડ ખટ હેતેથી હસી; તાલી લે સ્વામી મુજ સાથ, હેત પ્રીતથી આપ્યો હાથ; કેવા તમને છેતરી લીધ, કેવી વાત ખનાળી કીધ; મુરખ સાચુ માન્યુ તમો, એવાં કામ કેમ કરીએ અમો. કંઠે વાહયો હેતથી હાથ, શામા બોલી સ્વામી સાથ; અરે મુરખ કેમ મારે મુને, મ્રત્યુથી ઉગારયો તુને; તુજ ઉપર કોપ્યાતા દઇવ, જરૂરપણે જાતોતો જીવ; તેતો જાલમ હુતો જક્ષ, તુજને કરતોતો તે ભક્ષ. તે કહે સોનીને ભક્ષજ કરૂં, વળતો હુંતો તુજને વરૂ; રાણિ કરીને રાખુ ઘેર, પાપી એવી કરતો પેર. મેં જાણ્યું એ નિશ્ચે હણે, પાપ પુન્ય રૂદે નહી ગણે; મેં તે સાથે પ્રીતી કરી, ઘાલ્યો પટારે છેતરી. પ્રથમ પટારે પેસો તમો, વળતી સંભોગ કરશું અમો; લોભાણો પેઠો તે માંહ, મેંતો તાળું દીધું ત્યાંહ. મુવો હશે કે વળતો મરે, આપાણને પાપી શું કરે; પેટી સાથે એ આવીયો, તું તારે માંથે લાવીયો. દોહરા—સોનીને સમજાવીયો, વાત કરીને વેદ; એટલે આવી ડોસલી, ભાગવા મનનો ભેદ. સોની તું શાણો ઘણો, કુડી તારી કામ્ય; મુજ ઘેર મડદું મુકીયું, તેનું તે શું નામ. પુરૂષ કોણ પટારીએ, મારી ઘાલ્યો મુઢ; મુકયો મંદિર માહરે, પ્રાક્રમ કીધું પઉઢ. રાય રંક કે રાજવી, શાહ સુબો સુલતાન; એતો કહેછે જક્ષછું, એનૂં તે શું નામ. એક ઘડીમાં જીવતો, દેખું એનો દેહ; પળ એકે મડદું થઇ, પડયો રહે છે તેહ. સાચું માન્યું સોનીયે, જાણશે બાધુ ગામ; શુળી દેશે દેશપત્ય, થાશે વિપરીત કામ. સાચુ માની સરવથી, સ્રીને લાગ્યો પાગ; દામ આપ્યો કાંઈ ડોશીને, ઓલવી એની આગ; ડોશી કહે સુણ દીકરા. મેં કિધુ પુરણ કામ; ભુમી ખાણીને દાટતાં, વિપરિત થયું તે ઠામ. ભડ ભડ ભડ ભુડકો થયો, ઉડી ગયો આકાશ; એતો કઉતક કારમું, કરત આપણો નાશ. ચોપઇ—કદાચ જો એ રેહેતો જક્ષ, તો આપણને કરતો ભક્ષ; અરે બાઈ એ ભાવટ ગઇ, કહે સોની મુજ શાતા થઈ. તમો પ્રાણ તણા આધાર, તમો મારા હઇડાના હાર; નારીને બહુ દીધાં માન, હજાર કીધાં ફોફળ પાન. અધિરપણુ તે નરનું ગયું, કારજ તે નારીનું થયું; અણી ચુકયો શું પ્રાણજ હરે, સંસય મનના મનમાં ઠરે. દોહરા—સોની જાત શાણો ઘણું, મુરખ કરયો તે મેળ; વિજાર વિદયા વિખાણુ તે, ખરો દેખાડયો ખેલ. એવાં ચિન્હ ચતુરાઇનાં, વિવિધ વાત વિલાસ; કથા બે પુરણ થઇ, કહે કવિ સામળદાસ. પંડિતજન કરશે પારખું, સુણશે સાંજ સવેર; ગ્રંથ રચાવ્યો ગુણનિધિ, જશાવંત નર ઝવેર. શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ; સામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

——:୦:——

## વારતા ૪ થી.

દોહરા—દુંદાળો દુખભંજનો, વપુએ જોબન વેશ; ઉમા અંગથી ઉપન્યો, ગઉરી નંદ ગણેશ. શુભ સંવાદ શુક બ્હોતેરી, વિદયા વિવેક વર વાણ; પ્રેમી જનને પ્રીય છે, ભરી અમ્રત રસ ખાણ. તારુણી તે ત્રીજે દિવસ, જારી રમવા જાય; આવી પોપટ પાંજરે, ચતુર પુરૂષને ચાહ. સાબાશ સાબાશ સુંદરી, જોબ જારિએ જાઓ; સંસાર તણું સુખ ભોગવો, લ્યો લાખેણો લાહો. કદાચિત કહીં સંકટ પડે, વાંકુ આવે વેદ; તો ત્યાં ચતુરાઇ કેળવો, ભણજો રૂડા ભેદ. ધન્ય ધના સુતારને કિધું જેવું કામ, કષ્ટ પડે તેવું કરો તો તો થાએ નામ. પગ ખેંચી રહી

પેમદા, પુરાણ કહો એ વાત; ધનો સુતાર તે કોણછે, કોણ જુવતીની જાત. જાર વિદ્યા કેવી કરી, કરસુ વિજારી વર્ત; આદ્ય અંત થોડી કહો, મોડ્યુ જેણે મર્ત. શોભીતા તજ સુંદરી, જેહ સ જ્યા છે સોળ; તજ કડકડતાં કાપડાં, તજ તાતાં તંબોળ; ભિને વસ્તરે ભાવથી, અધિક કરે જો અરજ. તો તે વિધા શીખવુ, જો હોય ગુણની ગરજ, જેવુ કહયુ તેવુ કરસુ; સાંભળતાં શુભ વાત; સુક કહે સુણ સુંદરી, રહે આજુની રાત. પુરણ ગામ પુનાદર, નારાયણ નરપત્તુ નામ; વરણ અઢાર વાસો વસે, ગુણવંત રૂડુ ગામ. ધનો સુતાર એક ધનપતિ, પ્રધાન તેહનો વેશ; દાતાર વડો દાહાપણે, નામના ખાવે દેશ; પોતે પાંસઠ વરષનો, અપુત્રવંતો એહ. પંદર વરસની પરેમદા, દિવ્યરૂપીછે દેહ; ત્રીજી વારની તારૂણી, કુંવર પામવા કીધ, પ્રીત પરસ્પરે ઘણી, વઈભવ ઘેર વિધવિધ. પોળ એકમાં પિત્રાઈના, વાસવસે ઘર વીસ; સરદાર ઘેનો શીરોમણી, ભોગવે ભોગ નિશદીશ, વચન કોઈ લોપે નહી, જીવે તેથી જન; સગાં ઓશિયાળાં તેહનાં, મોટામ પદવી મન. રામા ઘેર સલક્ષણી, વિભોચારી વરત વેશ; અરસપરસ જાણે સહુ, દહાપણ ખાશે દેશ. નીંદા સહુ મુંહે કરે, કંથ ન પીછે પેર; હરખ હેત હઈડે ધરે, ધરૂણી ઉપરે ઘેર. એક દિવસ એક મિત્ર જન, ધનાને મળયો એકાંત; અથ ઇતિ આંટી કહી, ભાગી મનની ભરાંત. નિત નિત એ જારી રમે, વિનતા વિસ્વ વિખ્યાત; તમ આગળ કો નવ કહે, વિસતારીને વાત. નીંદા કરે નરનાર સહુ, તમને કોઈ ન કહે; હાકી પોકારી હું કહું, લક્ષણ હોય તો લહે. સુતાર તે સમજી ગયો, આળસ મોટી ઉઠ; કેમ માનુ એનુ કહયું, જોઉ સાચુ કે જુઠ. શું જાણુ શા માટે કહે, વીપરીત મોટી વાચ; કાને સુણ્યુ ન માનીયે, નજરે જોયુ સાચ. સહસા કામ ન કીજીએ, રૂડી કે ભુંડી રીત; ઘર સુત્ર કેમ ભાગીએ, પરહરીએ કેમ પ્રીત. રાત સમે રામા કને, વાતે બેઠો વશ; સમજાવી તે સુંદરી, પોતે આપ પ્રસંશ. વહાણે કીધો છે વાયદો, રાયનો ઘડવો રથ; સરપાવ સહરું શોભિતા, જરશે જાજો ગર્થ. ગામ કોસ આઠેક છે, દિવસ થશે ત્યાં આઠ; સુંપો આવીશ સુતારને, ઠિક બનાવી ઠાઠ. નારી કહે એતો નહીં, નયણે ભરીયાં નિર; આઠ દિવસ રહુ એકલી, તો પડે મુજ શરીર. ખાવુ પિવુ નવ ગમે, કષ્ટ પડે મુજ કાય; પીઉ વિજોગે પલકમાં, ઘડી વરસ સો થાય. નયણે નીંદ્ર આવે નહી, સજુ નહી સણુગાર; અન્ન ઉદક ભાવે નહી, ભુવન વિના ભરતાર. મરવુ રૂડુ કે માનની, ધણી વિયોગે ધેણ; એવા સ્હેસે સાહસ્વધા, કામની બોલી કેણ. રમવુ જમવુ રીજવુ, હસવુ હરખવુ હેત; તેહ તજુ હું તમ વિના, અંગાર એર સમેત. પાણી ના ભાવે પતી વિના, આરોગુ કેમ અંન; નીંદરાનાવે નાથ વિણ, તારૂણી તજશે તન. સુતાર કહે સુણ સુંદરી, સત્ય વચન એ સહાય; જે તે રીતે કાઢજો, પરેમદા દિવસ પાંચ; સોઈ ઘણુ રામા રૂદે, નીર ચલાવ્યાં નેણ; ગદ ગદ કંઠે ગળી ગઈ, વદને ન બોલે વેણ. સમખાઈ સંતોખીયાં, હેતે વાહયા હાથ; જરૂરપણે જાવુ ઘટે, સોબત રૂડો સાથ. વાંસલોને વાણી વેઝણુ, કરવત સારટી લીધ; ધનાદેને મુકી ધને, કીધુ કારજ સીધ. બૈયર કહે ખલા ગઈ, છાની કરતા રીતઃ કલોલ કરીશ કરારરાં, પાંચ દિવસ તો મિત. જુવો નારી મોઢે કરયા, કાલાવાલા ક્રોડ; એવ સાને એ આદર્યું, જારી હાંકી જોડ. પોહોર રહયો જ્યાં પાછલો, કોશ લીધા કુંભ. તોય લેવા તળાવ ગઈ, રૂદે રીઝથી રંભ. પછીત પાછળ પતી રહયો; પેઠો પરઠી પેર; સુતો સેજ તળે જઈ. ગુપ્ત પોતાને ઘેર, નીર ભરે નારી જહાં; નર એક રૂડો દીઠ. નિરખ્યો નરપતિ સારખો અવર ન પરવી પીઠ, કુળવંતો વાહાલો નહીં; નહિ પંડિત કે સુર એક વ્હાલો જે ચિત વશો, અથવા જેમાં નુર. સાન કરી સમજાવીયો, રહોજી મારે ઘેર; રમો જમો સાજી રહો, ક

રાખી મુજ પર મેર, પંથી કહે સુણ પ્રેમદા, ચિતથી એ નહી ચાહું; મારી નાખે કો મુને, જીવ મારેથી જાહો. ભોએ મારી ભામની, સિખે મારો તંન; લાભ એમાં શો લીજી, એ મેળવતા તુજસું મન. કદાચીત ભીડ માથે પડે, છુટે કુણ મુજ સાથ; શામા તુ છુટી પડે, કાને દેઇ બે હાથ. મુજને દેવરાવે શુળીયે, રાખણહાર કોણ; માટે હું આવું નહી, શિખ્યો વિદ્યા ઓણ. સમ ખાધા તે સુંદરી, વચમાં આણ્યા ઇશ; ઉનો વા વાશે નહી, જો કરશે જુગદિશ. સંકેત બતાવ્યો સુંદરી, ડાહયાપણથી ગઇ દેશ; પગલેપગલે પંથીએ, કરયો પુર પ્રવેસ. મંદિરમાં ગઇ માનની, શોભિત કીધાં સાન; પંથીને ઘણુ પરણમી, દીધુ જીવતદાન. પલંગ તળે તો પોઢીયો, સ્વામી જે સુતાર; પુરૂષ દિઠો જ્યાં પારકો; થઇ ત્યાં વાત નોરધાર. ઉદક મોદક મુકયા અતી, ખાંડની ખેળો તેલ; મરદન કરવા માનની, રૂડી રંગની રેલ. વારે વારે લે વારણા, આપાવે આલીગંન; ભકતી પર ભરતારની, જુવે હેઠેથી જન. પાક કીધો શુભ પ્રેમદા; સાળ દાળ ને વર્ત; ચોળા ઝાઝાં ચુરમાં, તરતીબેથી તર્ત. ખાનપાન તરતીબથી, તાન વાજાને ગીત; માન સન્માન શોભીત સદા, પરસ્પર રાખે પ્રીત. હાવ ભાવ કટાક્ષથી નેહ ફરકયાં નેણ; શેત્રંજ ગંજીફો સોગટા, કંઠને અમ્રત વેણ. આલીઘન આદર અતી, દેત નક્ષત્ર ભીંચ; હાસ કથા રસ વારતા, વર પરાક્રમ વિધ વિધ. સુતાર પડયો નજરે જુવે, ડાહયો પણ બહોદીશ; દંત કરડે પડી રહયો, જાણે છેદયુ શીશ. જાણ્યુ હાકમ લુટશે, નાત કાઢશે બાહાર; એકે વાત ન ઉકલે, વિચારે વાર મવાર. અંગ ઉઘાડુ દાખવે, કરે હાવને ભાવ; નેણ નચાવી ચાળવે, બાહુ બુધીથી બનાવ. બે એકઠા બેસી જમે, જમે જમાડે જુગત; એક એકના ગ્રાસ પ્રાસન કરે, ભાવ દેખાડે ભકત. પાન ચવરાવ્યા ચાવીયાં, તંબોળ છાંટાણા ત્યાંય; કરજોટ આળસ માટે અતી, મન ગમતુ માંહે માંય. રાત પડી એમ રીઝમાં, દિપક ઝાકઝમાળ; સેજય કુશમની પાથરી, ચતુરાઇ કેરી ચાલ. હાસ ગીતને ત્રત્ય નિંત, જંત્ર રાજ રિંધ રૂપ; અન્યો અન્ય આનંદમાં તે ભામ્યનીને ભુપ. ધણી બેઠો દ્રષ્ટે જુવે, વપુએ વાદયુ વેર; એને કેમ મુકુ જીવતો, પ્રગટ હળાહળ ઝેર. સૌસ કાપુ જઈ વાંસલે, કે ત્રિંઘણે વેધુ વેદ; ભવ ભરતાર ભુંડો ભજયો, ભ્રાંત ન રહી ભેદ. પોપટ કહે પ્રભાવતી, ધણીએ દીઠુ દ્રષ્ટ; ખરેખરો તે ખીજીયો, કાએ પામ્યો કષ્ટ. એ નારી કયમ ઉગરે, જડે રૂડી કયમ જાગ; સતિપણું કેમ સાચવે, પતિ પડે કયમ પાગ. ભ્રાંત ટળે ભરતારની, આવે એશું હેત; કયમ થાય સતિ સિરોમણી, પરદો તો કહો પેર. માનની કહેરે મુરખા, પોપટ પંખી પ્રીત; જુવતિ મેહેલે જીવતી, કયા પુરૂષની રીત. હોય જો કાને સાંભળ્યુ, સમ ખાઇ સાચી થાય; દીઠો પીઠો ઢાંખીએ, તે કયમ જીવતો જાય. જમ્યાં રમ્યાં સુતાં સહી, કરતાં એવાં કામ; દિઠુ તે કયમ માનશે, ઉગરવા કોણ ઠામ. શુક કહે સાંભળ સુંદરી, વિજાર તણો વિવેક; સાચી તો શામા થઇ, નિરમળ વાત કહિ નેક. આજની રાત અહિયાં રહો, જારો જાજો કાલ; તો સદ વિદ્યા શીખવું, ચતુરાઇ કેરી ચાલ. કરજોટી કહે કામની, ન રહે ધારણ ધીર; એ અબળા કયમ ઉગરે, તે કહે માહારા વીર.

ચોપાઇ—કહે શુક સાંભળ સાચી વાત, સંભળાવુ તુજને સાક્ષાત; સેજ તળે સુતો સુતાર, તેણે મનમાં કરયો વિચાર. અકળાણો આળસ વાળસ થાય, નીસાસા મુખથી મુકાય; અરે વચન મુકયું જેટલે, તરૂણી તે ચેતી તેટલે; રખે ચરચા તે જોતો હોય, કંથ સંભેરયો દિસે કોય; કાંઈક કૌતક છે કો જન, માનનીએ વિચારયું મન. મારા ઘરમાં નહી જીવજંત, કહો જડે કયમ તેનો અંત. રખે હુંકતો હોએ ધણી, ચીંતા પેઠી મનમાં ઘણી; લેઇ ઉઠી વિજારી વાત, ન કરે તો થાયે ઉતપાત. તે સ્ત્રીનો ધણી છે તળે, વળગ્યો જાર નારીને ગળે; વસ્ત્ર વિસરજન છે

તે તાણા, લે છે આલીંધન બેઉ ઘણાં; એવામાં ધોબો આવ્યો રૂદે, જાર મતે તે વાણી વદે. સાંભળ પંથી મારાં મિત્ર, તુ છે જાતે પરમ પવિત્ર. કારણ કહુ મારા મન તણું, અધાપી હેત તુજ ઉપર ઘણું; રખે મુજ સાથે સંગમ કરે, હવડાંને હવડાં તુજ મરે. મારી સાથે સંગમ થશે, તારો જીવ જરૂરો જશે. મારે પતિવ્રતા વ્રત જાણ, તારે તજવા પડશે પ્રાણ; તારે જાર તેનો બોલીયો, મન તણો પડદો ખોલીયો; મુજને તેં તેડયો છે કયમ, સાચુ ન કહે તો મારા સમ; એટલુ કરે ન લાગે પાપ, હવે સતીં કયમ થાએ આપ. તારે નારી બોલી તેહ, નર સંગાથે આણી નેહ. શિતેર પ્રકાર કરયો સંજોગ, ઇકોતેરમો કરવો ભોગ. નવાણું ભાગનું કારજ થયું, એક ભાગનું બાકી રહયુ; તુજને હું ચેતાવું તર્ત, માથે તારે આવ્યું મર્ત. ભોગ કરીશ તું છેલો જાણ, પલક એકમાં જાશે પ્રાણ. તે હત્યા બેસે શિર મુને, તે માટે ચેતાવું તુને. તારે તેણે જોડ્યા હાથ, બોલ્યો તે શામાની સાથ; તેં શા માટે તેડયો મુને, હવે કેમ હત્યા બેસે તુને; કેમ તેં મોત જાણ્યું માહરૂ, કેમ જ્ઞાન અવધી તાહરૂ. પ્રથમ મુજને તેડયો કયમ, સાચુ ન કહે તો મારા સમ. દોહરા—માન્યની કહેરે મિત્ર સુણ, વાત કહુ એક વાણ; જો વાત જુઠી કહુ, તો ઇશ્વરની આણ. મ્હારો મારા કંથનો, દિસંતો જુદો દેહ; પ્રીત મીનને જળ સમી, જયમ વિદ્યુતને મેહ. જેમ કોપલને અંબવન, જેમ ચંદ્રને ચકોર; જેમ અગ્નીને વાયુને, જેમ મેઘને મોર. જેમ કૃશ્નને રાધિકા, જેમ રોહણીને ચંદ્ર; જેમ રનાદેને રવી, જેમ ઇદ્રાણી ઇદ્ર. એક ઘડી રહીએ પરાં, વર્ષ બરોબર થાય, એક દિવશ રેહેવુ પડે, જરૂર જીવડો જાય. કંથ વિના રેહેવુ પડે, તેથી રૂડુ મર્ત, માટે ગોર પુજી ઘણી, કરચાં અંબાનાં વર્ત. કંથ પેહેલી તો હું મરૂ, એટલુ માગુ ઇશ; ગયા આજ ગામાંતરે, દોહલા ચારે દિશ. માહારા ચીતમાં હું અતી, આકુળ વ્યાકુળ થાઉ; આથી પાછી શેરીએ, જીવ વશે જાઉ. હું છું સતી શિરોમણી, અબળાનો અવતાર; પર પરષ પરખુ નહીં, જરૂર ન જાણું જાર. જુઠુ તે સ્વપને નહીં, પરશું ન કરૂ પ્રીત; ન કરૂ કુડ નથી કપટ; રામ દુહાઇ રીત. કરચરી કહુ કીરતારને, તન મનથી હું તર્ત, માહારૂદ્ર પાસે માગીએ, માંટી પેહેલુ મર્ત; સુની ઘડી એક રહે, ઘણી વીના જે ધન્ય; લક્ષ વીંછીની વેદના, ઝેર હળાહળ અન્ય. તે પેઉ પરગામે ગયા, દુખ પામું હું દેહ; વાટ જોતીતી તેહની, જેમ દાદુરની મેહ. ટોળાં વછોહી મ્રગલી, જેમ રોતી હોય રાન; તેમ હું ટળવળતી હતી, જેમ બુડયાં હોય વહાણ. એક ઘડી એક વરસની, સત કલ્પ થઇ સાચ; તે મન જાણે માહરૂ, દીવશ જશે કયમ પાંચ. એટલે વિપ્રજન આવીયો, પોઢો પંડીત રાજ; જાણે અંત્રીક્ષથી ઉતરયો, હોય ઇશ્વર જયમ આજ. જન્માક્ષર જનમોતરી, જાણે પ્રથવી પવિત્ર; જાણે ઇશાણુ તે અંગના, જાણે ચિન્હ ચરિત્ર. અગમ નીગમ આદર લહે, જાણે ભાવારથ ભેદ; જાણે શાસ્ત્ર પુરાણને, જાણે વ્યાકરણ વેદ. હાથ જોઇ જાણે યથા, સામુદ્રીક સંધાણ; ભુત ભવિષ વરતમાન એ, આગમ તણા અધાણ. વાત કહે મનટા તણી, તે વેળા તે તર્ત; સુખ દુખને હાણ વરધ, માણી જાણે મર્ત. શેરી કેરી સુંદરી, હેતે દેખાડે હાથ; જેને જેવુ નિપજ્યુ, તેવી કીધી વાત. મેં તેડયો તેને મંદીર, જોયો નર નિરદોષ; પુજી અરચી પુછીઓ, તે જોતીકને જોસ. પ્રસ્ન કરી પંડીત કહે, કહેતાં ચડશે રીશ. કહે તુતો સાચુ કહુ, જેહ લખ્યુ જુગદીશ. કરગરતે કહયુ કરગરી, રાતધા દીધા સમ; તમે મારા તાતછો; સાચુ ન કહો કયમ. ત્યારે તે વિપરે કહયું, નીતીમાન તે ત્યાળ; આજતણી મધ રાત્રીએ, કંથ તારાનો કાળ. નિસ્ચે મરશે તુજ વાહલો, હોશે તુજને હાણ; વચન મિથ્યા જાશે નહીં, વેદ વચન નિરમાણ. તારે હું પાયે નમી, દીધો મેં બહુ દરોધ; પ્રાણ તજવા મેં

મોટીઆ, પ્રભુ તણે પ્રતિબોધ. મારો સ્વામી કેમ ઉગરે, તે કહોને મહારાજ; કહોતો દેહ મારો તજુ, આ વેળામાં આજ. કહોતો આસુરાણુ આપિયે, લુટાવુ ભંડાર; કહોતો જોગણ થઇ ભમુ. ઉતારૂ શણગાર. પ્રથવી પ્રદક્ષણા કરૂ, કહોતો કરૂ કાંઇ વરત; અપવાસ કરૂ ખટ માસના, શીયળ વરતની સર્ત. કહોતો ચંદ્રાયણ ચોથણા, કહોતો નાહુ ગંગ; જેમ ઉગરે મારો ધણી, રૂડો બતલાવો રંગ. ચાર ભાઇ ચાતુર નર, પાંચમો મારો બાપ; છઠો મારો જીવડો, આપુ આપોઆપ. કંથ અમારો ઉગરે, પ્રભુ કહો તે પેર; બાંય પકડી બેસારીયો, ગુણવંત રાખ્યો ઘેર. વિપ્ર વળતો વાણી વદે, સાંભળ મારી માત; કંપ ઉગરે તાહરો, તે કહુ સાંભળ વાત. લાજ મુકુ છુ લક્ષવરાં, કહુ તેવુ કર કામ; સુંદરી તજજે સતીપણુ, જો હયડે હોય હામ. પાણી લેવા પરવરી, તળાવ વગડે તીર; નિરમળ થઇ નાવણ કરો, શુધ થાયે શરીર. વટેમારગુ વાટનો, જતો દેખો જેહ; તેડી લાવો તારૂણી, નરશું આણી નેહ. ભરતાર પેરે ભકતી કરો, બીંન ન રાખો ભરાંત; કંથની પેરે તેવડો, અધીક થઇ એકાંત. લજયા લેશ કરેશ માં, નેક ન રાખીશ ન્યુન; ન ગણીશ પોતાનો પારકો, ન ગણીશ પાપ કે પુન્ય. જમાડજે રમાડજે, ગમાડજે ગુણ ગીત; આલીંઘન આપાવજે, પતી થકી બહુ પ્રીત. એટલુ કરજે કામની, ઉતરશે તારી ગાળ; મધરાતે મટી જશે, કંથ તારાનો કાળ. પર પુરૂષ જે આણશો, ભાવે કરશો ભોગ; તરત પ્રાણ તેના જશે, સાચો એ સંજોગ. શીધુ આપી સંતોખીયો, વીપ્ર વળાવ્યો વંત; તે વેળા તળાવથી. તમને તેડયા તંત. ખાધુ પીધુ ખુબો કરી, રાજી કીધુ રાજ; આલીંઘન અંગે કરયુ, કંથ જીવાડણ કાજ. મારૂ કામ મેં તો કરયુ, થાશે કુશળ ક્ષેમ; જયાં સ્વામી મારો હશે હઇડુ મારૂ હેમ. કાળ વિત્યો મુજ કંથનો, પણ તારો છે કાળ; ચેતે તો ચેતાવીએ, મુજમાં તો એ માલ. ત્રણ પહોરનો મીત્ર તું, પામે જયારે મર્ત; અમો પાપ કયાં છુટીએ માટે ચેતાવુ તર્ત. હુ સતી શીરોમણી, કુડું ન કરૂ કામ; કંથ માટે કરવુ પડયું, તે જાણે શ્રીરામ. ત્યાં ચેત્યો ચતુરનર, તેં કહી વારૂ વાત; હુંતો તારો દીકરો, તુતો મારી માત. જણીને શું કીએ, જેણે તુટે કાન; તુતો મારી માવડી, દીધુ જીવતદાન. પલંગથી હેઠો ઉતરયો, તજી જુવતીનો જાર; ચેતાવ્યો ચતુરાઇથી, સ્ત્રીએ રાખ્યોભાર. કોપ ચઢયો તો કંથને, જે છેદતોતો શીશ; તે ગુણ જાણીને ગળયો, રેખ કરી નાહી રીશ. શાબાશ તુજને સુંદરી, શાબાશ તારૂ હેત; પ્રાણ તજત પોતા તણા, પિતા ભરાત સમેત. ધન ભંડાર લુટાવતી, કરતી તીરથ વરત; જેમ તેમ કરીને માહરૂ, મરડી નાખ્યુ નરત. લાજ લોપી પોતા તણી, વિપરીત બોલી વાણ. શામ દામ ભેદે કરી, ઉગારયા મુજ પ્રાણ. એ નારી તણી નીંદા કરે, કો પુઠે બોલે વેર; તેને કુટંબ બધાં કાઢીએ, તેડુ નહી મુજ ઘેર. સ્ત્રીને બહુ વાનાં કરયાં, સ્તુતી કીધી તે સાથ; સગા સહોદર સહિતતે, વેચાણ અબળાના હાથ. સ્વામી નીસરયો સેજથી; પ્રીતે પ્રણમ્યો પાગ્ય; વારૂ વાંક ક્ષમા કરો, રહયો જોવા એ જાગ. ભુંડે લોકે ભંભેરીયો, ભામનીનો ખોવા ભાર; તેને ઘેર તેવુ થજો, તુ મારી આધાર; વિજોગ પડજો એ શતરૂને, ભાગો તેનુ ઘર સુત્ર; નારીની નીંદા કરી, મરજો તેના પુત્ર. વણ વાંકે મરાવતો, સતી શીરોમણી નાર; તેને હું તેડુ નહી, ગણુ નહી વહેવાર. હેત પ્રીત દેખી નવ શકે, કરે તે નીંદા નેટ; તેને તેવુ દુખ હજો, ભોગવજો પાપી પેટ. ગાળો દીધી તેણે ઘણી, લોકને દશ વીશ; જુવતી કેરા જારને, પાગ્ય નમાવ્યુ શીશ. આજ થકી જે જીવીએ, તેતો તારો પરતાપ; નવો અવતાર આપયો તમો, વેદ પુરાણે છાપ. પરણી કરી પાંચ દીન, રાખ્યો રૂડી રીત; વસ્ત્ર પાંચે પહેરાવીઆં પુરણ આણી પ્રીત. વેચાણ વિનતાનો થયો, હેતે જોડયા હાથ; કુટંબને આગળ કરી, સ્ત્રીને તેડી સાથ. નીંદા કરે મુજ ના

રની, પુંઠ જુવે જે પેર; તે સહુ રાતરૂ માહરાં, ન આવશો મુજ ઘેર. સ્ત્રી આગળ સરવે કરી, માંડી વાત વિવેક; નિરાસરચા હું નિસરયો, જોવા તારો નેક. લાખીણા કીધા લાહવા, આણુ પણ અપરમપાર; વેચાણ થયો વરણાગીયો, ભામનીનો ભરતાર. ચતુરાનો ચાકર થયો, ન કરી લજ્યા લોપ; છોંયાં પરયંત જરા લહયો, કદી ન કીધો કોપ. પોપટ કહે પરભાવતી, આવડું એવાં કતક તોતો સુખે પરવરો, નહીતો પામશો અંત. આનેલ કરયો તે માંડીઓ, જેણુ દીઠું દ્રષ્ટ; તેણે છત્ર છાયા કરી, થઈ પુષ્પની વષ્ટ. જારને જુઠું સમજાવીયો, કાને સુણાવ્યું કંથ; જાર વિદયા એ તે ખરી, પરેમદા કેરો પંથ. શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ; ગવેર જસવંતા આગળે, કહે કવી સામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો, જયજય શ્રીરણછોડ.



## વારતા ૪ થી.

ચોપાઇ—સ્મરણ કરૂ શ્રી સારદા માત, પુજુ શ્રી ગણપતિ શાક્ષાત; શુક બહોતેરી કહું સંવાદ, અંતરમાં આણુ ઉલાહ. ત્રીજા દિવશ કેરે તારણી, કામ્યની કામાતુર કારણી; રાજી રાણુ બાર ભલેરી ભાત, સમા નીસરી પહતે રાત; ચોથા દીવશ કેરે આતુરી, અતિ ઉલાહ અંગે આતુરી; એટલે પોપટ બોલ્યો વાણ, સાંભળ તું તો ચતુરસુજાણ. માન્યું છે અમારૂં મન, હજ ને તો કહું છું ધનધન; રમી રાત વહેલા આવજો, નવી વાત રૂડી લાવજો. સંકટ પડે થાજો સમર્થ; વગોવાશો તેતો વ્યર્થ; દેવરાજનો નરોતમ, નહાની કન્યા વરયો તો જયમ, નાની વહુએ કીધું કામ, કરજો એ સંભાળી ઠામ; ઘણા હેતથી દઈતા હુશી, વાણી શુકની મનમાં વશી.

દોહરા—પણ બેઠી રહી પ્રેમદા, સાંભળ શુક શ્રીમંત; તમો વાત રૂડી કહી, ચોટી મારે ચંત. નરોતમ નર કોણ છે, કોણ છે નહાની નાર; સ્ત્રિ વીદીયા કેવી કરી, જોબ રમી કેમ જાર. સ્ત્રી કહે મુજ, અહો, પક્ષી જાત પવિત્ર; રોજ કરૂં છું ત્યમ કરૂં, સીખું સારૂં ચરીત્ર. નારી નાહીં નિરમાં, ભીંનાં પેહરયાં વસ્ત્ર; છો ઉપર આસન ક્રયું, તેહથી ટાળયો દસ્ત્ર. ચોપાઈ—ગંગા ગોમતી વહે છે જાંહ, ગામ એક તરૂણીપર તાંહ; દેવરાજ આવક વાણીઓ, જગ બાધામાં તે જાણીઓ, નરોતમ નાનો એક પુત્ર, શુભ શોભીત તેનુ ઘર સુત્ર. નહાની વહુ પરણ્યો તે નાર, અતી રોઠાણી અપરમપાર. કામવતીને રૂપવતી, મહા મનોહર મોટમ મતી; વાણીજ જાત ન જાએ વાહિ, દિલ પોતાને તેનો દાહી. ગામ વચ્ચે માંડે તે હાટ, વેચે સોદો વેહેતી વાટ; શેરીમાં છે મંદિર એક, રેહેવાનો ત્યાં ઠામ વિવેક. ઘર હાટ જુદાંછે જ્યાંહ, એક ચઉટે એક શેરી માંહ; રાત પોહોર જાયે જાહરે, પોઢવાની વેળા તાહરે. હાટ મધ્યે સુવે નેસતો, ચોર ચખારના ભયની વતી; હાટે સુવા નીત નારી જાય, વાટે એક તસાસો થાય. હાટે પોઢે ધણીનો ધણી, ગુણ લક્ષણને પ્રીતી ઘણી. વહુ સુવા જાએ હાટમાં, મળે પુરૂષ કોઇ વાટમાં; રજપુત રઠીઆળો વાંકડો, મરડે મુંછ રાખે આંકડો. હાથે ધરે ભાલો તરવાર, કમર મધ્ય બાંધે કટાર. મહા મચંડ પાતળીયો છેલ; મન માન્યો માન્યનીને મેલ. જાણુ વરષહાનું વાટમાં, ધરધણી તો છે હાટમાં. જાળા હેઠે જારી રમે, કલ્લોલ કરે જેમ મનને ગમે; કોણે નવ જાણ્યો તે મરમ, દઈવે રાખ્યો તેતો ભરમ. એહ વાત છાની નવ રેહે, કરે છાનું પણ લોક લહે. મહા હડકાયુ છે એ પાપ, વિચાર કરો સહુ આપો આપ. તેની કોઇ નવ જાણે વાત, એમ એકઠાં રાતો રાત; એક દિવસ પોઢયાતા સહુ, હાટે સુવા જાતાંતાં વહુ. મળ્યો વાટે માનનીનો મીત, જેથી ચતુરા રમે ચરીત્ર; વિનોદ વરખડા હેઠળ વાદ, કાને સાંભળ્યો ભુંગળ નાદ. શામા કહે

સોલંકી સુણો, ભલી વાત મુજ સાથે ભણો; ભુંગળ કયાં વાજે કહે નાર, વળતો બોલ્યો તેનો જાર. આજ આવ્યા ભવાઇઆ ગામ, રમે રાત બોરે તે ઠામ. જોવા મળયા છે આજ જન; માહારૂં તો તુજમાં છે મન. ના કહુંછુ પણ તેમાં હતો, નોકળી આવ્યો છુ અણછતો; તમો હાટે જાશો જાહુરે, અમો જોવા જાશું તાહરે. દોહરા—નહાની કહે નર સાંભળો, રાય તણા છો રાગ્રો; મારા મીત્ર તમો ખરા, મુજને તેડી જાગ્યો, મેં જનમે દોઠા નથી, ભવાઇઆ રમ તે ભાત; ઉતાવળા જઇ આવીયે, વહ્યો જશે રીધ રાત. રામાને રજપુત બે, જોવા કારણ જાય; પાછળ જઇ ઉભા રહયાં, ગાણું જે ત્યાં ગાય. દશ બારેક છે દીવીઓ, લોક છે અપરમપાર; વાજા વાજે વિધવિધે, શોભા જોતાં સાર. નાચે ખેળા નરત કરે, બોલે બાવત બોલ; થેઇ થેઇ ત્યાં થઇ રહયુ, તરબોત ઘણેરો તોલ. નહાની તો નીચો ઘણી, તનક ન દેખે તાન; પુરૂષને કહે પાછા વળો, ગમે નહી એ ગાન; પલક દરસટે પડતો નથી, તમાસાનો ટેક. પુછે પતિ ઘેર માહુરો, ત્યાં શો કરૂ બીવેક. મુજને જો ઉંચી કરો, પુરણ દેખુ પેર; તનક તમાસો જોઇને, ઘટી એ જાઉ ઘેર; તરત તેડી તે તારૂણી, આનુ આણી હેત; પાગરણ હોડાડયુ પોતા તણુ, લાહો લાખેણો લેત. જુવે છે જુગતે કરો, હાથ કથા રસ હોય; સોલંકોને સુંદરી, કળી શકે નહી કોય. ત્યાં સસરો પોતા તણો, નહાની વહુનો નેટ; તે ઘરડે દીઠી ઘર વહુ, પડયો ધ્રાશકો પેટ. એતો આપણી કુળ વહુ, વાણીજ આપણી જાત; સત સમે એ એકલી, ભલી નહી એ ભાત. કયમ જોવા આવી કામની, એતે કયાંની રીત; લોક જુવે છે લક્ષવા, પુરણ એ શી પ્રીત. પરભાતે જયારે પુછશું, નહી માને સ્રી કંથ; એંધાણ રાખુ કાંઇ એહનું, એનાથુ નહી ચંત. હળવે હળવે હાથે વતી, લીધુ પગનુ ઝેર; પછવાડેથી પરવરયો ઘણા લોકની પેર. તેલેતી તે તારૂણી, આગળ પાછળ પાગ; પાછળથી તે લઇ ગયો, લક્ષવા પામ્યો લાગ. દોટીમાં બાંધી દોધો. રાખો મનમાં રીશ; કાલે કહુ એના કંથને, છેદુ નાકને શીસ. અતિ ઉલટ ઉમેદમાં, પુરણ હરખની પેર; જોખ જોવા રહયો નહી, ગયો પોતાને ઘેર. ચેતિ ચતુરા ચીતમાં, ડોસે વાળયો દાટ; કયમ જાઉ મારે મંદિરે, કેમ જાઉ મારે હાટ. ડોસીને ડોસે કહયું, આ [illegible] વહુનાં કામ; ભવાઇયા જોવા આવીઆ, જયાં છે બાધુ ગામ. કુણ જાણે કોઇ પુરૂષની, કેહે એની આપ; તેતો મેં નવ ઓળખ્યો, છેલ પુરૂષ કોઇ છાપ. મેં પણ કામ પાકુ કરયું, કુતાલોકની પેર; છાનુ લીધુ છેતરી, ડાબા પગનુ ઝેર. ડોસી કહેરે ડોસલા, તેં કીધું પુરણ પેર; નાકને ચોટલો કાપશું, આવવા દો નીજ ઘેર. માબાપ એનાં તેડશું, દેડશું એનો ભરાત; પછી આપણ પુછશું, એહ ઝેરની વાત. પોપટ કહે પરભાવતી, એમ થયો ઉતપાત; હવે જવાબ ત્યાં શો થશે, ફેરવશે કેમ વાત. એહ વિજારી શો કરે, જે પ્રીછયો સઘળો પેર; સ્રીની લજયા કેમ રહે, જાય શી રીતે ઘેર. કેમ પાગે લાગે પતિ, કેમ વશ સસરો થાય; કેમ સાસુ સતી કહે, કેમ ગુણ એના ગાય. સાન ગઇ છે સુરલા, ઘેલો થયો ગમાર; સાચી થાય ન સુંદરી, ભુલે નહી ભરથાર. પ્રતક્ષ દીઠું પારખુ, લીધુ પગનુ ઝેર; ઉતર શો દે બાપડી, થયો તરણનો મેર.

ચોપાઈ—શુક કહે કથા કહુ કથી, ચતુરાં ચરીત્ર તું જાણતી નથી; વિસ્તારીને કહુ એ વાત, રાખુ ઘેર આજુની રાત. કરજોડીને કહે કામની, જાઉ નહી જારી જામની; સારી પેરે એહ કહો, લાયક લક્ષણ જેનુ લહો. શુક કહે કામનીને કથા, જસ લીધા જુવતીએ જથા; સસરે જયારે લીધુ ઝેર, જોયુ જુવતીએ પાછળ ફેર. ઓળખ્યો સસરો પોતા તણો, ગુણ ફેલાવ્યો તેણે ઘણો; સોલંકીને કહે સાંભળો, મુકી દયો મનનો આંબળો; તમે તમારે જાઓ વાટ, મુજને હેતે મુકો હાટ. અનરથ આજ અહકેરો થયો, સસરો ઝેર લઇને ગયો; તે પ્રભાતે લેશે પ્રાણ,

એવો કહી વિનતાએ વાણુ. કહે સોલંકી છેદુ શીશ, કોણ પુછે ઉગમતે દીશ; નારી કહે એ નવ કીજીએ, હત્યા માથે શીદ લીજીએ. એમાં શું જાએ તાહરૂ, વેચાય ઘરેણુ ઘર માહરૂ; તમે તમારે મંદીરે જાવ. ગુણ તમારા ઘરના ગાવ. વીનતા તેતો વહી વાટમાં, હેતેથી આવી હાટમાં. કંથને ઉઠાડયો કામની, જામ દોઢ ગઇ જામની; વાણીજને તેણે વશ કરયો, જગાડયો નિંદ્રાનો ભરયો. કંથ કરો એક મારૂ કાજ, વચન આપોતો માગુ આજ. વિનતા બોલ રૂદેમાં વસ્યો, હેત કરી નરોતમ હસ્યો. શુ માગે માનની માહરી, તે આશા પુરૂ તાહરી. કહે તો આપુ સારી સુખડી, જેહ થકી ભાગે ભુખડી; તુ કહે તો ચવરાવુ પાન, મન માનિતુ આપુ માન. કહો તો આપુ ખારેક ખજુર, લવીંગ સોપારી હેત હજુર. ભામની કહે ભવઇયા રમે, ગુણ તેના મારે મન ગમે; રૂદયામાં લાગી છે રાઢ, દુખ ભાગે તો તે દેખાડ. પુરૂષ કહે એ ન કરૂ કામ, રમે ભવઇયા ચોરા ઠામ; દારા કહે દુખ મારે રહયું, વચન તમારૂ વેતુ ગયુ. ના હા કરતાં આણ્યું હેત, પરવરયો પાંચે વસ્ત્ર સમેત. નારીયે નરને લીધો સાથ, હેતે બે જણ વળગ્યાં હાથ; રાત અંધારી કો નવ લહે, પ્રીત વચન મોઢેથી કહે; તમાસો જોવા ચાલ્યાં તેહ, નર નારીને અધિકો નેહ. સરવ થકી પછવાડે રહયાં, સસરે એર લીધુ ત્યાં ગયાં. કંથ તમોને શું કહુ કથી, મુજથી કાંઇ દેખાતુ નથી; કેડે તમારી તેડો તમો, તો તમાસો જોઇએ અમો. કહયુ કામની કેરૂ કીધ, ઉંચી કરી ઉછંગે લીધ. જોતાં પલક થઇ જાહરે, તે નારી બોલી તાહરે; બાળ જોવુ ને બાળ અવતાર, બાળ તારો વણજ વહેપાર. બાળ સાસરૂ જે માહરૂ, બાળ ઘરસુત્ર તાહરૂ; બાળ રમવુ ને બાળ મુજ રૂપ, પડુ જઇને મોટે કુપ. ગળે ફાંસો ઘાલીને મરૂ, દેહમાં જીવ મારો નહી ધરૂ; વછનાગ સોગટીયો ખાઉ, સસરા સાસુ પાસે નાહી જાઉ. ખમા ખમા એ તે શા માટ, બે જણ પાછાં ચાલ્યાં વાટ. હેઠી ઉતરી ચાલી નાર, કરતી પોકાર અનેક પ્રકાર. આક્રંદ કરે તે નાર અતિશ, કુટવા માંડયુ તેણે શીશ; હાથે હઇડુ હેતે હણે, નહી જીવવુ નહીં જીવુ ભણે. વણીજ કે એવડુ શા માટ, હઠ કરતાં બે આવ્યાં હાટ; તારે ઘેર મુરખ છે તાત, તેણે વિપરીત કીધી વાત. છાનો છાનો આવ્યો ફેર, લીધુ ડાબા પગનુ એર; વગુ રીતે નાખીને વહયો, આ પેલો આઘેરો ગયો. મુજને ઝાંખી પાટી ઘણી, કયમ આવ્યાં ઘણીઆણી ઘણી. કદાચ કોશુ કરીએ વાત, કયમ સાંખે એ માઝમ રાત; સસરો નહી વેરી જાણીયો, એતો નહી જાતે વાણિયો. ભોગ લાગ્યા જે જોવા ગઇ, તમેજ હા મોઢેથી કહીં;

દોહરા—કંથ કહેરે કામની, તજ મન ચીંતા આપ; સવારે સમજાવીશું, જખ મારેછે બાપ. મા બાપને મંદિરથી, કાઢી મુકુ કાલ્ય; અન પાણી આપુ નહી, ચતુરા હાટે ચાલ્ય. કલંક શીરથી કાઢવા, ભુંડી રંડા ઘેર; સાસુ સસરાને નિપન્યું, શુણજો તેની પેર; સાસુને સસરે કહયો, વહુવરનો જે વાંક; આપણે ઘેર છાજે નહી, અતિશો આટો આંક. કાલે કાઢી મુકીએ, વાઢી એનુ નાક; આજ આવી છે હાથમાં, જેમ ચમરખે ત્રાક. વાંક કહેતા જે વહુ તણો, માનતો નોતો મુઢ; પ્રત્યક્ષ દીઠુ પારખુ, પરવત સરખુ પ્રઉઢ. ઉલટમાં અરૂણોદય થયો, વહુ નાઆવી વાસ; શું મુખ લેઇ ઘેર આવશે, પ્રીત કરવાને પાસ. આવ્યો પોતા પુત્ર તણો, મોટુ દીઠુ મુખ; બોલાવ્યો બોલે નહી, દાવાનળ સમ દુખ. માબાપે કહે સુણ મુરખા, અભાગીયા અજાણ. કોઇક દિવસે કામની, લેશે તારા પ્રાણ. અલખત લુટાવે આપણી, તજાવે ઘર કે ગામ; નાત બહાર કઢાવશે, એવાં એનાં કામ. લાડકવાઇ તારે વહુ, તેં ચઢાવી શીશ; આજ દેખાડુ પારખુ, ઉગમીયો છે દીશ. પોર રાતે જોવા ગઇ, વહુ તમારી જાત, વરણ અઢારે ત્યાં હતાં, જે કોઇ પ્રાણી માત્ર. તારો તાત પણ ત્યાં હતો, ઘણા લોકનો ઘેર; પરેમદા પગથી કાઢીયું,

રાખા પગનું કાઢી ઝેર. નોશાતી રાખો નારનો, આ જો તે મુરખ તન; કાઢી મુકો કામ્યની, તો માનો મારૂ મન. કહો એના માબાપને, શીખામણ દે સાર; અવગુણ અનેક એ નારના, શુણ એના ભરતાર. માબાપથી બોલ્યો બેટડો, ફુટો પોતાનું કરમ; વરદા થયા ગતી ગઇ, કેટલીક રાખુ શરમ. જા ત્યાં જોતી હતી, ભુંડુ બોલતાં ભાંડ; ઝેર લીધુ તે ઝાંપલા, હતો હુ મારી રાંડ. લાજ મુકી કહેવું પડે, અકરમી આગળ આપ; જુવતી જોડે હું હતો, પાપે દીદો બાપ. પ્રાણ તજે છે પરેમદા, બેસે હત્યા શીશ; દેશપતીતો દંડશે, કેટલું કહુ આ દિશ. હવે કુંવારો હું મહ, પામુ નહી કન્યાય; ઝેર લેતાં ઝેરો થયો, કીધો મહા અન્યાય. કરજોરયા કંથ કામની, પ્રિતે લાગ્યા પાય; હાટે ગયા તે હેતથી, જુવતિ બેઠિ તે જાગ. નર નારી નોરા કરે, અકલ ઘણીથી આંક; એહ ગુનો બકશો મુને, ક્ષમા કરો અમ વાંક. એ જડે જખ મારી ઘણી, અંધ શું દેખે આંખ; તું મોટાની બેટડી, અપરાધ હમારો સાંખ. હવે કહે જો કો દીવસ, વાંક ગુનાના વાક્ય; તો તું ધશીને કાપજે, સસરાં કેર નાક. કાલાવાલા કહી કરગરયા, હેતે જોરયા હાથ; ત્રીજે પહોરે મનાવીયા, સાસુ સસરાં સાથ. સાસુ સસરો પાયે નમ્યા, પાય ન માવ્યો કંથ; સાચાનું જુઠુ કરયું, ચતુર વિચારો અંત. ઘરેણાં બહુ ઘડાવીઆં, સજ્ય કરયા શણગાર; જીવ્યા સુખે જોખમાં, ભામનિને ભરતાર. ઓસિયાળાં સાસુ સહિત, સસરો એનો નાવ; કોણે કલંક જાણ્યું નહી, લીધો લાખેણો લાવ. વિદ્યા વિજારી તણિ, અપરમ પાર અપાર; ભણિ જાણે જે ભામની, કરે વિધ વિધ વિચાર. વિજાર વાણ જાણી કર, દાહી ઘણેરી થાય, તે ખાંતે ખાય ખાસડાં; તનડુ તુટી જાય. શુક કહે સાંભળ સુંદરી, એહ વીજારી વાત; આણ સમજે એ કાં કરો. થશે મહા ઉતપાત. વિદયા ભણતાં વિચારજો, કરજો એવા કાજ; ન હીતર પરોયા પાંચની, લક્ષવા ખોશો લાજ, ચાર વાત એ ચતુરનર; વાણી વેદ વીલાસ. શ્રીઓડ માળવી વિપ્ર શુભ કહે કવિ શામળદાસ. વાસીવેગનપુરતણો; ગુજરદેશગુણનિધ, સેવક શ્રીવિધા તણો, રાજ રાજેશ્વર રિધ. પિતા પુરશોતમ તણો, કહે કવિતા કરજોડ; સામળ કહે સહુ બોલજો. જય જય શ્રીરણછોડ.

---

## વારતા ૫ મી.

દોહરા—પ્રથમ શારદા પરણમુ, પુજુ ગણપતી પાય; વંદુ શ્રી વીરભદ્રને, ગ્રંથ સંપુરણ થાય. ચારવેદમાં ચાતુરી, અષ્ટાદશ પુરાણ; સ્ત્રિ ચરીત્ર સુણો ઘણી, વાણી વિલાસ વખાણ. પ્રથમ કલંક દેખાડીયું, મુકરી જાતું તરત; સતિપણું સેજે થયું, માથે આવ્યું મરત. નીચ જાતીતો નિંદશે, જાણશે એતો જાર; પંડિત જનતો પારખે, ભામની રાખો ભાર. એ વિદ્યા જે કોઇ ભણે, છેતરયો તે નવ જાય; કોઇ પંડિત કોઇ મુરખા, કહાં રંક કાં રાય. આદિ અંતને આજ પણ, કાં શતર કાં મીત્ર; ચઉદ વિદ્યા ચોસઠ કળા, શિરોમણ સ્ત્રિ ચરીત્ર. પાંચમે દિવસે પ્રેમદા, ચાલી ચતુર સુજાણ; શણગાર સોળ અંગે સજ્યા, પરાક્રમ પુર પ્રમાણ. પરવરી પોપટ પાંજરે, બોલ્યો શુભ સમ વાત; ભલેભલે પધારીયા, પ્રભાવતી મુજ માત. શામાજી સોહ જાણ્યા છો, સજીને સજ્યા સોળ; અંગ રાગ કીધા અધિક, મુખભરીયાં તંબોળ. શુક હું તુજને શું કહુ, જાણ જાણીઓ જોર; શિખવી વિદ્યા સરવ તેં, અકળ કળા આકોર. ભલે પધારો ભામની, પુરણ આણી પ્રેમ; સુભગા જેમ પ્રથીરાજની, તમે કરજોજી તેમ. કોણ જાણે કોઇ દેખશો, સે કોઇક જણ કેડ; શુભ વિધા સમજાવીયે, જાણે વિદ્યાના જેડ. પગ ખેંચી રહી પ્રેમદા, કોણ હતો પ્રથીરાજ; કોણ એ સુભગા સુંદરી, કેવાં કીધાં કાજ. નિત કરતીતી તેમ કરયું, ભીને વસ્તરે જ્યાં

ત; આસન છો ઉપર કરયું, આપે થઇ એકાંત. કહેછે શુક સારી કથા. કામની સુણે કાન; પવિત્ર કથા પ્રથીરાજની, રાણી ગઈ જે રાન. ચોપાઇ—ધારાનગર ધરમી શુભ ગામ, પ્રથીરાજ રાજાનુ નામ; ભોજ તણો એતોછે પુત્ર, શોભીત રૂહુંછે ઘર સુત્ર. સુભ સુભગા સુંદરીનુ નામ, રૂપે રૂડી કોટિક કામ; અસ્ટાદસ વિદયા તે ભણી, ગુણ સઘળા એ ગઉરવ ગણી. જાર વિદયા કેરૂ મન થાય, રાજ મહેલથી નવ જવાય; આકુળ વ્યાકુળ તેતો થઇ, એક દીવસ જારીએ ગઇ. તેનો તુજને કહુ વિસ્તાર, વિજાર વિધાથી પામી પાર; એક દીવસ રાણી માળીએ, બેઠી જોખ કરે જાળીએ. વેણા જંત્ર કરે છે ગાન, પ્રીતેથી ચાવ્યાં છે પાન. એટલે એક જોગી અદભુત, અંગ બાવે ભરી વિભત. અધીક સોભા તે ઠામે હવી, કાયા કારમી નઉતમ નવી; માગવા મધુગરી આપે અટયો, પ્રેમદા કેરી દ્રષ્ટે પડયો. મોહ પામીને વાગ્યું બાણ, પરવશ પડયો રાણીનો પ્રાણ; છેક વાત છોછી છાનીએ; પ્રેમદાની બુધી પાનીએ. પંડિતની મુરખ પે જાય, ધનવંતની ગરીબ શું ખાય; ઉંચની નારી નિચપે રમે, ગુણીજનનીને નીરગુણ ગમે. સો વાસાનો તોડે પ્રીત, રામામાં છે અવળી રીત; વાટે જાતાં પ્રીતી કરે, પારકુ મત ક્ષણમાં હરે. કેટલા અવગુણ કહીએ ઘણા, અવનીમાં આજ તરણી તણા; જેટલુ છે સાગરમાં નીર, એટલા અવગુણ તરૂણિના તિર. રાજાની રાણી માંણે રાંક, એતો નિસ્ચે આડો આંક; તે રાણીએ દીઠો જન, વિહવળ થયુ માનનીનુ મન. ઘણાં વાનાં કરી તેડીયો, છેલી પૌતાની મેડીએ; આસના વાસના કીધી કોડ, કામની ઉભી રહી કરજોડ. ખાનપાન મુકયાં પકવાન, માનનીએ માગ્યું વિરંજદાન; હાવ ભાવ કટાક્ષજ કીધ, તન મન ધન ચિત્ત ચોરી લીધ. તે સીંધ તો સમજયો છે પેર, હું કયાં આવો એને ઘેર; જપ તપ મારૂ મિથ્યા થશે, દેહનો હાણ હસારત હશે. બેઠો તેવો તે ઉઠીઓ, જાણે કો મદગળ છુટીઓ; હેતે નારી ઝાલ્યો હાથ; સ્નેહ કરવા માંડયો તેસાથ. દોહરા—સીધ કહે શામા સુણો, રાણી શીધનુ રૂપ; તારો કંથ કોડામણો, ભારે નગરનો ભુપ. તેની લજ્યા ન લોપીએ, કરીએ ન કુડુ કરમ; અમો સીંધ સલક્ષણા, આદરૂ નહી અધરમ. ગરજ હોય જો તાહરે, કામ હોયતો કહાવ્ય; નદી પાર રણમાં રહુ, માહારી મઢુલીએ આવ્ય; અદ જોજન એ ઠામછે; વડા ચોવટે વાટ; ઘણું ગાંધ્રવ મસાણછે, ઘર હમારો ઘાટ. ત્યાં આવે તેને મળુ, વાતો કરીએ વેદ; કામ હોય તો કેહેજે મુને, ભાગીશ તેનો ભેદ. સંતોખી તે સીદ્ધ ગયો, મોહયુ રાણીનું મન; આ વેળા અરપણ કરૂં, તન મન સહીતે ધન. રાજા બેઠા રીઝમાં, કરે છત્ર ત્યાં સીસ; નાટારંભ નવ રંગના, દીલ ચાહ તે દીશ. કવિ કવિત કથા કહે, પંડિત વાંચે પાઠ; જોશી જુઅતુ ઓચરે, થઇ રહયો છે ઠાઠ. અધિક નાચે છે અપછરા, માગણ પામે માન; રાગ વરણ ને રાગણી, ત્રીવીધ મેળાં તાન. એટલે આવ્યો તે સમે, નઉતમ સોદાગર નીર; ચાર લાખ મોહોરે તણુ, ચાતુર લાવ્યો ચીર; કીમત કરાવી કોટીધા, આપ્યા ગણીને દામ. ભેઠ લાવ્યા તે ભુપને, કામની કેરે કામ. ચોપાઈ—રંગ મોહોલે રાજા આવીયો, લાખેણું ચીર તે લાવીયો; રાણીના મુખ આગળ ધરયું, શામાનુતો કારજ સરયું. રાજાએ સ્તુતી કીધી ઘણી, ધરમ અવતાર ધોરંધર ધણી; હું તો છું તમારો દાસ, પ્રીછો તે માગો મુજ પાસ; તુ કહે તે કબુલજ કરૂ, પલક એક તો નહીં પરહરૂ; જુગત કરીને ભોજન જમ્યાં, રમત ઘડી બે ચારેક રમ્યાં; ભર નિંદરા થયો ભરતાર, કરયો વિચાર નમેરી નાર; એતો ચીર પેહેરૂં જાહરે, મળે સીદ્ધ મુજને તાહરે. સીદ્ધ વિના હું જીવ કયમ ધરૂ, આતમઘાત કરીને મરૂ; ઘડીએ વરસ સો સો થાય છે, જોગી જોવા વડો જાય છે. પાળે પગલે પંથે પળું, મધ્ય રાત પેહેલી જઇ મળુ; જાવા કાજે થઇ તઇયાર, લીધી ઢાલ કરમાં કટાર. માનનીએ મન મનસા ધરી, હેત થકી હેઠી ઉતરી.

જળ પ્રવાહ નદીએ જાણીઆ, માનનીએ લીધો માણીઆ; સુર પુર ધ્રટધીરજ થઇ, ગુણવંતી ગહ્વરમાં ગઇ. ઝબકીને રાજા જાગીઆ, મન માંહે બીવા લાગીયો; થનાર વસ્તુતે શી થાયછે, જોઉ જુવતી તે એ કયાં જાયછે, ઘણી રાત અંધારી ઘોર, વાટે વાઘને મળશે ચોર. આભુષણુ પાંચ કરોડાં તણાં, બોજાવસ્ત્ર અમુલક ઘણાં; સુકોમળ જુવતિની જાત, કાળ અંધારી માઝ મરાત. કામનિ જાયછે કારણુ કીએ, બીહામણી રાતે નવ બીહે; રાજાએ કર આયુધ્ધ ધરયાં, પ્રમદા પુંઠે પરીઆણુજ કરયાં. લગભગ લગભગ આવ્યાં બાહાર, આગળ પાછળ નરને નાર. માનની મન સાથે માણતી, પુંઠે પુરૂષ નથી જાણતી. તેને મન છે મોટમ મામ, કામ વાસના સીધ શું કામ; નારી જાતે નીચ સ્વભાવ, એહ બન્યો તે ઠામ બનાવ. દોહરા—ચાલી ચતુરા ચમકતી, માનનિ મોટમ મેર; એટલે મળિયો મારગે, સારદુલ સવાયો શેર. નઉતમ વાઘ નવ હાથનો, મુછ પુછ કરતો કરોધ; પોકાર કરી પુંઠળ થયો, જે જોરાવર જોધ. મુછ મરડી કરડી દંતને, ફુંફ્વાડે મારી ફાળ; જોરાવર જમ દુતથી, કૃતાંત સરીખો કાળ. જેવી જવાળા અગ્નિ, પ્રલયકાળની આંચ; ધાયો તે ધરણીં પતિ, સિંહ રૂપી તે સાંચ. હાં હાં કહીને હાંકીયો, કાઢયો કમર કટારપેટ તળે રોષણ કરી, મારી તેનો ધાર. ચોપી મધ્ય ચુના લવે કાઢી પાર કટાર; પાપીને પ્રાજે કરયો, તે નર હણીયો નાર. કાઢી નાખ્યો કરકને, મારયો તે મહેરાણ; વાઘ વિડારી નીસરી, ચતુરા ચતુર સુજાણ. તે રાજા દ્રસ્ટે જુઓ, કામનીએ કેરા કેણ; એ રામા મુજને હણે, જો વદુ વદનથી વેણ. માન્યની ચાલી મલપતી, નદીએ દીઠું નીર; ગાજે ઘોર ગંભીર ઘન, તરૂણી ઉભી તીર. હીંમત મેલે નવ સરે, લાલચ લોભ લગન; મેલાં વસ્ત્ર તે માળુમાં, નારી થઇ નગન. પાછળથી પોત્યો પતી, ગાજે રાત ઘન ઘોર; એટલે મળીઆ વાટમાં, ચાર ચોથણા ચોર, બાંધ્યા હથીયાર બાદુર જસા, ભીડયા ભાથા અંગ; ઘેરી લીધી ઘણે જણે, રામા કેરે સંગ. જુવતિ કહે જોઈ આવજો, કામની સાથ કલોલ; એક એક કર બાણુથી, [રિવ લોક પમાડયા સોળ; એકે તીરે એક જણ, મારી નાંખ્યા મુઢ; પાછળથી પતિ જુવે, પ્રાક્રમ કીધું પ્રઉઢ. પ્રીતે પરેમદા પરવરી, ધારણ રાખી ધુત; બોહોરૂપી બીહામણાં, ભારે મળીયાં ભુત. ઉડે ભડકા અગ્નિ તણા, થાયે લોપ અલોપ; દંત દાઢો કકડાવતાં, કરતા આવ્યા કોપ; કેટલાને તો [illegible] હીં, કેટલાને તો હાથ, કેટલાંને મસ્તક નહીં, સુંઢયાં શામા સાથ, વીકટ પંથ બીહ[illegible] વિપરીત વાયુ વાય; જખ મારોછો જક્ષ તમો, ન ગણે લેખા માંય; એક અંગો અંગે આવીયો, દાવો કરવા દીસ, ચતુરાએ ચોટી ગ્રહી, છેદવા માંડયું શીશ. પ્રેત પાગે નમ્યાં સહુ; મુકય મુકયરે માત; અમો કીંકર છું તાહરાં, રખે કરોજી ઘાત; અમો તમારાં છોકરાં, અમો તમારાં રાંક; અમો આકર છું તાહરાં, ક્ષમા કરોજી વાંક. પાણજોડી પાયે નમ્યાં, મુકી દીધા મેળ; પતિ પોતાનો પાછળે, ખરા જુવેછે ખેલ. મહા મસાણમાં માનનિ, શોભેછે જયાં સીધ્ધ; જગાડીયો જુગતે કરી, રામા પાસે રીધ. આંખ્યો ચોળી તે ઉઠીયો, કહે કામની તું કોણ; હું તમને નવ ઓળખું, પ્રગટ થઈ કેમ ઓણ. હું રાણી રાજા તણી, કરયો વાયદો આજ; મધરાતે મળવા તુને, કરવા આવી કાજ. પડે શિતના સરવડા, હીમ ગળે છે હાડ; પાછી વળરે પરેમદા, માનુ તારો પાડ. માબાપ અમે તો મુકીયાં, મુકયો અર્થને ગરથ; પરણી પરેમદા પરહરી, વીહાર કરૂ તે વ્યર્થ. વસ્તી તજીને વનમાં; વસુ છુ ગેકાએક, જપ તપ મારૂ કયમ તજુ, તારી થાય શો નેક. હું રૂપે રંગે નથી, છે અંધારૂ ઘોર; ટાઢ વાયછે ત્રીબીધે, ચતુરા નાહી હું ચોર. જાલંધર કીધો જાગતો; નારી દેખાડયુ નીર; તપેશારને તપાડવા, ઓતનીએ બાળી ચીર. મેલ્યા મેવા સુખ આગળે, મેલ્યાં આગળ પાન; રૂપરંગ દેખાડીયુ, દોજી જીવતદાન. તમને દીઠા જયારના, તજ્યું જ

લને અન; મધરાતે મસાણુમાં, હતુ મળવાનુ મન. તપરી કહેરે તારૂણી, ભ્રષ્ઠ પડ્યો અવતાર; રાજા સરખો શીરપતિ, ભુપતી તુજ ભરથાર. બાળ અવતારને બાગ બુધ, બાળ નારનુ નીર ચાર લાખ મ્હોરો તણુ, જે પેહેરાવે ચીર. સોળ સજે છે સુંદરી; સોળ કરોડે સાર; આણુ વરતે આ દેશમાં, ભામની તુજ ભરતાર. ચંદન કેરા ઢોલીયા, સેજ પાથરયા ફુલ; તે મુકી મશાણુમા, આવી જોવા ધુળ. મુજમાં શુ દીઠુ માનની, લાગી કેમ લગન; રાખ ચોળી રસ્તે રહુ નફ્ટ થઇ નગન. ભાખર માગી ખાઉ ભાવતાં, સુવા સાથરો સેજ; ચતુરા બાળ તુજ ચાતુરી, હઇડે કયમ આવે હેતજ, એમ અવગુણ અધીકા કહયા, નંદી નાખી નાર; બુધ સાગર તે નવ લહે, ભામનીનો ભરતાર. કરોધ ચઢયો તે કામની, દુખ લાગ્યુ તે દીસ; મેલો ખડગને મારીયો સોધનુ છેદ્યું શીશ. પાછી વળી તે પરેમદા, જેમ આવી તેમ તાંહ; રાજા પણ લગભગ ગયો, માણ્યો મ્હોલાં માંહ. અધીપતી ચડયો અટારીએ, જુવંતી ચરચા જોય, રામા ચરીત્ર રૂદે ધરયુ કળી શકે નહી કોય. એટલે અહી એક નીસરયો, ચાર વામનો ચંદ; મણીધર મહા એરી મહંત, તુંખી જેવો તુંડ. જેવો વીશધર વાસુકી, જેવો પુંડરીક પ્રઉઢ; મારી ઓટ માનની પરે, ગરળ નાંખ્યો તે ગુંઢ. ફેણા નાખી ફુંફડાવતી, કરીયો કોપ કરોડ; ઓસી લીધો ઝટપથી, મરડી કરયો મરોડ. વીસ કડકે વીદારીયો, ભરિ મુકયુ એક માટ; માનની ગઇ તે મેડીએ ખોળતી આવી તે ખાટ, એટલે એક બિલારીએ, મારયો મુખક ભોમ; બિનિ રાણી બાપડી, રૂદે ઉઠયા રામ. ઉડી તાંથી ઉછળી, દીઠુ નહિ તે દીસ; દેહ અથડાયો દાદરે, શામાને વાગ્યુ શીશ. પાટો બાંધ્યો પરેમદા, દીઠી પતીએ પાસ; જસ બોલ પતી જગાડીઆ, હેતે કીધુ હાસ. પોતે કાઇ નથી જાણતી, જાણે કોડીલો કંથ; રાજ સભા રાજા ગયો, પ્રભાતે ઉઠી પંથ. પંડીત મળીયા પાંચસે, રાજ કુળી છત્રીસ; નાટક ચેટક અતી ઘણાં, બહુ લક્ષણ બત્રીસ. પ્રશ્ન કરે પંડીત સાહુ, પુછે રાજા રીત; મારૂ પુછયુ જે કહે, તે પુરો પંડીત. સંભ્રમ દશક અલંકાર. આ શીર ફુટો એ શીર પાટો, આસિર ફાટો આજ, એ કહે તે કવિંજન ખરો; શીર ફુટયો કુણ કાજ.

દોહરા.—સુણતાં સહુ છાના રહ્યા, ઉત્તર કોણે ન દીધ; સુણી અધિક અચરજ અટયું, કહે ને શું કીધ. ચોપાઇ.—પોપટ કહે સુણ પરભાવતી, મન સાથે કોપ્યો મહીપતિ; આજ પહોર પાછલે દીશ, એ શામાનું છેદું શીશ. એ નારીનું કરૂ અપમાન, છેદુ નાકને છેદુ કાન; અરધ અંગ અવનીમાં ધરૂં, પંચ ઇટાલો કોડે કરૂ. તેડુ એના માતને તાત, તેડુ એના સાતે ભ્રાત; મેળુ કુટંબ સહુનો મેળ, પિલાવી ધાણ્યો કાઢુ તેલ. બરવાહન કરાવુ ઘણું, મુખ ના જોવું તારૂણી તણુ; પ્રથમ ચીર મંગાવી લેઉ, જુઠી પારીને દંડજ દેઉ. ૧૧૨. દોહરો. પોપટ કહે પરભાવતી, ગુણવંતિ રહો ઘેર; પછી એહની શી થશે, જાણો તો કહો પેર. એ નારી કયમ ઉગરે, સતિ સીરોમણી થાય; કયમ લાજ એની રહે, કયમ પતિ લાગે પાય. કયમ સંદેહ એનો ટળે, કેમ ભાગે એની ભ્રાંત; જો જાણો તો તો કહો, આપણ છુ એકાંત. પરભાવતી કહે પોપટા, મુરખ તારો મેળ; મહિપતિ તે કેમ માનશે, ખરો દીઠો છે ખેલ. પાંચ વાંક પરગટ પડયા, પરગટ મારયો સીધ; બાળી ચીર તપાડીઆ, શામામાં બહુ રિધ્ધ. શુક કહે સુણ સુંદરી, ન જશો આજની રાત; તો તુજને હું શીખવું, વીજાર તણી જે વાત. પતિ પાયે નમાવીઆ, સતી ધરાવ્યુ નામ; લાજ રાખી છે લોકમાં, કરયુ એહવુ કામ. કહો વાત એ કારમી, કયમ રીઝવીઆ રાય; કેમ વિજાર વિધા કરી, એ અચરત બહુ થાય. ૧૨૦

ચોપાઇ—પતિએ પ્રશ્ન પુછ્યું જાહરે, દાસી પાસ હતી ત્યાહરે; શીર ફુટો રાજાએ કહયો, પંડીત ઉત્તર કોણે નવ લહ્યો. દાસ થકી તે દાહી દાસ, આવી બેઠી રાણી પાસ; આજ સભામાં

બેડો રાય, સામંત પુરણ સરવ સમાય. શીર કુટયો પુછયો રાજન, કોણે નવ મનાવ્યું મન; ચમકી રાણી ચેતિ ચિત, કાંઈક વાત થઇ વિપરીત. એટલે એક તો બોલી દાસ, પતિએ મોકલી રાણી પાસ; ઝલવાળું આપોને ચીર, પંચવરણું હિતકારી હીર. માલ કીમત તેની કીજીએ, ગણી દામ તેના દીજીએ; માટે ચીર મંગાવું અમો, પછે સુખેથી પેહેરો તમો. દોહરા.–દાસીને રાણી કેહે, મોકલો મેહેલ મહરાજ; આપુ ચીર એના હાથમાં, કરવું એવુ કાજ. દાશી કહે સુણ રાયજી, તમને તેડે છે મેહલ; ચિર આપશો ચિતની, શ્રીમુખ સાથે સેહેલ. અધિપતિ ત્યાંથી ઉઠીયો, આપો આપ એકાંત; ચિર આપશો ચિતની, ભાગવા મનની બ્રાંત. નાર કહે નરપતિ સુણો, બેશો સાંભળો બોલ; કથા ચીર તણી કહુ, તેનું ભારે તોલ. વરત હતું એકાદશી, તેડયો બ્રાહ્મણ એક; દાન દક્ષણા દીધી ઘણી, વારૂ કરો વિશેક. આશીરવાદ તેણે ભણયો, કહયું સઉ ભાગ્ય અખંડ; ચિરંજીવી તારો પતી, પુરણ આયુ પ્રચંડ. શણગાંઠ બાંધી મેં શોભતી, વિપ્ર વળાવ્યો ઘેર; એટલે ચેલો સિધનો, આવ્યો પુરણ પેર. તે ચેલો હીહી હસ્યો, તે મેં દીઠુ દ્રષ્ટ; પુછી વાત પટંતરે, કાયે પ્રગટયું કષ્ટ. શા માટે તુ સિધ હસ્યો, તુજને રામની આણ; શિવ આજ્ઞા સાચી કહો, વેદ વચનથી વાણ. સિધ કહે સુણ સુંદરી, ચિત ચતુરાઇ આલ; પાંચ કાળ માંથે ભમે, તારા કંથને કાલ, ખુટયો કાળ એરાયનો, વિપરીત થાશે વાત; વારોવારમાં એ મરે, અધિકા એ ઉતપાત. અથવા એને અહી ડસે, અથવા મારે વાઘ; કે એને તસ્કર હણે, ભુત ભયાનક ભાગ; કે એને મુરછા થશે, દારૂણ કોપે દઈવ; એહ પાંચ પ્રકારથી, એકમાં જાશે જીવ. મેરૂ ચળે કે મહિ ટળે, ગંગા દક્ષિણ વહે; ઇશ્વર આણ સાચુ કહુ, રાખ્યો એ નહી રહે. ભુત ભવિષ વરતમાનના, ત્રઇણે જાણું તર્ત; ચેલો કહે ચતુરા સુણો, મહિપ તણું છે મર્ત. પગે લાગી હું પ્રેમથી, હેતે જોડયા હાથ; તન મન ધન સમરપિયુ. સ્તુતિ કીધી તે સાથ. હું વેચાણું રાજવી, કીંકર તારી કોટ; મારો પતિ કયમ ઉગરે, કરગરી કહુ કરજોડ. દેવ રૂપ દયા કરી, ચિતમાં ચાહી ચેન; મુજને હેત કરી કહયું, સાંભળ મારી બેન. ગુરૂ માહારામાં ગુણ ઘણો, રહે છે નદીને પાર; તે પાસે વિદયા ઘણી, જાઓ તમે તે ઠાર. તારો રાજા જાણે નહી, તેમ કરજે એ કામ; અરસપરસ જ્યા તે સમે, લેશે મારૂ નામ. એ પાંચે મળશે તુને, હારશે હેતથી હોડ; સ્વામી તાહરો જીવશે, પહોંચશે મનના કોડ. ગુરૂ માહારો મોક્ષે જશે, હત્યા નહીં પેસે શીશ; એહ સમો જોગી નથી, મારે મન જગદીશ. બત્રીસ લક્ષણા પુરૂષનો, કેહેશે આપો ભોગ; તો તુ સીધને મારજે, મટશે તારો રોગ. મહારાજ હું તો માનની, રંક રાણીની જાત; હું તો જાઉ કયમ એકલી, રણમાં માહાઝમ રાત. કટાર આપ્યો કારમો, વાઘ વિદારણ ચીર; પછે જંત્ર એક આપીયો, નદી તરવાને નીર. સોળ તિર સમરપિયાં, તસ્કર હણવા તેહ, પછે ભુત પરેતના, મંત્ર સમરયા જેહ. પછી આપી એક ગુટકિ, અતળી બળછે આપ; તેથી વશ વરતે સહુ, શેત્ર સતાયો સાપ. મેં વિચારયુ મન વિશે, જીવ જાયતો જાય; આમે મળવુ સિધને, થનાર હોય તે થાય. ચોપાઇ–સિધ વચન સંભળાવુ કાન, તેતો નિશ્ચે સાચુ માન; સંક્ષેપે સંભળાવુ વાત, તમે પોઢયા ગઇતી મધરાત. તેણે હથીયાર આપ્યાં તે લીધ, ચાલી હું જયાં સાચો સીધ; વાટે વાઘ કરતોતો ક્રોધ, નવ હશે બાલંદર જોધ. સિધ વચન થકી હારિયો, માહાપાપીને મેં મારિયો; પછે ગઇ ગંગાને તીર, જંત્ર પ્રતાપેન ભેદયું નિર. રાત અંધારી ઘાયલ ઘોર, ચાર ચોગણા મળીયા ચોર; પછી મંત્ર વશ કીધા ભુત, ધાયાં મુજ કેડે તે ધુત. તે સરવે હાર્યા તે દિસ, સિધ વચનથી તોડુ શિશ; પછી સિધ જગાડયો અમો, સાચી વાત સુણોજી તમો; તે સિધ મુજપર કોપીયો, લેશ માત્ર લજ્યા લોપીયો; તેને તો વાતીતી ચાટ, હિમે ગળતાં દિ

કાં હાડ. તપાડિયો બાળીને ચીર, સુખ પામ્યો તે સિંધ શરીર; મેં તમને જીવાડણ કાજ; એ તો કૃત્ય કરયુ મહારાજ. ૧૯૭ દોહરો–પછી સિંધ કહે સુંદરિ, તું આવી એકાંત; તારે સ્વામિ ઉગારવા, ભાગવા મનની ભરાંત. ચાર ઘાતો તો વહિ ગઈ, જીવ્યો રાય વિવેક; હવે કાળ શિર રાયને, અધિક રહયો છે એક; અચાનક મુરછી આવશે, જેમ પિલે હુસતી ઇલ; રથ મળશે રાજેશ્વરી, કંથ તારાનો કાળ. એકે પ્રકાર ન ઉગરે, મળે ન એકે મેળ; જીવ જાય જરૂર શે યે, ખરે થશે એ ખેલ. ત્યારે મેં કરજોડીયા, દેખાડયુ દરસન; ચીર વડે તપાડીઓ, તેથી થયો પરસન. સિંધ કહે શામા સુણો, જો મળશે એક જોગ; બત્રીસ લક્ષણ પુરૂષનો, આપો ભવાની ભોગ. જીવે રાજા તાહરો, તેશે જોગથી તરત, નોકરતો ઘડી ચારમાં, મહિપ તણછે મરત. વિચારયુ મનમાહરે, શિવે મેળો સંજોગ; તે વેળા મેં સિંધનો, કરયો ભવાની ભોગ. વિચીત્રપણે હુ નિસરી, સિંધ વિધાથી શહેલ; તારા પુન્ય પ્રતાપથી, માણયો રૂડો મહેલ. મેડે ચડુ હું મલપતી, દીઠો નમેશે નાગ; સીધ બુધિથી મારીયો, કીધા સોળે ભાગ, માટ ભરીને મુકીયુ, વળી જે મારયો સિંધ; તે હતા માથે ચડી, એવુ કારજ કીધ. મારયો વાઘને નાગને, મારયા તસકર સોળ; મારયો સિંધ જે શિવ સમો, અદકો અઘની ઓળ. એવા પાપ કરયાં થકી, જીવત પામ્યા રાય; મારો ઠામ નથી નરકમાં, અધીકો એ અન્યાય. જીવ જતો તો રાયનો, તે માટે કરીયું કામ; નથી દીઠુ નથી સાંભળયુ, નથી કરયુ કોઇ કામ. એના ઉપાય તો ચારછે, કરૂ તે માંનો એક; પુછુ તમને પટંતરે, ન્યાયશાસ્ત્રના નેક. પવિત્ર જાણી પીપળો, કોરાવુ તે કાષ્ટ; ભરૂ ઘેર છાણાં તણાં, અગની આંચ દિન આઠ. તેમાં પેશી હું મરૂ, દહન કરૂ મુજ દેહ; તમો રાજરિધ ભોગવો, તો દુધે ઉઠે મેહ. બીજો ઉપાય તો એહ છે, જાઉ ત્રવેણિ તીર; કરવત મુકાવું શીર પરે, સોંપુ સરવ શરીર. પુરણ પાપ મટે કરૂં, દહન કરીને દેહ; રાજલીલા તમે ભોગવો, તો દુધે ઉઠે મેહ; ત્રીજો ઉપાય તરતીખતર, દિવ્ય રવીવારે દીશ; નર્યદામાં સોમનાથપર, શિવને અરપું શીશ. ચોથો ઉપવાસ ચિત્ત ધરો, અડસઠ તીરથ અઘ; જાત્રા કરી જાતુ ત્યાંહાં શુધ્ધ થવાને સઘ. ખાન પાન ભોજન તજુ, તજુ સોળ શણગાર; તજુ સેહેલને મેડીયો, તજુ ભુપતિ ભરતાર, તજુ માબાપ મહિયર થકાં, તજુ ભાવતા ભોગ; રંક થાઉ રાણી ટળી, સેઉ જાણીતા જોગ, અચરજ પામ્યો અવીપતિ, મહા સુખ પામ્યો મન; સાબાશ તુજને સુંદરી, રાણી તુજને ધંન. ધન ધન તારી જાતને, ધન તુજ માતને ભ્રાત; ધન અકલ અમીરને, ધન ખુબી ખરી ખ્યાત. પીંપળ કાસ્ટમાં તુ બળે, હુ બળુ તાં તુજ સાથ; કરવત તુજ સાથે ધરૂ, હેત વચન લે હાથ. શીશ અમરપીએ બેઉ જણ, ભામની સહી ભરતાર; તમો મરો અમે જીવીએ, ધીક ધીક મુજ અવતાર. તમે મુજ માટે કરયુ, જીવ ઉગારણ કાજ; તુમે વિના જીવું અમો, ધીક રીધને રાજ. ધિક હાથોને ઘોડલા, ધિક ધરને ઘર સુત; ધિક રાજ પટરાણિયો, ધીક પાટવી પુત્ર. રાણી કે રાજા સુણો, બોલો જુઠા બોલ; ભિખાણ કરો વનીતા તણાં, તે નહી તારૂ તોલ. મુજ સરીખી સુંદરીઓ, ઉતારી નાંખો આજ; પમરણું હોકે પરણો, મોટા છો મહારાજ. કદાચિંત તારા સતરૂને, રાજક દઇવક થાય; સતી તાહારે તો થવું, જીવ જરૂરી જાય. તમ પહેલાં અમે મરૂ, ભાણા વળને ઘાટ; સુખ ભોગવશું સ્વર્ગમાં, વસતુ વઈકુંઠ વાટ. હીરા માણેક મોતીયાં, સાચ્ય સુરંગા જેહ. ભોગવજો તમે ભુપતી, અમોતો [illegible] એહ, બોલ્યા ચાલ્યા કે વઢયાં, તે સહુ કરજો માફ; અમો દેહ દહન કરૂ, ભમે શાળાવી છાપ, ન થઇ તમારી ચાકરી, ન થઇ તમારી સેવ; બીજાને મન મહીપતી, મારે મન તો દેવ; મહીપતી કહે સુણ માનની, રૂડે ધીરજ રાખ, કહયા વિના જો દેહ તજે તો સુરજની સાખ. ચાર ચોપ્યો

ઘરધાનને, ચલવે રાજાનુ રાજ; મંદિર મેટી મુકીયાં, અરસઠ તીરથ કાજ. રાજા રાણી સંચ રયાં, કીધાં તીરથ કામ; ગંગા ગયાને ગોમતી, સ્વેત બંધુ શ્રી રામ. નારાયણ નીધી નર્મદા, સીંધુ સરજુ તિર; જગનનાથ જગદીસ્વરી, રામ લક્ષ્મણ બળવીર. આબુધરને અરબુદા, પાવે કાળી પ્રચંડ; આ આરાસુર અંબીકા, નીરમળ નામ નવખંડ; શીવ વિસ્નુ બે કાંતીઓ, વીસ્વપતિ વ્રજનાથ; કાયા તોળી કનકથી, કીધો ટાઢો હાથ; એક માણસ તો જવચરા, આપી સહસ્રો ગાય; અનેક પુન્ય બીજા કરયા, પુરપતી પ્રણમ્યો પાય, ઢોલ મરદંગ વાજતે, ઘણાં દુદંભી ધાવ. ઘેર આવ્યા દિવશ ઘણે, રાણી સાથે રાવ. ગુણ વાધ્યો તે ગામમાં, રાણીથી જીવ્યો રાય; વરણ અઢાર રઇયત સહુ, પ્રીત્યે પ્રણમ્યા પાય. ધન તાહારૂ સતીપણું, ધન હીંમત તુજ હામ; ધન્ય ઇષ્ટ ઉપાસના, ધન તારાં કુળ કામ. પહેલી માનની હતી, વળી થયાં બહુ માન; એથી બીજો ગુણ કીયો, દીધું જીવતદાન. સાચુ બોલી સલક્ષણી, સતી તણો અવતાર; પોતે પ્રાણ ઘરના તજ્યા, જીવાડયો ભરતાર. પોપટ કહે પરભાવતી, ગુણ રૂડેરા ગાવ; એમ વિજારી આવડે, તો જારીએ જાવ; વાઘ વિદારણ જળ તરણ, સોળ શિર કાટણ જેહ; બિલિથી બીની બાપડી, નારી તેહની તેહ. બોજી બુધની હાણીયો, કરે કાવેતર કાજ; પરીયાનું પાણી પુવે, જાય પલકમાં લાજ. સાબાશ શુક સુલક્ષણા, શીખવી વારૂ વાત; સરવ દિયા શિખ્યાં અમો, વિજારી વિખ્યાત. તે રાતે તો નવ ગઇ, ગુણવંતી પરઘેર; છઠે દીન શું નીપન્યું, કહીશુ આગળ પેર. ગુજરદેશ ગરૂવો ઘણો, વેગનપુરમાં વાસ; પીતા પુરૂશોતમ તણો, કહે કવી સામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવીતા કર જોડ; સામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

---

## વારતા ૬ ઠી.

ચોપાઈ–પ્રથમ સારદા નામુ શીશ, આરાધુ ઉમિયાપતી ઇશ, શ્રી ગુરૂજીના વંદુ ચરણ, આદ નિરંજન અશારણ સરણ. શુકબહોતેરી કહુ સંવાદ, અંતરમાં આણી ઉલ્લાદ; પ્રબંધ ચાતુરી ભારે ભેદ, વરણવ જેવી વાણી વેદ. શેવા સહુ સાચી સરસ્વતી સુખદાતા મનોહર મતિ; હંસવાહની જાણ સુજાણ; વેણાં પુસ્તક પરઠાં પાંણ. શુકબહોતેરી બુધ નિધાંન, જેમાં અષ્ટાદસ વીધાન; શું જાણે મુરખ સંઠોયા, જે નરને દેવે દંડોયા; દુધ વાણુ ને ધોળી છાશ, તેમ મુરખના મનમાં હાશ, છત્રવંતી ચાલી છળીમ. નેગ સમારે શોભીત શીશ. મુખ ભરિયાં તાતાં તંબોળ. સુંદીર શોભીત સજીયાં સોળ, ચાલી ઠમકો કરતી ઠેક, આવ્યા પોપટ પાંજર હેઠ. શેઠાણીજી સાંભળો સાચ, વારૂ પોપટ બોલ્યો વાચ. જારી રમવા જાઓ જરૂર ભરજોબન છો ભરપુર. આજ એ લાહો લીજીએ, વરધ પણે મુકી દીજીએ; કામ મરદન કરવાનો દન, મદ મછર ભરીયું છે મન. ધોળા થાશે શીરના કેશ, વિપરીત દેખાશે તે વેશ; પડી જશે જ્યારે મુખ દંત, તારે શી ચતુરાઇ ચંત. ડોશીકહેવાશો જ્યાહરે, તરતિબ કેવી કરશો તાહરે; કાલે આવશે ઘરનો ધણી, તોલ મરજાદ રાખવી તે તણી. માટે ઉતાવળ કરને એહ, કર નર મન માન્યાસુ નેહ; હાવ ભાવ કટાક્ષ કરી, તન મન ધન તેનું લ્યો હરી. જાઓ જરૂર રહુ કહાવજો, રમી રાત વહાણે આવજો; માણકચંદ મેહેતાની વહુ, નાત નાગરી જાણે સહુ. માન કુંવરી તેનું છે નામ, કરજો તેના સરખું કામ; કરી વીજારી વેદ વીવેક, તે તરૂણીએ રાખ્યો ટેક. નારીનું વધારયું નુર, પ્રાક્રમ કીધુ છે ભરપુર; તેવું કામ થાએ તો જાણો, નહીતર બેઠાં મંગળ ગાવો. દોહરા–શેઠાણી કહે સાંભળો, પોપટ જાત પવિત્ર; એહ વિજારી શીખવો, તુ મન માન્યો મીત્ર. માણકચંદ મેહેતા કવણ, કવણ નાગરી નાત; મા

નકુંવરી કુણુ માનની, કયમ ભજાવિ ભાત; કવણુ સાથ જારી રમણુ, કવણુ નર દીઠું દ્રષ્ટ; કવણુ વાત વિવેકથી, કવણુ નીવાર્યું કષ્ટ. ચોપાઈ—શુક કહે સુણ પરભાવતી, કહુછું વાત મનોહર મતી; મજ નદી તીરે એક ગામ, ઈંદુજીત રાજાનું નામ. એહ નગરમાં નાગર રહ્યો, માંડણજી તો તેને કહ્યો; પરણ્યો નાર તે પુરણ પ્રીત, રાજસ ગુણ રાજાની રીત. નર નાર ઉપર બહુ નેહ, પ્રીતી જેમ બપઈઆ મેહ; તેને પઉઢા પાંચજ પુત્ર, ઘણી લક્ષ્મી ઘણા ઘર સુત્ર. માંડણજી પાંચેનો તાત, ભાગ્યવંતી મોટી ઘેર માત; પાંચ પુત્ર કુંવારા કામ, મોટાનું માણેકજી નામ. માંડણ તેહ્યા પાંચે પુત્ર, ગ્રહસ્થ આપણુ છે ઘર સુત્ર; પાંચે પુત્ર કુંવારા અંશ, છતે સુત ઘટેછે વંશ. એકને જોઈએ પાંચ હજાર, તો આવે નાગરને નાર; ગરથ તણી ભરીએ ગાગરી, તો આવે ઘરમાં નાગરી. એકેક શાહસ્ત્ર જેટો જાણ પાંચ, તો તો નાઆવે ઉની આંચ; પહેલો એક પરણે જેટલે, પછી બીજો પરણે તેટલે. એકે પાંચ તો નવ જોડાય, પુત્ર થયા તમે પઢિઢાય; મા બાપે જે વચનજ કહ્યું, લક્ષણવંતા પાંચે લહ્યું. પાંચ મધેથી પરણ્યો એક, કન્યા પામ્યો વિવીધ વિવેક; દાતા ગુણ દાની તે દાહી, લક્ષણ જોતે લાટ કચાઈ. લખતા ભણતા ગણતાં ગીત, પતી સાથ પરાણી બહુ પ્રીત; માણેકચંદ છે કંથનું નામ, માનકુંવરી પોતે અભીધાન. દીયર ચારને પ્રીતી ઘણી, આજ્ઞા નવ લોપે તે તણી; સેવાણ થઈને સરવે રહે, હાજી હાજી કોટેકહે. તે નારીને માતને તાત, ચતુર પુરૂષ છે ચારે ભાત; એકે ઉનમ તેને નહિંકશી, વિચિક્ષણ સહુને મન વશી. વહુજી કહેતાં દીવશ જાય, બોલાવતાં તો જીભ સુકાય; રૂપ રંગ ચતુર ચાતુરી, અકલ તણી અરણવ આતુરી. ગુણવંતા ગ્રહસ્થાવટ ઘણી, વશ વરતે પોતાનો ધણી; વશ વરતે ગુણવંતુ ગામ, માનકુંવરી નારીનું નામ. ઝાઝુ જેને જોબન જોર, તેને કામ અતી અંકોર; જેને ઝાઝા સોટમ માન, તેને કામ વપુમાં વાન. જેમાં ચાતુરી વિદ્યા હોય, તે નારી સારી નહી કોય; નારીનાં સાંભળતા ગીત, પર પુરૂષને વાધે પ્રીત. ગુણવંતી રૂપવંતી ઘણું, કામાતુર મનડું તે તણું; જે નિસંકી હોએ નાર, જરૂર પણે રમે તેજાર. બાળપણે રાખે મા બાપ, કે પોતાનું રાખે આપ; જોબનપણે જો રાખે ધણી, તો મરમાદા રહે તે તણી; ઘરડે કાળે રાખે સંતાન, તો તે નારી પામે માન; જેને માથે અંકુશ નથી, કોટવશા વણશે કહુ કથી. કુસંગ સંગ વણશે કામની, વણસે રહે એકલી જામની; અતિ સુખ સાગરમાં તે પડે, ચતુર પુરૂષની દ્રષ્ટે ચડે. માનકુંવરી મહાસુખ મગન, લાગી તેને કંઈક લગન, મધ્ય નિશાએ જાએ બહાર, ત્યાં આવી રહે છે એક જાર. રોમા તે શું રંગે રમે, વિનોદ કરે બહુ મનને ગમે; ભર નિંદ્રા પોઢયો ભરથાર; તેહ સમે ઉઠી તે નાર, મન માન્યો તેરયો છે જ્યાં. તાકીને બેઠી જઈ ત્યાં, મન ગમતા તે સાથે મળે; કારણ તેનું કો નવ કળે; પોતે પોઢે હીંચોળા ખાટ; મધ્ય રાત નિકળવા માટ. પાસે પલંક ધણીનો જોર, કરે કામની મચકા મોટ; અરસ પરસ કાંઈક થઈ વાત, ચેતીયો સસરો ધણીનો તાત. હેરા તેના હરવા માંડીયા, સ્નેહ તણાં છાપા છાંડીયાં. જાગે ટોસો આખી રાત, મનમાં ચેતિયો વારૂ વાત; મધ્ય રાતે નિસરે છે નાર; ત્યાં આવી રહે છે એક જાર. એના કંથને જો કહુ વાત, એતો નવ માને સાક્ષાત; દ્રષ્ટે દેખાડું એક દન, તો માને મુરખ મુજ તન, પછે તેડું એના માબાપ; દેખાડું પ્રગટ દેઈ છાપ; પછે ઓશીયાળી એને કરૂ, એનું હેતને હારદ હરૂં. દોહરા. એક સમે એ નારીએ, રાખ્યો જારજ બાહાર; મધ્ય રાત સમે તે નિસરી, નક્ષત્ર સરખી નાર; ભરજોબનમાં ભામની, પંચ હજારશું હેમ; નિકળી બાહાર નિશંકશું, પર પુરૂષશું પ્રેમ. વાજે રાત્રી મધ્ય ઘન, ઘરા ઘરા વિજળી થાય; કાયર રૂદીયા કમકમે, પલક ટકે નહિ પાય. ભર નિંદ્રા

ભરતાર છે, ઉઠી શામા તે રંગ; કમાડ અટકાવી નીસરી, કરવા સોબત સંગ; દાહયો ઘરમાં ડોસલો, જોતો દાઢી પુંઠ; તેણે તો હેરૂ કરયું, અતી ઉમંગે ઉઠ. આજ લાગ છે માહારે, સ વારે મુકરી જાય, દેખાડું એના કંથને; તો ઓશીયાળી થાય. છટકાં પટકાં કરે ઘણાં, વદે સા સુ શું વાદ; આજ ફજેત પુરી કરૂં, ઉતારૂ એનો નાદ. રહયોતો હેરા હેરવા, જે સસરો શ્રી ચંત; તેણે ઉઠાડયો દિકરો, ચેતાવ્યો કાંઈ ચંત. કુંવર તમારી કામની, કુંડાં કરેછે કામ; આ પેલી જો આંગણે, જામની ગઈ બહુ યામ. બીજો પુરૂષ છે બારણે, રમે છે રામા સાથ; એકના હાથમાં ખડગ છે, એટને ચુડેલો હાથ. વિજળીના ચમકારડે, દીઠું સરવે દ્રષ્ટ; પુત્ર પીતા દુખ પામીયા, કાયે બાહ્યુ કસ્ટ. મારે કુટે માને નહીં, વાહાણે મુકરી જાય; ઓશીયાળા આ પણને કરે, કે કપરા સમ ખાય. ઓશીઆળી એને કીજીએ, અધીકી દીજે આંચ; બંધ કરી એને રાખીએ, ઘટીકા બે ચાર પાંચ. સસરે દિઘી સાંકળો, પુત્ર પોતાનો પાસ; ચતુરાને ચે તાવીયા, કહયુ શામા શાબાસ; ખરખડી ખટકી સાંભળી, પ્રીછો પરેમદા પેર; જારને સુભ સં તોખિયો, વળાવી દીધો ઘેર. આજ સંકટ છે માહયરે, દોહલો છે એ દિશ; સ્વામિ સસરો જોવા રહયા, છેદશે માર સીસ. જાર કહે જુવતી સુણો, કહો તો આતર દેઉં; પેસુ એના ઘર વિષે, સિસ બેઉના લેઉં. નારી કહે નવ કિજીએ, ઘરદા સસરાની ઘાત; એહ જવાબ દેસુ અ મો, કરો બીજારી વાત. વળાવીઆ તે જારને, આવી બારણાં માંય; માંહીથી ડોસો ખરખરે, તોલ ઘણેરો ત્યાંય. બોળયાં પરીયાં બાપનાં, બોળયુ સસરાનુ નામ; માનની તુ મધ રાતમાં, કરેછે કુડાં કામ. બેસારી મુકી બારણે, એકલી આપો આપ; ઘરમાં તેડીશું તાહરે, આવશે તારો બાપ. લોક મેળવીશુ લક્ષધા, મેળવીશુ તહારી માત; સોનાને ચડે શોભતી, કંછે મહા ઉતપાત. કુણ વહાલો છે તહાયરો, શું છે તેમાં જોર; શું છે હાંસલ એહનું ચીતની તેડે ચો ર. બાળ ભણેલુ તાહરૂ, બાળ રૂપને રંગ; બાળ ચંચળતા તાહયરી, બાળ તાહરો ઢંગ. બાળને તારી બોલછા, બાળ કુળને કામ; બાળ લક્ષણ તુજ બાળકી, બાળ તહારૂ નામ. હવડાં પીતા તો પુછશે, ત્યાં શો ઉતર દેશ; માતા તારી મારશે, ત્યાં શો લહાવો લેશ. મેહેણાં દીધાં મોહો કમપણે, કામનીએ સુણ્યાં કાન; વિનતાએ વિચારીયું, મોટમ પદવી માન. ફૂટ ફૂટરં તુ પાપ ણી, ઉતમ આપણી નાત; વટાળ કરયો તેં દેશમાં, જે જાગ જાણીતી જાત. રાજા દુ:જને દંડ શે, નાત કાઢશે બાહાર; વાઢીશુ નાકને ચોટલો, ભામની ખોશો ભાર. સસરે ને વળી સવામી યે, દીઠો પ્રગટ જાર; લક્ષણ તે સરવે લહયાં, અપરમપાર અપાર. પોપટ કહે પરભાવતી, શેઠા ણી સામરથ; દીઠુ સસરે સ્વામીએ, એ સરસે કેમ અરથ. એ નારી કયમ ઉગરે, સસરો પ્રણ મે પાગ; તે કહો મુજને કામની, જડે જો તમને જાગ. વિજાર વિધા વિચારતાં, માણો જોતાં મન માંહ. શો રીતે એ સુચવે, તોલ કરીને ત્યાંહ. માનની કહે મુરખ લવે, પંખી પોપટ જાત; કયમ જાએ બે છેતરયા, એ તો વિપરીત વાત. નાત છે તેતો નાગરી, નવીસંદા નર નેટ; ભોળવે કયમ તે ભામની, પોચેલા સહુ હેઠ. નિશ્ચે કરીને ન્યાળીયુ, પરગટ દીઠા પ્રીત; એનો ઉપાય એકે નથી, રાજક દઈવક રોત. સમજાયે નહી શો વસા, ભોળવાયે નહી ભુપ; ચતુરાઈ ચાલે નહી, એકે અકલ અનુપ. ચોપાઈ—શુક કહે સાંભળ સુંદરી, મારી વાત જો મનમાં ધ રી; આજ નહીં જાવા દઉં રાત, રહો તો કહુ વિજારી વાત. કરજોડી બેઠી કામની, પાછલી અરધ રહી જામની. કહે પોપટ સાંભળરે બાઈ, નાગર નાત ન જાએ વહાઈ; તેણે જાણ્યુ રા ખી બાહાર; ચેત્યો સસરોને ભરતાર. એનુ ચાલે તે એ કરે, મારૂ હેત મનમાં નહી ધરે. ચેતા વે મહારાં મા બાપ, ઉતારે પાણી મુજ આપ; કરગરતે સરસે નહી અરથ, વિલાપ કરે તે

તો સહુ વ્યથ. કાંઇ કરૂ અધિકા ઉપાય, પ્રાણ્ય જોઈ ક્યમ લાગુ પાય. વિજનર વિધા મનમાં
હી ધરૂ, કરતુક કરવુ ઘટે તે કરૂ; કુઇ એક તેને બારણે, નીર કાઢવાને કારણે; મણ પાંચેક
નો આણ્યો પાણ, નાખ્યો કુપ વિશે નીરવાણ. હળવે હળવે આણ્યો તીર, ધબક ધીબાકો વા
ગ્યો નિર. જમણી પાસા છે તે કુપ, ડાબે પાસે ગઈ અનુપ. ધમકારો સાંભળીઓ સહુ, પડી
કુવામાં વહાલી વહુ; થયો ધબકારો નિરે નેટ, પડ્યો ધ્રાસકો બેને પેટ. હાયરે હાય થયો ઉ
તપાત, ધરડે કીધી વિપરીત વાત. કુટે પેટ પોતાનો પુત્ર, ભાગ્યુરે કાચુ ઘર સુત્ર. ઘરડા તુજ
ડહાપણ બાળ, કામની કેરો આણ્યો કાળ. પહેરણ બેનાં નિસરી ગયાં, પેસાબ પાગરણ માંહે
થયાં; શોર બકોર તેણે નવ થાય, દંડે દેશ તણો તે રાય; માંહો માંહી લડવા લાગીયા, શોકે
ગાત્ર સહુના ભાગીયા. દોહરા– બેટો કહે છે બાપને, ફૂટ ફૂટરે ચંડાળ; ઘર મારયુ ઘરણી ત
ઈ, આણુ મારો કાળ. પાંચ હજારે પરેમદા, પરણ્યોતો હું પ્રીત; મારી નાખી માનની, નર
તી કીધી રીત; ઉઘાડી બાર બે આવીઆ, તરૂણી પડીતી ત્યાંય; એટલે છાની માની વહુ, ત
રત ગઇ ઘર માંય. તે કોણે જાણ્યુ નહીં, વહુ તો પોતી વાસ; કુવા ઉપર બે કળકળે, પરેમદા
જાણી પાસ. સાંકળ દેઇ બોલી સુંદરી, નિરભય થઇ તે નાર; કુણ બોલેછે બારણે, મુજ લાગે ભણકાર.
સસરાજીએ સાંભળી, વહુવારૂની વાણ; ઉઘાડી આવો બારણે પરવશ પડીયા પ્રાણ. મંદીરમાં ક્યાંથી
માનની, વહુ કહો સાચી વાત; કોણ પડ્યુ આ કુપમાં, એતો મહા ઉત્પાત. કરમાં સોનાનો ચુડલો, સા
ણુ કસબી કોર; કોણ પડ્યું આ કુપમાં, થયો ઝાટકો જોર. મેંતો જાણ્યુ કુળવધુ, તુંતો ઘરમાં
હોય; કુણ દીઠુ અમે આંગણે, કળી શકે નહી કોય. દાટ વાળ્યો તેં ડોસલા, લીધ સ્ત્રિ હત્યાય;
એતો તારી દીકરી, કિધો મહા અન્યાય. ખટ મહીનાથી મેં લહ્યું, આવે છે નીત જાર; હું
મારી નણદી તણો, ભાગતી નોતી ભાર. તમો આજતો નિરખ્યું, મન ન રાખ્યું માંડ; પશુ
સરખા મેં પરખિઆ, રાંડથી ભુંડા રાંડ. નારી કહે સુણ નાવલા. અકલ વિચારો એન, એ
દિકરી ડોસા તણી; તેહ તમારી બેન, માઠુ કીધુ મુરખા. અઘટીત કીધુ આપ, સ્ત્રિહત્યા બે
ઠી તુને; પ્રગટ્યા પાંચે પાપ, લક્ષમી હાક્યમ લુટશે. તજશે તમને નાત, સસરો એનો જાણશે,
વિપરિત થાશે વાત. કુંવારો બ્રાહ્મણ કર્યો, ભાગ્યું તેનુ ઘર સુત્ર; મુરખાના છો યહિપતિ, બે
ઉ પિતાને પુત્ર. નણંદ નક્ષત્ર સારખી, લિધિ તેનો પુઠ; લજ્યા પામી તે પડી, વાળીને બે મુઠ.
મુખ શું દેખાડે માનની, એક તાત એક ભ્રાત; કળકળતી કુવે પડી, મરશે એની માત. પાયે
લાગી પરણુમ્યા, સ્વામી સસરો કોડ; ઉગરિએ શી રીતથી, કરગરી કહ્યું કરજોડ. બિશોમાં
તમો બાપડા, ધારણ રાખો ધીર; બુડશે નહી એ બાળકી, નવાણુમાં નહિ નીર. ચઢો મેડીએ
મલપતિ, હાંડો મનનો શોક; શોર બકોર કરશો કદી, મળશે ઝાઝા લોક. તોતો હાની આપ
ણે, કુળમાં થાય કલંક; ઓશિયાળાં થઇએ ગામમાં, એતો આરે અંક. શરમાશે ઘણું સુંદ
રી, તમને દેખી તરત; બિજે પ્રકાર બિજે દિવસ, મેળે પોતે મરત. કામની કાહાડુ કુપથી, સ
મ ખવરાવી સાંચ; રખે વાત કહી ઉચરો, આવે ન હુની આંચ. મેડે બેને મોકલ્યા, રહિ એ
કલી આપ; બેન ન આવો બારણે, મુજ મારયાનું પાપ. વરેઠો વળગો તમો, તાણી લઉ તાત;
કો આગળ કહુ વાતડી, વણ મુઠે પામુ મરત; વાત ત્રીજે કાને કરૂ, જો જાણે કોઇ લોક. પુ
ન્ય અમારૂ પરજળો, તીરથ વરત મુજ ફોક; ખમા ખમા ખમા તુને, ભવાની રક્ષાય. હળવે
હળવે આવજો, પરઠી ધરજો પાય; વળગો બાઇ મારે ખભે, પાગરણ નિચવું પુર. મંદિરમાં
પોહોડો જઇ, જ્યાં લગી ઉગમે સુર; જખમારે તુજ ડોસલો, જખમારી તુજ વીર. એતે
વવઇરી તાહરાં, શિદ ગમાવો નિર; કાલાંવાલાં કોઢેધા, માનની કિધાં માંડ. નણદને નારી ક

હે, પિયો હળધરને ખાંડ. નણંદ જ્યાં સુતાં હતાં, ખખડાવી આવી ખાર; સસરો સ્વામી સાં ભળે, નણદ ઉગારી નાર. રાતમાં રીત એવી કરી, કોણે ન પરઠી પેર; હેત અધિક વધારિ યું, ઘણે પ્રકારે ઘેર. સવારે ઉઠયાં સહુ, કોઇ સુણ્ય નહી કરણ; કોઈ બીજુ નથી જાણતું, જાણે પેલાં ત્રણ. નણંદ કાંઇ જાણે નહી, જે સુઈ રહતિ સેજ; પડિ ઠરાવી કુપમાં, ભોજ્ય આણ્યું હેજ. પ્રભાતે પુજા કારણે, બેઠો સસરો એકાંત; વહુને તિહાં તેડાવીયાં, ભાગી મન ની ભરાંત. સસરો સ્વામી બે જણા, પાય નમાવ્યું શીશ; લાજ હમારી તુજ કને, વચમાં આણ્યા ઇશ. જુમણુ એક સોના તણું, સોંપ્યું વહુને હાથ; અમો વેચાણછું તાહરાં, શોભા તારા સાથ. હાકેમ લક્ષ્મી લુટતો, દંડાત આપો ચાર; સ્રિહત્યા જે ઉગરી તે તારો પરતા, પ. દોહીલા થયા ડોસલા, વિચારી બોલો વાણ; નણંદ હમારી દીકરી, વાહાલી છે મુજ પ્રાણ. લાજ રહિ જે તમ તણી, તેતો મારી હોય; કામ કરયાં એ કામની, કળી શકે નહી કોય. રળે તે આપે નારને, પાય લાગે પંદરવાર; તે લજ્યા રાખી માહરી, તું હઇડાનો હાર. કોણે કોને નવ કહયુ, ઘણે પ્રકારે ગુહ્ય; કોણે કલંક જાણ્યુ નહી, ન પાડી કોને સુજ. જન્મ સુધી જાંખા કર્યા, રાખી એવી રીત; કાલાવાલા કરી કરગરે, પુરણ આણી પ્રીત. ભલે પરણી તું અ મ ઘરે, ભલે જન્મી તુજ માત; ઉભય કુળ અજવાળીયાં. જસ ઉભરાતો જાત. શાબાશ મા રી વહુ, શાબાશ તારી બુધ; શાબાસ તારૂ શાણપણ, શાબાશ સુરંગી શુધ. શાબાશ તારી ચાતુરી, શાબાશ સહોદર હેત; લાજ રાખી તેં લોકમાં, વેવઇ પ્રાણ મુજ લેત. લાટકવાઈ બેટી મરત, ભાગત તેનુ ઘરસુત્ર; જમાત્ર જીવ મારો હરત, પ્રત પામત મુજ પુત્ર. કોણે કો આગ ળ નવ કહયુ, ભરાંત ન ભાગી ભેદ; સ્રિ ચરિત્ર તો તે ખરૂં, વિજાર પાંચમો વેદ. આવડે એ વું બોલતાં, તોતો જારી જાઓ; નહિતર ઘેર બેશી રહો, ઘીને ખીચડી ખાઓ. પરભાવતી કહે પોપટા, એતા અધિકી વાત; પ્રાક્રમ કીધુ પ્રેમદા, ભલી ભજાવી ભાત. સાંભળ સુત રખીદાસના સુણ મનજીના તન; ત્રેવર પ્રતાપે ગ્રંથ થયો, રૂડો રાજ રતન શ્રીગોડ. માળવો વિપ્ર શુભ; વે ગનપુરમાં વાસ; સુત શ્રી વિશ્વેશ્વર તણો, શેવક સામળદાસ. ગાય શીખેને સાંભળે, પોચે મનના કોડ; સામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોડ.

—⬥⬥⬥—

## વારતા ૭ મી.

ચોપાઇ—શ્રી ગણપતીને નામુ શીશ, આરાધુ ઉમીયાપતી ઇશ; પુજો દેવી સાચી સરસ્વતી, મયા કરી આપો મા મતિ. સાતમે દીવસે જુવતી જાવ, ચતુર પુરસ કો ચીતમા ચાહય; સજ્યા શોળ શોભિત શણગાર, અનંગ પ્રગટયો અપરંપાર. ખરા ઉલટ માહે ખાંજરે, આવી પોપટ ને પાંજરે; તારે શુક હશી બોલીયો, મન તણો પડદો ખોલીઓ. ચતુરાઇ કેરાં એ ચેન, બાર જાઓ કયાં મારો બેન; જાઉ જાર વિદ્યા કારણે, બુધ્ધિથી આવી બારણે. શાબાશ શાબાશ એ રૂડુ કરયુ, એ વાતે મુજ હઈડુ ઠરયું; નિચ માણસ કરશે નિંદાય, વિજાર તણી કરજો વિદાય. રાજસંગ કેરી નારીએ, જીતા જસ જોબન જારીએ; પોતે જસ લેઇ થઇ પવિત્ર, ચા રૂ તેને કરયું ચરીત્ર. નરપતિયા નાપિકની નાર, તે પણ ઉતરી પેલે પાર; ચીત થકી કિધી ચાતુરી, બુધ્ધિથી બાંધી બાહાદુરી. માંડી મુખ લેવરાવ્યું તરણ, અતિશે કર્મ કરયા આવરણ; એવાં આઓ તો જાજો સુખે, હુંક્કુ સીદ મનાવું મુખે. નારી નેહ ઘણેથી નમી, એતો વાત અમોને ગમી; કહો માંડી એનો વિસ્તાર, ઉતારયા સઘળા શણગાર. શાણ તણી બેઠી તે ઠામ, કામની અરદન કીધો કામઠો ઉપર જઈ આશાન કરયું, ચીત ચાલ

સાંભવવા ધરયું. દોહરા—કરજોડી રહી કામની, મારૂ શુક કહે વાત; અકલે હિણુ જો આચરે, તો થાયે ઉતપાત. રામસંગ રાઠોડ ઘેર, દરતા સુંદર દેહ; જણને મછ થકી ઘણો, નરનારીને નેહ. એક એક દેખી ઠરે, એક એક દીઠે હરરા; એક એક દીઠે સુખ અતી, શામા સત્તર વરશ. આવ્યો ચતુર નર ચાકરી, ગુણવંતી રહી ઘેર; પોપટ કહે સુણ પદમની, પછી સી પરઠી પેર. જાર વિધા જુવતી કરે, અનગળ અ પરંપાર; તેહ ખબર પોતી તહાં, જ્યાં ભામનીનોભરતાર. શાબાસ તારી સુંદરી, શાબાશ ચતુ રાં ચંત; કામની તારી ભોગવે, કોડે ઝાઝા કંત. નજરે દીઠુંછે અમો, સુણ્યું ન કહીયે કાન; અપ કીરતિછે આપણી મન ગમે તો માન. મિત્ર પોતાના મત તણો, જેમ પોતાનો દેહ; તેણે કહયાં કરતુત જે, મનમાં સમજ્યો તેહ. ગઉહત્યા જુઠું વદે, બાળ હત્યા બહુ પેર; જાર રમે જુ વતી ઘણું; ગુણનીધી તારે ઘેર. મારૂ કહયુ ન માનશો, અકસ્માત ઘેર જાવ; નિશા ચરચા જો ઇ નારની, સુખી કે દુખી થાઓ. દેખી શકાયુ મેં નહીં, તો આવે તમ પાસ; તારૂં ઘર સીદ ભાગીયે, શીદ કરીજે હાસ્ય. વરિયરને છંછેડીયો, વેદ વકારયો વાઘ; મરડી મુછ તે ઉઠીયો, ટેઢી મુકી પાઘ. પ્રતિજ્ઞા પોતે કરી, વચમાં આવ્યા ઈશ, વહાણમાં જઇ વાઢશું, શામા કેરૂ સિશ. શાલીગરામની આજ્ઞા, વચમાં સીતારામ; સુર્ય ચંદ્ર બે સાખીયા, 'મારૂ જઇને ઠામ, હથિયાર હઠીલે ભીડીયાં. થયો અસ્વ અસ્વાર; ચાર ઘડિ રાતે ચતુર, આવી બેઠો બાર. જુવતીએ જળ આપીયું, પ્રીતે આપ્યાં પાન; ભલે પધારયા ભુપતિ, દીધુ જી વત દાન. આજ ઉનમ નહીં માહરે, અમ ઘેર બ્રહ્મા ઇશ; રાજપધારયા રાવળે, સફળ હુ આ આ દીશ. આજ નવ ગ્રહ પાધરા, આવ્યો સલુણો સ્નેહ; રાજ પધાર્યા રાજવી, દુધે ઉઠયા મેહ. આજતો વાયસ બોલીયો, વાયો વાય સવાય; આજ ચંદનના છાંટણાં, રીદ્ધ પ ધાર્યા રાય. કુમ કુમ છડા દેવરાવીયા, મોતી પુર્યા ચોક; ચંદનની વષ્ટી થઇ, ગુણ અજવા ળુ ગોખ. તેલાં માન્યા તોતળાં, દિપક માન્યા દેવ; નિવેદ માન્યાં નવરાત્રીના, માની શિવની શેવ. પુન્યે રાજ પધારિયા, જોતી હુતી વાટ; પ્રિતે પાક અમો કરૂં, ખાંતે પોઢો ખાટ. અમ લ આરોગો આજ દિન, કહો વિગતની વાત; રંગ મેહેલમાં રાયજી, રીજવીયેજી રાત. કાલા વાલા કોટીધા, કંથ આગળે કીધ, માન્યું નહિ તે માંટિયે, વળી પાણી નવ પીધ; સુણ શામા શલક્ષણી, ચેતતી હેય તો ચેત; સુખે આવ્યા હેતમાં, લાહવો તુજથી લેત. ત્યાં વાતો છે લ હરી, જુવતી ખેલે જાર; સમ ખાધા તેને શસ્ત્રધા, નિશ્ચે વાત નિરધાર. આવ્યો તુજને માર વા, છેદવા કારણ શિશ; અરજ કરૂ એ વાતમાં, તો મુજ દોષે ઈશ. જળકે અન્ન જમુ નહિ, વેદ કરૂં નહી વાત; બીજુ પણ પણ શીજુ નહો, જોઇને તારી ખ્યાત. કાલાવાલા માનુ નહીં, માનું ન તારૂં માન; નિશ્ચે મારૂ તુજને, તારા સમ એ તાન. એક વાતે તુ ઉગરે, મેલી મન નો મોડ; માને મુજ આગળ માનની, કહે સરવે કરજોડ. કેટલા કંથ તેં ભોગવ્યા, કેટલાં કરયા તેં જાર; કેટલાં રંગ રમાડીયા, કહે મેલી મન ભાર. ચોપાઇ—નારી કહે સાંભળરે નાહો, વિ નતા જાણોને શું વાહો; તમો માનો લોકોનું કહયુ, ડાહયાપણુતો વહેતુ ગયું. ચતુરાઇતારી ચુલે લે પડી, અમ સાથે કેમ આવે અડી; બાળ તારી બુધ્ધી પરપંચ, બાળ શાણપણના સંગ. બાળ રૂપને તારો રંગ, બાળ હથિયાર શુરનો સંગ; બાળ મુછ દાઢીને બોલ, કીધું સેં સહુ તારૂં તોલ. શાણપણુ તે કયાં સાંટિયું, ડહાપણ કેઇ જાણે દાઢીયું; દેખી ન શકે [illegible] લોક કરે કુજેતી કોઇ કોક. રાઢ ઘરમાં થાવા કારણે, ભંભેરયો આવ્યો બારણે; મારૂ મારૂ કરતો આવીયો, રળિ ઘેર રકુ લાવીયો. રજપુત કહે સાંભળરે રંડ, આપણી તું કરે પાખંડ તરણી

લક્ષ કામન કહે છું, વણુ મારે મુકુ નહી હું. વિનતા સાચો બોલે વાણુ, તો તું તજને મુકુહું જાણુ; માને સાચુ તો સરવે માફ, પ્રકારા કર તું તારૂ પાપ. સાચુ જો માને આ દિશ, ઈશ્વર આણુ જો છેદુ શીશ; જુવતી જાર કરયા જેટલા, તન મનથી માનો તેટલા. તો તો સ્ત્રિહત્યા નહિ લઉ, પરિયા સાતનો કોલજ દેઉ; વણુ મારે જો મુકે તને, મહા રૂદ્રજી દોષે મને; તેથી લાખ પ્રતીજ્ઞા ધારૂ, સમજાવ્યાં સમજો સુંદરી; હેતે જુવતી જોટયા હાથ, સ્તુતી કીધી સ્વામીને સાથ. કરતુત કરયા હોય એવા કામ, તો વચમાં આણું શ્રી રામ; કહો તો વચમાં આણું ઈશ, કહો તો જાપ જપુ જગદીશ. કહો તો અગ્ની ઝાલુ હાથ, સતી થઈ શોધુ તમ સાથ; કાચે કુંભે આણું નીર, હાથેળીમાં રાંધુ ખીર. કાચે તાતણે રજ બાંધિયે, સ્વામી કહો તે શિર સાંધિયે; કહો તેવી ધરૂ ધર ધિર, શિવને સમરપુ હું શરીર. કાચે તંતુ કાઢુ ઘડો, વણ વાંકે શા માટે વઢો; તાતે તેલથી વિંટી લેઉ, કહો તેવો એધાણી દેઉ; ભરીએ પસલી પાવક તણી, જેમ ધ્યાનમાં આણુ ધણી. નાખો સમુદ્ર મધેથી તરૂ, એકે વાતે હું નહિ મરૂ; કહો તો ઝેર હળાહળ પિઉ, સાચો વાતે શાને બીહુ. હું સ્વપને જાણું નહી જાર, જુઓ તમે તમારો ભાર. દોહરા— રામ દુવાઈ રામો કહે, મળે ન એકે મેળ; માન્યા વણ મુકુ નહી, ખરો એ મારો ખેલ. જુવતી કહે જખ મારશે, જુઠું બોલશે જેહ; મસ્તક કાપ્યરે મ. હરૂ, તને ગમે તો તેહ. અતિક રીસથી કોપીયો, રજપુતની એ રીત; બાંધી નારી બળ કરી, પરહરિ પોતે પ્રિત. ધર વચે એક થાંભલો, ચોવિધ બાંધ્યા ચરણ; કમરે બાંધી કામની, કર ઊંચાથી કરણ. મેલુ રાત્રી આજની, કાલ્ય ઉગમતે દિશ; માને નહિજો માનની, સવારે છેદુ શીશ. પલંગ પાથરી પોઢીઆ, પ્રીત તજીને પાસ; કટાર ગ્રહયો છે કરવિષે, હેત તજીને હાસ્ય. હુંઘો ગયો અઢીંગીયો, મોકમ ગઈ મધરાત; એટલે એક કઉતક થયું, વિપરીત સરખી વાત. નારી જાતે નાપિણી, પાપણી કરવા પાપ; સઈયર તેની સલક્ષણી, આવી આપો આપ. તે નાપીતાણી કુટણિ, દાઢિ નિત દલાલ; સાટા વાંટા સાટવે; માંહી ઘણેરો માલ. સરવે સાદે સ્વર કરયો, એ હુંછું ઉઘાડ; આવી તુજને તેડવા, જુગતે કરી જમાડ. કળે કમાડ ઉધાડીયાં, પ્રિતે બેઠી પાસ: વાયદો તારો વહી ગયો, સઈયર તને સાબાશ. વીરમ વાટ જોઈ રહયો, પ્રીત ઘણેરી પેર; બેસાડયો છે બારણે, ઘણા હેતથી ઘેર. મઉન કરેરે તું માનની, દાવાનળ છે દિશ; રામ રાઠોડ રીસાળવો, છેદે તારૂ શીશ. કોઈએ કાન ભંભેરીઆ, આવ્યો કરતો કોપ; માર દેછે મુજને ઘણો, લ્હાજ કરે છે લોપ. પરવશ પડીછું પાપથી, ઊંચા બાંધ્યા હાથ; શી રીતે આવી શકુ, સ્નેહ કરવા તે સાથ. સઈયર પરીયા સાતનો, કબુલ કરયો છે કોલ; લાખ વસા તે પાળવું, જે હું બોલી બોલ. કોલ બાળ તુજ કામની, બાળ તાહરી રીત; પ્રભાતે પ્રાણ તિ હરે, તો કયમ પરહુ પ્રીત. હવે માલશો મુજમાં, હવે માહારી શી બુધ; હવે આશા શી શિર તણી, નથી મુજ દેહે શુધ. નારીને નાપિણી કહે, તરૂણી એ શાં તાન; સારી લાવ્યો છે સુખડી, પ્રીતે ચાવો પાન. આશા બંધો આવીયો, નિરાશ કેમ તે જાય; વાયદો કરી આવ્યાં હમો, તે મિથ્યા કેમ થાય. સઈયર શોખામણ શીખવું, કળે કર એક કામ; જાઓ જરૂર જારી કરો, મુજ બાંધી આ ઠામ. ઝાજુ શુ જીભે કહું, બાંધી મુજ તુજ ઠાર; જઈ આવો વીરમ કને, તો તુ સાચી નાર. નારી છોડિ નાપિણી, પોતે બંધાણી પેર; જારો કાજે જો બમાં, ગઈ પરનરને ઘેર. પોહોર રાત રહી પાછલી, જાગ્યો જોર બળ જોદ્ધ: કામની જગાડી કહે, કરીને ઝાઝો ક્રોધ. માન વાત તું માન્યની, સુણ તજીને ગરવ; માફ કરૂં મુકુ તુને, વાંક ગ્રહો જે સર્વ. બોલિ નહિ તે બાપડી, સમજે માટે સાદ; રીસ ચઢી રાઠોડને,

ઉતારૂ તારો નાદ. બોલાવી નથી બોલતી, વેદ કરે છે વાક; કોપ કરીને કાપિયું, તે નારીનું નાક. પંચ અંગુલ પુરૂ ભરી, સોભાવ્યું એ સાથ; માનની વાળો મુકતી, હેતે ઝાલો હાથ. બાંતે ભરાણાં બાબડાં, રુધીર તણી થઇ રેલ; શામાને મન શોક છે, મળ્યો એ રીતે મેળ. નાક હવડાં તો છેદીયુ, સવારે છેદુ શીશ; જુવતી તુ જાણે નહી, રજપુતાની રીત; અફીણ આરોગીં હુ ગોયો, જાણે પામ્યો મરત; એટલે જાર વિધા રમી, તરૂણી આવી તરત. બાર ઉઘાડયાં બાળકી, પાસે બેઠી પુર; અરસપરસ વાતો કરી, નારી નિરખ્યુ નુર. દાવાનળ દુખમાં પડી, કામની પામી કસ્ટ; છેદી નાક જુદુ કરયુ, તેતો દીઠુ દ્રષ્ટ. બંધાઇ પોતે બળ કરી, નાપિણી ગઇ નેટ; રૂધીર તણી રેલો થઇ, પડયો ધરાશકો પેટ. પોપટ કહે પરભાવતી, શેઠાણી સુંદર સાર; એટલુ વિત્યુ રાતમાં, વાહાણે શો વહેવાર. નાક વાઢવ્યુ નાપિણી, દુખ પામી બહુ દેહ; પુછે જ્યાં એનો પતિ, તાં શું કહેશે તેહ. શોભે કેમ સતી પણુ, માને એનો કંથ; કેમ એ બે જણુ જીવશે, પ્રીછો તો કહો પંથ. નાપીત કહેશે નાપીણી, કયાં છેદાવ્યુ નાક; ત્યાં પ્રતિઉતર શો કરે, વેદ વદે શું વાક. રીત બનશે રાઠોડ ઘેર, વહાણુ વારો વેદ; શીસ તો સ્વામી છેદશે, બો પ્રગટશે ભેદ. ઉતર શો એ આપશે, જરશે કેવી જાગ; સતી પણું કેમ શોભશે, કેમ પતિ પડશે પાગ. પરભાવતી કહે પંખીયા, મુરખ તારો મેળ; મુજને સુજ પડે નહી. એહ તલે નહી તેલ. એ પાણી મગ નવ ચડે, સોમણ બાળે કાષ્ટ; એ રજપુત માને નહી, સ્ત્રિ ચરિત્રના ઠાઠ. બુધીથી તો નહી બને, કરે શી ચતુરા ચાલ; લક્ષ કરોડ વિશે વસા, છુટયો બેનો કાળ. શુક કહે સુણ સુંદરી, કહુ વિજારી વાત; આજ ન જાશો જારીએ, રહો મુજ પાસે રાત; વારૂ કહી વનિતા રહી, પોપટ પ્રીછે પેર; પ્રથમ રીત તુજને કહુ, બની નાપિતને ઘેર. કરમાં કટકો નાકનો, ચાલે રૂધીરની ધાર; ઉઠય ઉઠય અભાગિયા, ભામની કહે ભરતાર. હુંઘે કેમ અઘોરીઆ, લહે તુ નહીં અજાણ; પાપે હું પરણી તુને, પાલવ બાંધ્યો પાણ; માન કમાઉ મોઝી ઘણો; વસની તણો વિવેક; રીત ન જાણે રાજની, ન્યાયી તણા જે નેક. અફીણીયો ને આળસુ, ઉંઘ કરમાને ઉંઘ; ઘાયજાને એ નવ ઘટે, શીખ અમારી શુધ. પુત્ર જાણ્યો પટલાણીએ, હરખ ઘણો છે હેત; મળી છે ઝાઝી મેદની, સજન સરવ સમેત. લાવ્ય પાછેણો લંદીયા, જરૂર પણે તુ જાગ્ય; નાળ વધ કરવો નાર કહે, મન ગમે તે માગ્ય; મુજને આપે સારલો, તુજને આપે પાઘ; ઉઠય અકરમી આ ઘડી, લાખીણો છે લાગ. નાખ્ય છુટો નારી કહે, પાછેણો પ્રોઢો પ્રીત, રીત ન જાણે રાજવી, રઝળે દાઢી નીત્ય; ઉઠયો અકરમી ઉંઘથી, ધ્રુસમસ કરતો ધીર. નારી સનમુખ નાખીયો, છોર એક નગન શરીર, ચરીત્ર કરયું ત્યાં ચિંતની, ફુટ ફુટરે ચંડાળ; નાક કાપ્યું રે નાહોલા, ઘણી મુખ દેતી ગાળ. કલપાંત કરે તે કામ્યની, બોલે અવળાં વાંક; નીચ નમેરા નાહોલા, છેદ્યુ મારૂ નાક. ગુણ હીણા તું ઘાંયજા, કયમ કીધો તેં કેર; તારે મારે કયાં અડયું, કીયા જનમનું વેર. રળી ખવરાવુ રોટલા. વેચુ માહારી જાત; તેનો ગુણ જાણ્યો નહીં, વિપરીત કિધી વાત; હત્યારા હત્યા કરી, જીવુ નહી આ દીશ; ભ્રાત તાત મારા કને, છેદાવુ તુજ શીશ. નવ જાણીશ નવારશી, મારે માથે જોર; નાક વાઢી તું જઇશ કયાં, ચંડાળ અકરમી ચોર. હત્યારા હત્યા કરી, પાપી કીધુ પાપ; કરૂપ કરી સ્વરૂપની, અકલવંતો તુ આપ. ગામમાં નોતી ગોરડી, મુજ સરખી મહારાજ; કરૂપ કરી તેં મુજને, સુખ કરાવ્યું તાજ. સનુરાને મુખ ન દાખવું, જીભે દેઉ કંત; આ લે તારાં છોકરાં, કાલા મોના કંપે. માનનો જોધ મુરખે, માન્યું સરવે સાચ; નાક દીઠુ નારી તણું. પુરણુ આંગુળ પાંચ. રહે રહે રામા રોપશ માં કરૂ હું તારૂ કામ; સાંધે સાંધો મેળવું, તો નરપતિયો મુજ નામ. ટેપસ દિધા

સરતીબશું, મેળવ્યું લોહીમાં લોહી; સેજ વાતે સાજુ કરયું, કારજ જાણ્યું ન કોઈ. લાખેણી આંખી લોખરી, જરૂરપણેત્યાં જમ્યા; કરૂ લાખેણા લાડવા,ખાંત ઘણીથી ખાધા. ખંડાવુ સુંઠ ટોપરાં, ખારેક અનેખજુર,તુ માનીતી માહરી, મુજને જાણુ મજુર. પ્રાણ તું મારી પ્રેમદા,તુંજીવન મુજ જાગ તુંઆધારછેમહારો; પ્રીતે લાગ્યો પાગ. થયો વેચાણુ વનિતા તણો, ગુલામ ઘણેરે હેત; ઘર ઘરેણું તાહરૂ, તન મન ધન સમેત. એહ વિજારી નાપિણી, પુરણ કીધી પેર; હવેહકીકત સાંભળો, રાવ રાઠોડાં ઘેર. રાત રહિ પછી પાછલી, ઘટી ત્રણ ઘડ ધીર; જાગ્યો રજપુત રાજવી, વીર વિરોધી વીર. ખુંખારોને ઉઠાયો, જળ પીધુ જરૂર; અમલ આરોગ્યો એ સમે, પ્રભાતે ઉગશે સુર. કરમાં લીધો કારટો, પટકાવ્યા સેં પાંચ; મસ્તક છેદુ માનની, અધીકી દીધી આંચ. નાક વાઢે સમજી નહીં, માન્યું નહીં તેં મુજ; કરયું ભોગવ તું તાહરૂ, તારી હત્યા તુજ. મરવાથી બીતો નથી, તેતો જાણજે સાચ; માનત તો મારત નહીં, તો મુજને શું પાપ. રોશ કરી રામા વદે, સાંભળ માંટી મુઢ; પાપી પાપીના જણ્યા, ગુણહીણા તું ગુઢ. જુઠા જુઠાના છોકરા, જુઠા જુઠાના જાર; જુઠા જુઠાના સોબતી, ગુણહીણા ગુમાર. નગુણા નગુણાના નરપતી, નગુણા નામ નિશંક; અવળા અવળાના સંગતી, અવળો આડે અંક. અધરમી અહંકારી તું, અધર્મ તણો તુ રૂપ; ડાહ્યાપણુના દંભીયા, ડાહાપણ પડિયુ કુપ. ભુંડા ભુંડાના ભુપતિ; ભુંડાના ભંડાર; કુડે કુડાના કીકરા, શું કહુ વારંવાર. જેની આંખે કમળો થયો, તે પીળુ પેખંત; તુ છે જાર જારો તણો, દોસ સહુના દેખંત. રજપુત નહીં તુ રાંડવો, પ્રિછે ન પુન કે પેર; લોક ભુંડે ભંભેરીયો, આવ્યો લડવા ઘેર. કલ્પાંત મુકયરે કંથડા, જખ મારે તું ફોક; રખે તે સાચુ માનશે, લાડકવાયા લોક. સજનને તો દુખ થશે, થાશે વઇરીને વાણુ, તારે ને મારા બાપને, એક હસતુ એક હાણ. સિતા સરખી છું સાધવી, અબળાનો અવતાર; મંદોદરી સરખી માનની, માને નહીં ગુમાર. બાળી ભસ્મ તને કરૂ, જો તુજને દેઉ શ્રાપ; શું કરી એ પરણ્યો પતિ, પ્રતક્ષ લાગે પાપ. પ્રભાકર પ્રભુ પ્રતક્ષ છે, પ્રતક્ષ ઉમિયા ઇશ; જો હોય બાપનો દિકરો, તો તુ છેદ મુજ સીશ. રાણી જાયો રાજવી, ધાવ્યો માનું સ્થાન; બેટો હોય જો બાપનો, તો નવ મુકીશ માન. હસી હઠાલો બોલીયો, માનની મુરખ માન; નાક વાઢે સમજી નહીં, હવે કેસને કાન. કયાં ગયા તારા દેવતા, કયાં ગયા તારા તાક; કયાં ગયા તારા રામજી, છેદયુ જ્યારે નાક. વણુ મારે મુકુ જીવતી, તો બ્રહ્મહત્યા પાપ; સારી પેરે ઓળખ્યા, સતી તમારા આપ. માનની કહેરે મુરખા, કયમ માને તે આજ, જે તુ કહે તે હું કરૂ, કંથ તમારૂ કાજ. કેતો દેખાડુ પારખુ, માને માંટી મુઢ; કાંઈ ન રાખીશ ઓરતો, ગુણહીણા તુ ગુઢ. રાઠોડ કહે રાણી સુણો, તારા હું માનું તાક; સુર્યદેવ સાજુ કરે, નઃરી તારૂ નાક. મેં મારે હાથે હણ્યું, પુરણ આંગુળ પાંચ; ચતુરભુજ ચોટાડશો, સહી સહી તું સાચ. અખીલ નાક અંબા કરે, નહી વિનતા તુજ વાંક; તો તારા ચાકર અમો, એતો આડો આંક. કાપો ન રહે કામની, પલક ન પામે પીડ; તો મન માને માહરૂ, સતી હોય તો સીડ. તો સાચી જાણું તુને, સહજ વસા તું સીત; મોટમપણે મનોવરી. માને મારૂ ચીત. નારો કહેરે નાહોલા, શીશ કાપે તો તર્ત; ચતુરભુજ ચોટાડશો, મેખ ન માનું મર્ત. હાથ મારા રાખે હરી, પ્રભુ રાખે મુજ પાગ; જીવ રક્ષણ જુગદીશ્વરો, નારાયણ રાખે નાક. શીશ કાપ્યને સલક્ષણા, શીદ લગાડે વાર; શ્રીસુરજ સાજુ કરે, નીશ્ચે તે નિરધાર. લવલવ કરે લેખાવની, જીભ્યાની એક જાગ;નારી નાક સાજુ કરે, પ્રીતે લાગુ પાગ. એટલે અરૂણોદય થયો, અધિક થયો ઉજેરા; નારી ન્યાળી નાહોલે, રામા ખરી સુવેશ; ભરયાં રૂધીરે ખાખડાં, ભરયાં રૂધીરે વસ્ત્ર; સાજુ નાક સુંદરી ત

ણું, પતિની પાસે રાસ. મારે હાથે મેં હણ્યું, સોપ્યું મને હાથ; સુર્યદેવે સાજુ કરયું, સ્નેહ
સતીને સાથ. હવે સતીને છેદીએ, નહિતર કોપે ઇશ; જેમ નાક સાજુ કરયું, તેમ સાજુ થાય
શીરા. વિનતા વાલા વિષ્ણુજી, વિનતાને વાલા રામ; શીસ રાતરનું છેદીએ, જેણે કીધું કામ.
પતિએ પ્રદક્ષણા કરી, વાર સત એક આઠ; કરજોડીને કરગરે, પરઠે સ્તુતી પાઠ. ધન્ય અવતાર
ધણો કહે, ધન્ય તુજ પુરાણ પેર; ધન્ય શાબા સતીપણું, ધન્ય ધરૂણી મુજ ઘેર. ધન્ય માત
તુજ તાતને, ધન્ય તારો અવતાર; ધન્ય જનુની તાહરી, ભાગ્ય તણો ભંડાર. ધન્ય
કુંપાસન તાહરૂં ધન્ય કુળ તારા કર્મ; ધન્ય સતીની સીધ તા, ધન્ય તમારૂં ધર્મ.
જખ મારી જેણે કહયું, કામની તુજ કલંક; જખ મારી દમે માનિષુ, ક્ષમા કરૈ
જી વંક. જો તું રીસ જે પરે, પ્રલય પ્રથવી થાય; સાચી સતી તું સુંદરી, સાચા તુ
જ કૃતકાર. હું તો ભુંડો ભાવટી, જાણ્યો જુઠો જાર; અધિક અકરમી હું ઠરયો, ભુંડાપણુંનો
ભાર. વગર અપરાધે હું વઢયો. પરભવિયા તુજ પ્રાણ; છાટી ખાધી ચતુરાં તણી, રૂદે ચઢાવી
રીસ; ઇશ્વર આણુ જો તે તજું, કો દીન છેદીશ શિશ. હશો નાર હેતે થકી, કરશો મા એ કામ;
પાપ ખોવાશું આપણું, રૂડુ કરશે રામ. સુરજ સામી નાખીયે, પોતાને છંટાય; ધરમ અધરમને
સત અસત, તે વેળા તોળાય. બાંધો લીધો બાપડો, લોહ સાંકળે બંધ; સતીપણું શોભાવીયું, એ
મ કીધો ધંધ. ઘર ઘરેણું સોંપીઉં, કરેનિત કલોલ: આભરણ આપ્યાં અતિ ઘણા, શણગા
ર આપ્યા સોળ; કર જોડયા તે કંથડે, લે વારણાં બહુ વાર; નાર ચરિત્ર લહયુ નહીં, અપરં
પાર અપાર. વિધા ભણે છે વિપ્ર શુભ, પુરાણ ભણે છે પાઠ; સ્ત્રિ ચરિત્ર નથી ઠગ વિદ્યાના
ઠાઠ. વણજ કરે છે વાણિયાં, લેખા લાખ કરોડ; સ્ત્રિ ચરિત્ર સમજે નહીં, કામની શું કર જો
ડ. રાજા રાજ ઘણાં કરે, જીતીયા દેશ વિદેશ; સ્ત્રિ ચરિત્ર ભણ્યા નહીં, લક્ષણથી લવલેશ;
પરધાન પોઢા પાટવી, વજીર ઘણા વિવેક. સ્ત્રિ ચરિત્ર સમજે નહીં, નારી કેરા નેક. નવિસં
દા દલ દાહરા, અવળા વાંચે આંક; જીતે બાધા જગતને, રાણી આગળ રાંક. પટેલ પાટીદાર
સહુ, દેશાઇ પણ દિલ દાખ; રાંડ આગળ સહુ રાંડવા, શાસ્ત્ર પુરે છે સાખ. સુર પુર ધ્રઢ
ધીર. મહા, સંગ્રામે શીરદાર, સ્ત્રિ ચરિત્ર સમજે નહીં, ગોરો કરયા ગમાર.
સુરાને કાયર કરયા, પંડિતને કીધા મુઢ; અજાણ કરયા કેઇ જાણને, પ્રાક્રમ કિધાં
પ્રોઢ. દેશપતિ દાશી થયા, ચક્રવરતીતો રાંક; નારી જોરાવર નર થકો, એતો આડે
આંક. કવિતાને કિંકર કરયા, ગુણીજન કીધા ગુઢ; કાજીને પાજી કરયા, પ્રમદા પ્રાક્રમ પ્રઉઢ.
સઇ સુથારને સાળવી, વસવાઇયાં વિવેક; એ બિચારાં શું લહે, નારી કેરા નેક. પોપટ કહે પર
ભાવતી, જારી કરવા જાએ; વિજાર વિદ્યા આવડે, તોતો સુખીયાં થાએ. બુધ નિધાન શુક
બોહોતેરી, એક એકથી એક. સ્ત્રિ ચરિત્ર શોભા ધણી, નારી કેરા નેક. સાંભળ કુંઉજી રૂગદિ
પ તું, સાંભળ વાસણ વંશ; સાભળ રખીયલ મનજી તણા, અવતારીક છો અંશ. સાંભળ શા
મ સલક્ષણા, સાંભળ ઝવેર જસવંત; એ વનીતાની ચાતુરી, અતિસે વાત અનંત. શ્રી ગઉડ
માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ; સુત શ્રી વીરેશ્વર તણો, કહે કવિ સામળદાસ.

## વારતા ૮ મી.

ચોપાઇ—શ્રી સારદાને નામુ શીશ, આરાધુ ઉમિયાપતિ ઇશ; શ્રી ગણપતિના પ્રણુ પાય, સ
ફુળ મનોરથ મનના થાય. કહીયે વાત અધિક આઠમી, રસીક વચન અોરેતાકાઠમી; રાજા એ

લી પડતે રાત, વારૂ પોપટ બોલ્યો વાત. આભરણ અંગ સજ્યાછે સોળ, મુખ ભરીયાં તાતાં તંબોળ; હાવ ભાવ કટાક્ષજ કરી, સમી સાંજે શામા સંચરી. પોપટને કીધો પ્રમાણ, કામની અંગે દીઠો કામ; તેના મન ગમતુ બોલીયો, મન તણો પડદો ખોલીઓ. આજ શીખામણ દીજે અમો, તરૂણી જારી જાઓ તમો; હસી રમી જમોને જામ, કરી આવજો રૂડાં કામ; જુવતી કહે હું તો જાઉછું, તારા સમ ખાંતે ખાઉછું; પોપટ કહે પધારો પેર, જો જો અમ્રત માં થાતું ઝેર. સાચવજો કાંઈ સંકટ પડે, રખે આળ નવ માંથે ચઢે; ચઢયાં કટક ઉતરે કહુ કથી, કલંક ચઢયાં ઉતરતાં નથી. દોહરા—કટુલા કોળીનીં કામની, કીધુ છે જેમ કામ; તેના જેવુ આવડે, ઠેઠ પોચાડે ઠામ. પગે નમી તે પ્રેમદા, શુક સાંભળ મુજ ભ્રાત; કુણ એવો કોળી હતો, વિસ્તારી કહે વાત. નામ કવણ નારી તણું, રેહેતો કુણજ ગામ; વિજાર વિદ્યા કેવી કરી, મમત વધારી મામ. શુક કહે શેજા સુંદરી, કટુલાને ઘેર કામ્ય; રામપુરા મધ્યે રહે, નરસિંહ રાયને ધામ. ત્રણ તરવાર બાંધે ધણી, કમર કસે કટાર; તીરકશ બાંધે ત્રિવિધે, ભામનીનો ભરતાર. મરદ મુછાળો મમત બહુ, ભાલો રાખે હાથ, સુરા માંહ શીરોમણી, સુંદે સામદ સાથ. ટુંકારો કો નવ કરે, લોપિ ન શકે લાજ; તાવ ઉતરે તરવારથી, મહિપતી માને માઝ. ઘર આગળ નવ નીસરે, વાદ કરે નહીં વેર; જાણે ભુંડો ભીલ છે, કરે કટુલો કેર. ઘ્રત લેવા ઘરણી ગઈ, હેત વણીજને હાટ; જગત લોક આવે તીહાં, ચઉટા વચમાં હાટ. ડાયો શા એક સેઠીયો, દુંદાળો શો દેહ; ફરે કુટડો કુલતો, નારી પ્રગટયો નેહ. બોલતાં ખાડ ગાલે પડે, વળે ત્રેવડી પેટ, લીસો ગોરો લાલચ્યો, અહુકો કહે છે શેઠ. ગરદન જાડી ગુણવંતો, ટુંકા ટુંકા હાથ; કાલુ કાલુ બોલતો, સ્નેહ સરવને સાથ. કામાતુર થઈ કામની, વીરહનું વાગ્યું બાણ; આશક થઇ તે ઉપરે, પરવશ પડિયા પ્રાણ. વણીજને વાયક કહયું, મણેક મારે ધ્રત; તે તોળી આપુ તુને, કહીને તેડયો તરત; લોભે પડિયો લાલચી, પીને પરઠી પેર; આવે જાય અહર નીશા, ઘણા હેતથી ઘેર. મન દીઠું માનની તણું, પડયો ધ્રાશકો પેટ; વનિતા પ્રતે બોલીયો સમજુ શાણો શેઠ. ચિન્હ માં કર ચીંતની, વાત ન કર આ દિશ; કદાચ્ય કટુલો દેખશે, તરત છેદશે શીશ. બાળ ધી તરૂણી તાહરૂં, બાળ તાહરો લાભ; ઉંદળમાં કયમ ઘાલીયે, આજ અવસ્થા આભ, ભોખે મારાં છોકરાં, જીવ મારેથી જાઉ; આજ થકી નહીં આવીયે, તે વાતે સમ ખાઉ. કપરોને વળી કોટીલો, કટુલો કડવો ઝેર; એમાં લાભ શો લીજીએ, વિણ સ્વાર થતું વેર. વિનતા કહેરે વાણીયા, જખ મારેછે એહ; સુખે જાવ ને આવજો, કરજો મુજશું સ્નેહ; કદાચં તું આવે નહી, સ્નેહ તોડે મુજ સાથ, કહુ તે કટુલા કંથને, હઇડે નાંખ્યો હાથ. તે વેળા તેની ઘડી, તેજ પલક તે વાર; અજર નહીં એ વાતમાં, સીસ તણો સંસ્કાર. કોઇક દાહાડો દેખશે, જેહ લખ્યું તે થાય. મારી ન શકે મુજ આગળે, ચોતમાં રૂડુ ચાહાય. વશ કીધો તે વાણીયો, જુવંતિયે ગેલ્યો જોગ; જાર કરે તે જોખમાં, ભામની સાથે ભોગ. જાણશે ત્યારે મારશે, નારીને નવ દુભાય; કોશાર કરૂં હું જેટલી, તેટલુ જોખમ થાય. વિચાર કરયો મન વાણીયે, એતો કોપ્યા ઇશ; જ્યારે કટુલો દેખશે, ત્યારે છેદશે શીશ. એ વાતે સંદેહ નહિ બાધુ નીકળશે ઘરત; મારે મુજને તો ખરો, એ વેળાએ મરત. નહિ આવુ કહે નારને, તારા મંદીર માંય, જીવ તણુ જોખમ થશે, તોલ ઘટે છે ત્યાંય. સેજા કહેરે શેઠ સુણ, ચિંતા મન નવ આણ; કોલ પરિયા પચાસનો, વેદ વચન મુજ વાણ. તારૂં શુક પડે જેટલું, તેટલુ મારૂ લોહી; તુજ જીવે અમો જીવિએ, કારણ ન લહે કોઇ. કોલ દીધો તે કામની, લાખ હજારો કોડ; નિરભય આવ્ય તું આ સમે, મંદિર મોરા મોડ. એક સમે કઉતક થયું, ડાહયો વાટે દી

ક; બળીત થઈ તે ગોરડી, પેમદા કેરો પીંડ. કંથ આગળ કહે કામની, કરો હમારૂ કાજ; કે।
ળાં કોઈક લઈ ગયું, એ આપણનાં આજ. જરૂર લાવો જાંખરાં, વચમાં કરવી વાડ; વળી
કોણું કોઈ લઈ જશે, કરવો પહરો રાડ. હવડાને હુવડાં જઈ, જાંખર ઝાઝા લાવ્ય; રાંધી મે
લુ રોટલા, એક ઘડીમાં આવ. કોળાં જીવ બરોબરી, લઈ ગયો કો જન; વાડ કરરો વરણા
ગિયા, તારે મળશો અન. સીથળો થઇ તે સંચરયો, ઝાંખર લેવા જાય; એટલે પેલો વાણીયો,
આવ્યો છે ઘર માંય. જાણ્યું વાર ઘણી થશે, આધો જાશે એહ; વણિજ પરવારિ વાધશે,
તાન વિચારી તેહ. નિસ્ચેત પણે નિસ્ચંતથું, લાગી લેહેર લગન; વસ્ત્ર વિસરજન બેયનાં, નર
નારી નગન. ઘર તેનું ધંનોલીયું, નહિ અમોચર ઠામ; વિશામ ઠેકાણે વાણીયો, કરિયું કુટુ કા
મ. મળે મ્રગ જેમ કેસરી, મળે અજને જેમ ગજ; જાંબુક સિંહણ ભોગવે, કહો કેમ જીવે ર
જ. માંસ સાચા સારદુલનું, સસલો ખાવા જાય; પંગો કેમ પરવત ચરે, અંત ફજેતો થાય.
ગયો ભાગોળે ભીલડો, દીઠાં ઝાંખરાં ઢેર; બાંધી લાવો બારણે, ઘડી એકમાં ઘેર. કર્યાં કોઇએ એક
ઠાં, ઘણાં જાંખરાં ઘોર; દેખે તે મુકે નહી, ચીતડુ જેનું ચોર. દિઠો ટાહયે આવતો, દીઠો ઘર
નીં નાર; વાણીએ માંડયાં વેઉલાં, મનમાં કરયો વીચાર. થરથર ધરૂજી સ્થિર રહ્યા, વસ્ત્ર વિ
હાણે વતઃ રામ રામ મનમાં જપે, માંથે આવ્યું મરત. ભીખ્યાં મારાં છોકરાં, ભીખી ઘરની
નારઃ હાય હવે હું શું કરૂં, થાશે શો સંસ્કાર. લક્ષ કરે લલોપતા, આકુળ વ્યાકુળ થાય, ક
ટુ કૃતાંત સરીખડો, જોર કરી કયાં જાય. નસાટ કહે નારી સુને, ઉગર કેમ આ દીશ; નવરા
ત્રી નિસ્ચે કર, જીવું તો પુજુ ઇશ. રામ રામ મનમાં રટે, મેં શું કીધું કામ; વાહાલો કોઈ
મારો નથી.રાખણહારો રામ. શીખામણ સહુને કહુ, કો પર ઘેર ન જાવ; ટાહ્યાની પેરે થશે,
ઘણા વાગશે ઘાવ. લઘુ સંકા થઇ લુગડે, નેટ થયો નિરાશ; આ મારયો આ મારશે, જીવ ત
ણી શી આશ. નિમેશ માગ ન નાસવા, રેહેવાનો નહીં રોખ; કુટે હાથ કપાળમાં, જો જો કી
ધો જોખ. ફૂટ ફૂટ ભુંડી પાપણી, સમ ખાધા શીદ રાંડ; હાથે મુને હણાવીઆ, રંડાવી મુજ
રાંડ. માંદી મારશે તાહરો, રૂદે ધરશે બહુ રીસ; ભર જોબન હું ભામની, છેદે મારૂ શીશ;
પોપટ કહે પ્રભાવતી, કરવા આવ્યો જાર; હવે વિજારી શી કરે, કયમ રહે બેનો ભાર. બાઈ
બોલો બુધીથી, કહો જડે તો જાગ; શામા કયમ થાએ સતી, પતિ કેમ લાગે પાગ, સત્તી કેમ
થાએ સુંદરી, કટુલો કરે કલોલ; એહ વણિજ કેમ ઉગરે, કેમ રહે એનો તોલ; કેમ પાયે લા
ગે પતિ, કેમ વણીજ વશ થાય; કોપ સમે કોળી તણો, વચન ગોરી શાં ગાય. કહયું કામની
નું કયમ કરે, હેતે જોડે હાથ; કેમ ટાહ્યારા ઉગરે, નમે કેમ સઘળો સાથ. પરભાવતી કહે પો
પટા, એતે કયાંની રીત; ટાહ્યાસાને દેખતે, પુરણ કેમ વાધે પ્રીત. કોળી જાતને કળકળ્યો, કામ
નીનાં જોતે કામ; હાડ વેહેર હડે ચડયો, કેમ મુકે એ મામ. શુક કહે સુણ સુંદરી, રહો આ
જુની રાત. સાચી તુજને શીખવું, એહ વિજારી વાત. નહીં જાઉ નારી કહે, ઉતારયા શણગા
ર; વશ કીધો કેમ વાતથી, ભામનીએ ભરતાર. દીઠો ધણીને આવતો, નગ્ન હતી તે નાર; હું
બોડાં લેતી નીસરી, બેઠી આવો બાર. નાચંતી ને કુદતી, ઉંચા રાખી હાથ. નગન કાયા નિ
શંકણી, બોલી સ્વામી સાથ. અલ્યા કટુલા કોલચા, તારૂ મુખ દેખાડ; કયાંથી લાવ્યો ઝાંખરાં,
ભાગી મારી વાડ. ઘેલી કરી તુજ ગોરડી, લેઇશ તારા પ્રાણ; ઝાંખરાં લાવી જાણશો, વિપરીત
બોલી વાણ. ભાઇ તારા માના જણ્યાં, પોઢયા છે જે પાંચ, પ્રભાતે પ્રાશન કરૂં, અધિક
દેખાડું આંચ. આંહી સુધી આવ્યો જીવતો, પ્રેમદાને પરતાપ; કાઢી દેરે દીવો કરી, મુકે આપો
આપ. જવાળા મુખી કાળીકા, નવ ખંડે છે નામ; જે લાવે મુજ ઝાંખરાં, કેડુ તેનો કામ.

અકળાય ધણીને ઉછળે, લેશ ધરે નહીં લાજ; ટાબોટા કુટે તારૂણી, કરે કારમું કાજ. ત્રટીયાં ચુંટે જક્ષણી, વસ્ત્ર વિહાણું અંગ; ચીસો નાંખે ચંતની, કરે રામા બહુ રંગ. ભામની દીઠી ભોલડે, આતે શો ઉતપાત; ખામુખા ખાય કાળીકા, વિપરીત થાશે વાત. પ્રદક્ષણા પોતે કરી, પ્રોતે લાગ્યો પાગ. માત તમો કહો તે કરૂં, જઉ કહો તે જાગ; ભાગોળે જ ભીલટા, જાંખરાં જઈને નાંખ; દેવટ વાણુ દેખતાં, હજુ રહીછું સાંખ. સતી છે તારી સુંદરી, શેવક મારી જાણ; માટે મુકુ જીવતો, નહીંતર લેતી પ્રાણ. વારૂ મારી દેવતા, વારૂ મારી માત; ક્ષમા વાંક મારો કરો, કહોતો રહુ ત્યાં રાત. વાઠ કરી તું આવજે, મન માંહે ન ડરેશ; જે દહાડે દુભોંશ નારને, તે દહાડે તું મરેશ; પાય લાગી પાછો ફરયો, લેઈ ઝાંખરાં શીશ; વાડ દેશ પાછળ કરી, ભાગ્યો આખો દીશ. વનિતાએ વસ્ત્રજ પેરીઆં, હરી જારને સાથ; જો ચરિત્ર કેવું કરયું, તાળી દીધી હાથ. કાઢી મુકયો વાણીજને, નિરભય થઇ નિસંક; કટુલો તો કીંકર કરયો, વાળીયો આડો આંક; કરજોડી ઉભો રહે, કટુલો સ્ત્રીનો કંથ; જીવ્યો તુજ પરતાપથી, પળત હું મોટે પંથ, ફુમ કરી ખાતર જમા, ખરી ચાલી છે ખ્યાત; સતી પ્રતાપે જીવીયો, નહીંતર કાળી ખાત. પુર બાધુ પાગે નમે, કરે એનાં દરશન; કટુલા કેરી કામનિ, તેને કાળી પરશન. શુક કહે સુણ સુંદરી, પ્રભાવતી શુભ પેર; જો એવાં પ્રાક્રમ કરો, તો જાઓ જારને ઘેર; એમ વીજારી આવડે, જારી કરવા જાવ; નહીંતર કર માળા ધરી, ગુણ ગોવીંદના ગાવ. તેહ દિવશ તો વહી ગયો, વાણી વિવિધ વિલાસ; અષ્ટ કથા પુરણ થઇ, કહે કવી સામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ; સામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

---

## વારતા ૯ મી.

દોહરા. શ્રી ગણપતી ગરવો ધણો, દિવ્ય દુંદાળો દેવ; ઉમા અંગથી ઉપન્યો, પ્રથમ કરે સહુ શેવ. દુંદાળો દુખ ભંજનો, સિદુર શોભીત સાર; મુખક વાહન મલપતો, દેવ વડો દાતાર. નારી તે નવમે દીવશ, સજ્યા સોળ શણગાર; નીશા સમે તે નીસરી, જોવા કારણ જાર. ભણી ગણી બણી ઠણી, ગણું ગુણી હીત હામ; જાણી જણીની વારતા, શુણી શુણી કરતી કામ. ચાલી ચતુરા ચમકતી, ઝમ ઝમ વાજે ઝેર; ધમ ધમ વાજે ઘુઘરા; મદન તણી સમશેર. વાંકી વેણ વાંસા તણી, ઉજવળ અંગ અનુપ; ગુણવંતી ગજ ગામિની, શોભીત શુધ સ્વરૂપ, નિરક્ષણ કરતી નીસરી, વિસરી નાકે નથ; મન માન્યું પર મંદીરે, વપુ વશો મનમથ. મદગળીત થઈ માનનિ, જેમ અષાડો મેહ; સુગંધ તેલની વાસના, દીસે રૂડો દેહ. પોપટ કેરે પાંજરે, ચાલી ચતુરા ચિત. જુવતી જુહાર જુગતે કરે, હઇડે આણી હેત; મંદીર જોજે માહરૂં, અમો રંખા જઉ રાત; ઇસ્વર ઈચ્છાથી આવશું, પ્રહ ફુટે પ્રભાત. ભલે ભલેરે ભામની, ભલાઈ કરો ભરપુર; સુખ સુરત સાગર તરી, આવ ઉગમતે સુર; મન માન્યું મારૂં હવે, જુગત રમજો જાર; જોખ કરો જઈ જામનિ, સુખ શરજે સંસાર. વિનતા વેહેલાં આવજો, તમ વિણ સુનું ધામ, ગુલાબરાયની ગોરડી, કરયું શુભ તેણે કામ. વઇદરભ દેશે વેવારીયો, ગુલાબરાય ગુણ નીધ; ગુલાબ વહુ તેની ગોરડી, પરાક્રમી બ્રિધ વિધ. જારી કરવા તે ગઈ, નજરે દીઠો નાવ; વિજાર વિદ્યા એ શીખવું, ચતુરા ચિત્તમાં ચાવ. પગ ખેંચી રહી પરેમદા, તું પોપટ મુજભ્રાત; શુણ શિખવ ગુલાબનો, વિસ્તારી કહે વાત. શણગાર ઉતારો સુંદરી, ભીનાં પેરો વસ્ત્ર; પરઠો પથર ઉપરે, દહાપણ શીખો દસ્ત. કહયુ કીરે તેવુ કરયું, ગુણવંતી રહી ગેહ; શુક સંભળાવે વારતા, નારી પ્રગટ્યો નેહ. ચોપાઇ—વડુ ગામ એક વઇદરભ દેશ, સુરસંગ ત્યાં રાય નરેશ; શ્રી

સ વસે અષ્ટાદસ વરણ, હરિ કથા સુણે નિત્ય કરણ. વણિજ તેહ નગરમાં વસે, ધરમ મારગ ઉપર સહુ ધસે; નરભેરામ એક વિપ્રનો તન, મહા મનોહર મોટમ મન, મરત પામ્યોતો તેનો તાત. રાંડીરાંડ ઘેર ઘરડી માત; તેને તેહ કુંવારો પુત્ર, અસ્થાવટ ચાલે ઘરસુત્ર. નક્કરો નર નીસદેહ, પ્રઉઢ પ્રચંડ દેવાંશી દેહ; જાય નિત્ય ભિક્ષા કારણે, બળવંત ગરથ તણે બારણે. વાં ઢી પાઘને ચાવે પાન, રાગ રંગ કરે બહુ ગાન; એક નહી તેને ઉચાટ, નીત્ય નીશાએ માગે હાટ. સો દોકડા નિત પેદા કરે, અહર નિશા આનંદે ફરે; જોબનવંતિ દીસે દેહ, વિનતા તણો ધણી છે તેહ. એક દિવશ ભિક્ષાએ ગયો, ગ્રહસ્થ તણે ઘેર ઉભો રહયો; કલ્યાણ કલ્યાણ કહયું ઘડી એક, જેમ તે વિપ્ર તણો વિવેક. આપી ભીખ તે લેઇને વળ્યો, પોતા કેરે પંથે પળ્યો; બીજે મંદીર જોવા રહયો, ત્યાંતો એક તમાસો થયો; જેચંદશાહ તણુ ઘરસુત્ર, ગુલાબરાયજી તેનો પુત્ર; લક્ષાધિશ કોટીધ્વજ કામ, મહાલક્ષમી વસે તે ઠામ. ગુલાબ વહુ તેની ઘર નાર, રૂપવતી રંભા અવતાર. મહા મનોહર તે માનની, નહી ભુતળ એવી ભામની. ચતુરવિધા ચાતુર એહેન, કમળ સરીખાં તેનાં નેન. સજ્યા સોળ અંગે શણગાર, અંબુજ મુકતાફળના હાર. નખ શીખ શોભા લાયક સાન, પ્રગટ પદમની ગુણ નીધાન; ચંપકવરણાં પેહેરયાં ચીર, શોભે ઉજવળ સરવ શરીર. માન્યની મોટમ પદવી મુલ્ય, તરતીબ ત્રીલોતમાને તુલ્ય. બેઠીતી મોહન માળીયે, ઝાંખીને જોયુ જાળીએ; મોતી તણો પરોવે હાર, રંભા રૂપ અનોપમ સાર; નીચુ ન્યાળે પ્રથ્વી પાસ, વિપરે ઉંચુ જોયુ આકાશ. આભમંડળથી નિસરે ચંદ, જાતાંતો ફાટયું બ્રહ્માંડ; વિદ્યુતનો ચમકારો થયો, દિઠી રામા ઉભો રહયો. જેવુ હોય પુરાણ પ્રતિબીંબ, રૂપ નિધાન રામા એ રંભ. ભ્રઠ ધનુષથી છુટયો બાણ, વેંધાયા પંડિતનાં પ્રાણ; વાગ્યાં બાણ કટાક્ષના ઘણાં, મન અંકુર કુટયાં તે તણાં; પરિયો વિપ્ર તે મુરછાપાત, વિનતા તે જાણે નહીં વાત. તેતો તેના ઘરમાં ગઇ, વિપ્ર તણી માંહી ગત થઈ; વિપ્રને વઇ આવી સહુ ભણે, ગયા લોક તેના ઘર ભણે. ડોશી પાસ પાડોશીં અડયો, તારો પુત્ર પ્રથ્વીપર પટયો; રોતાં કકળતાં ત્યાં આવીંયાં, ઝોળીએ ઘાલી લાવીંયાં. કો કહે એને આવ્યો તાવ, કો કહે અન્ન ઉપર નહીં ભાવ; કો કહે ડાકયણ વળગી દુત, કો કહે ભારે વળગ્યું ભુત. કો કહે વ્યંતરને વશ હોય, કારણ કળી શકે નહી કોય; કંઠી કાપડીને વરતીયા, ગણક ગારૂડી જે તરતીયા. ભુવા બિલડાંને ડાકલાં, ચેટક ચીસો હઠ આકળાં; ઉતારયા અક્ષત ઉતાર, ઔસડ વેસડ અપરમપાર. પ્રસન્ન કરાવી પ્રસ્નોતરી, જોવરાવી તે જન્મોતરી; દારૂણ દુખ પામે છે તેહ, રાંડીરાંડનો એલો તેહ. ન ખાય અન્ન ન પિયે નીર, ધારણ તેનું ન રહે ધીર; થાકયા વઇદને થાકયા ભુવા, ઉપાય બતાવે જુજવા. નાડી માંહે ન મળે રોગ, જુઓ કરમ તણા સંજોગ; ઔસડ વેશડ શો ગુણ કરે, ચિંત્તતો તે ચીંતનીમાં ફરે. દોહરો—એક દીવસ એક માલણી, આવી મુકવા ફુલ; તે આગળ તે ડોશીએ, કહયું સુતનું સુળ. 'કવણ કાજ કુંવર ગયો, ચેટક વળગ્યું' તાંય; નીત નીસાસા નાંખતો,ચતુરા ચિત્તમાં ચાય. એકાંત તેને ઉઠાડીયો, ધારણ દીધી ધીર; આશના વાશના અતિ કરી, માળણે પાયુ નીર. માહારાજ મુને સાચુ કહો, જે મન ધારયું હોય; તારૂ દુખ તે મેં લહયું, અન્ય ન જાણે કોય. માનની કોઇ મનમાં વશી, મારયું મોહનું બાણ; તેહ મળે તો જીવશો, નહિતર ખોશો પ્રાણ. ગામ નામ ને ઠામ કહો, અકલ હોય સો આપ; તે તુજને નવ મેળવું, બ્રહમ હત્યાદિક પાપ. તું સાચુ બોલે નહીં, તુજને પાપજ એહ; અરસ પરશ નર નારીયે, નિરમળ કીધો નેહ. તન ઠેકાણે આવીંયુ; જાણી મનની વાત, પગે લાગ્યો પ્રિતથી. હેતે જોડયા હાથ. વાત કહી વીગત તણી, અથ ઈતી જે પેર; હું તો ભીક્ષા કારણે; શ

યો ગ્રહુસ્થને ઘેર. દેવરૂપ દેવગંના, દાખો દેવાંશી દેહ; સુણ તું માતા માલણી, તેહશું પ્રગટયો નેહ. મોહ બાણ વાગ્યુ મને, ન રહી ધારણ ધીર. પ્રથ્વી ઉપર હુ પડયો, શીથળ થયું શરીર પ્રતિજ્ઞા કીધી પંડમા, જો એ જુવતી જોઉં; નહીતર અન્ન પાણી તજુ, વણ મોતે કાયા ખોઉં. એ વાત કો સાંભળે, શુગી પામુ તરત; તેહ મળેતો જીવીયે, બેય તરફથી મરત. માળણ કહે જીત્રો મોજમાં, ખરો દેખાડુ ખેલ; તારા સમ હું તુજને, નિસ્ચે કરી આપુ મેળ. તે ભોગવ તુ ભામની. રોજ થકી એક રાત, મંદીર તેડાવું માહરે; પોચાડુ પરભાત. સમખાઇ સંતોખી ઓ, બહુ વિધ દીધો બોલ, જમાડયો જુગતે કરી; વધારયું તેનું તોલ. વીસ દિવશનો વાયદો. કરયો કામનીએ કેણ, રૂખી રિજયો રૂદીયા વિશે; શુણી વીનતાની વેળ. ગુલાબરાયની ગોરડીં. બેઠો બુધ નીધાન, જઈ છાબ આગળ ધરી; માનનિએ દીધાં માન. ચોળી ગુથીતી ચો વિધે. ઓઢણી ગુંથી અમુલ્ય, સાડિ ગુંથી શોભતી; સુગંધ જાયના ફુલ, પછેડિ ગુંથી પુસ્પની. પાથરણા કાજે પુર, ચરણો ગુથયો ચીતની; નારીમાં બહુ નુ, પુસ્પ ચરણાને ચોળીઓ. પુસ્પ ઓઢણી અંગ, પુસ્પ તળાઇ ત્રેવિધે; રામા રીઝી રંગ, નીત્ય જાય ત્યાં માળણી. ભાવે લાવે ભેઠ, તન મન તુલ્ય તેનાં થયાં; ઠરાવ થયો એ ઠેઠ. માળણ કાંઇક માગ્ય તું, હેતે લાવે છે હાર, એકે વારે કયમ મુકીએ; તારે માંથે ભાર, માળણ કહે સુણ માનની. તારૂ નીરમળ નામ, લેવા લાણ આવી નથી; આવી કરવા કામ. તારૂ દુખ છે ટાળવું, તારા છે ઉચાટ; તારૂ સંકટ કાપવા; આવી છુ એ માટ, કોટી લક્ષ વસા કહુ. તારે પડવું નરક; જમ યાતના દો હીલી, ઘણુતિવર એ ગરક. તે દુખ તારૂ ટાળવા, આવીછુ એકાંત; પ્રતિજ્ઞા પોતે કરો, તોતો ભાગુ ભ્રાંત. અચરજ પામી અતિ ઘણું, પ્રીતે પ્રણમી પાય; જાણી જમની જાતના, કહેરે માળણ માય. પ્રતિજ્ઞા પાંચ પ્રકારની, કરાવ્યાં કામની કેણ; વળતી વાત બ્રાહ્મણ તણી, કહયાં વિસ્તારી વેણ. આવ્યો તારે બારણે, દીઠાં તમને દ્રષ્ટ; બાણ વાગ્યાં તુજ નેણનાં, કાયામાં પામે કષ્ટ. હઇડુ ધીરજ નવ રહયું, કરી પ્રતિજ્ઞા વરત; જુવતી મળે તો જીવીએ, નહીતર આવ્યું મરત. તેહ વાત જાણી અમો, મળશે પંડીત રાય; તો ગુણવંતિ તુજને, માથે હત્યા થાય. સમખાઈ સંતોખીઓ, અધીકી દીધી આશ; ખબર કહેવાને કારણે, આવી છુ તુજ પાસ. થોડામાં કહુછુ ઘણુ, છોજી ચતુર સુજાણ; જીવે તુને મળ્યા થકી, નહીતર છોડે પ્રાણ. કરજોડી કહે કામની, જાણે મારો કંથ; કાન નાક અળગાં કરે, ચતુર વિચારો ચંત. કાર ભાર જાતો રહે, જાય જસ રૂપી જોર; રૂપ રંગ જાતુ રહે, જાય ટેકનો તોર. માળણ કહે મહાદેવજી, રાખે રૂડી રીત; પરમ પુન્યને કારણે, કરો પંડિત શું પ્રીત. હું કહુ તેમ તમે કરો, પ્રીત રીતની પેર; પીયરનું નામ લેઈ પરવરો, ઘણા હેતથી ઘેર. સાસરેથી એમ કરી જજો, પીયર રહીશું રાત; પીતા ઘેર વાસો રહી, આવીશું પ્રભાત. પીયરથી કેહેજો જાઉછું, હુંતો મારે ઘેર; માળણ કહે મુજ મંદીરે, કરી આવો એ પેર. વિપ્રને કરીશું વાયદો, રૂડો રાખી લાગ; શામ દામ ભેદે કરી, નહીં લાગે તુજ દાગ. સવારે જાજો સાસરે, કોઇ ન જાણે વાત; સાસુ સસરો સાસરે, પીયર માતને તાત; એમ કહયું તે માનની, દેઇને ઝાઝાં માન; એટલું જો કહયું કરો, તો દીધું જીવત દાન. કરી વાયદો તે વળી, હા કેહેવરાવી હેત; વળતી ત્યાં શું નિપન્યું, ચતુરા ચિતમાં ચેત; પુરણ વાયદો પુનમે, કામની સાથે કીધ; તેડી લાવો તે વિપ્રને, કોલ પોતાનો દીધ. ડાહી જાત જુવતી સહુ, માલણ તેમાં હદ; કોથી કામ થાએ નહીં, શોભવે તે સદ. ચતુરાએ ચેતાવીઓ, રાતે આવજો આજ; કલોલથી ક્રીડા કરો, લેશ ધરો માં લાજ.

ચોથટી રાતે ચેતજો, લાવજો અમ્રત અહાર; સુખ સાગરમાં ઝીલજો, અપરમપાર અપાર; પુર ણ હરષ મન પ્રગટિયો, નિશ્ચે વાત તિરમાણ; માલણને મંદીર ગઈ, સાંજ વેળા સુજાણ.હાવ ભાવ કટાક્ષથી. હીંચે હીંચોળાખાટ; પાન ચાવે દરપણ જુવે, વિપ્રનીજુવે વાટ, પ્રેમદા જેવી પદ મની, મોહની મોહન રૂપ; જોબનવંતી જર જોરથી, ભામની ભારે ભુપ. તે સ્થાનક કઉતક થ યું, તેહ વિખાણું વાત; માનની ગઈ માલણ ઘરે, એક જામ ગઈ રાત. બ્રામણ ભિક્ષા કારણે, ગયો હુતો કહીં ઘાટ; એટલે પોતાની નાતના, વિપ્ર જતાતા વાડ. કહો ભાઇ કયાં જાઓ છો, શીદ માગોછો માન; ઘરામશા કયાં ધાયા છો, કોનાં લેવા છે દાન. પુછેછે શું પંડિતા, રાજ દ્વાર જે ઠોર; ગ્રહણ દીવસ છે આજનો, આપે સોના મોર. ભણી ગણીને ભાવથી, ભલા ભ લેરા ભુપ; મળી ત્યાં ઝાઝી મેદની, રૂડા રૂશી જે રૂપ. લોભી વિપ્ર લોભે પડયો, લોભે લક્ષ ણ જાય; લોભે તે લેવા ગયો, ધનને કારણ ધાય. મોર આપે છે મહિપતી, આપવા માંડી;અ ધ; વીસ હજાર ત્યાં વિપ્ર છે, શોભા દીઠી સધ. આપનાર અકળાઇ ગયા, દીધુ રૂડે ત્યાંચ; અરૂણોદય સહુને આપયું, ઘાલ્યા તાળા માંય. ડોશી કેરો દીકરો, દેરા માંહેદીધ; માલણ ઘેર રહી માનની, કામ તેણે શું કીધ. સવાપોર નીશા ગઈ, વિનતા જુવે છે વાટ; મુજ માટે મર તો હતો, નાવ્યો તે શા માટ. માલન આગળ મનતણી, કહી વીનતાએ વાત; પુરૂસ વિના કયમ પરકશો જાય શી રીતે રાત, ઉઠય ઉઠય આદર કરી. લાયક પુરૂશ કો લાવ તે સાથે રજ ની રમુ, એક ઘડીમાં આવ; મોકલી તેણે માલણી, લેઇને તેની કેડ. તંબોળીને હાટથી, તરૂણ પુરૂષ તું તેડ; વાંકોને વરાણાગીયો, ચંચળ ચાતુર ચેન. ભાગ્યશાળી ભુપતિ સમો, ઉપમા અ ધિકિ એન; ચાલી ચતુરા ચમકતી, તંબોળીનો દુકાન. પોતાને ઘેર પ્રેમદા, પતિ તેનો લે પાન; તેણે તેને નવ ઓળખ્યો; ચાતુર દીઠે ચંત પુરૂશ સમીપે પરવરી માલણ પ્રોઢે પંથ, બાંહ ઝા લી બોલાવિયો. કરી પરાણે પ્રીત મંદીર આવ તું મહારે, રમવા રૂડી રીત; જનમ સંબંધ જો ઇ નથી, નહીં સુણી હોય કાન. તે ભોગવાવ ભામ્યનિ, મનસા સાચે માન; પુરૂષ કહે શુણ પ્રે મદા, અમો શાહ સુજાણ. કપટ કરે કદાચ તું, તોતો પરઠે પ્રાણ; જાણે પિતા જો માહરો, જાણે નગરનો રાય. તોતો જાન જર જોખને, હાણ્ય હુસારત થાય; કોલ દિધો તે કામનિ, શ તથા ખાધા સમ. વચન વનિતાએ આપીયુ, કહો માને નહીં કયમ. ૧૧૯ ચોપાઇ–માલણના મંદીરમાં ખાટ; વિનતા બેઠી જુવે વાટ, કોઈક પુરૂશ આવે જો આંહે. મોજ કરૂ હું મંદિર માં હે; એમ વિચાર કરે જેટલે; તેહ પુરૂશ આવ્યો તેટલે; માલણ તો ઓળખતી નથી, તેનો સ્વા મી લાવી સરવથી, જો જો કરમ તણી એ રતી; પરસાદે આવ્યો નીજપતી. દીપક જોતછે ઝા ક ઝમાલ. ભલાં તિલક સોભેછે ભાળ, રંગ તાણો થયો છે રોળ; શણગાર અંગ સજ્યા છે સો ળ, મુખ બોહોળાં તાતાં તંબોળ, છુટા કંદ્રપ કેરા કયોળ. માનનીને માંટી મેડે ચઢયો, અચા નક આવી સેજે અડયો, કુશુમ તણી સજ્યા પાથરી. ભોજન મુકયાં ભાજન ભરી, કસ્તુરીનો કીધો લેપ, બેકે બરાસ ચોપાસાં ચેપ; પુશ્પ ચોળી પેહેરી છે અંગ. સખી સાહેલી નહી કો સંગ. ૧૨૧ દોહરા–પોપટ કહે પરભાવતિ, કામ્યની કેરો કંત; જુવતિ જાર કરવા ગ ઇ, ચતુર વિચારો ચંત. શામા લાજ કયમ રાખશે, કયમ પતિ લાગશે પાગ; કયમ સતી શા મા થશે, જાણો તો કહો જાસ. કરવાં તો સહુને સેહેલ છે, ભોગવતાં આકુ મર્ત; જાણોતો મુજ ને કહો, મેળ બતાવો તર્ત. શુક મત્યે કહે સુંદરી, એતો વાતઅજાણ; ઇતર એનો નહી જડે, પ્રેમદા ખોશે પ્રાણ. મધ રાતે માળાશુ મહે, સીદ આવીતી રંડ; લાજ ગમાવે લક્ષણ, દેશે ઝા ઝા દંડ. પક્ષી કહે સુણ પ્રેમદા, જુવો વિજારી વાત; વિજાર વિદ્યા હુ શિખવું, રહો આજુ

ની રાત. કોલ દીધો તે કામની, ઉતરયા શણગાર; સી વિદયાએ ઉગરી, રહયો કેમ એનો ભાર
એઠે ચઢયો તે મલપતો, કામનિએ દિઠો કંત; આવતો ઓળખ્યો ધરધણી, ચતુરા ચેતી ચંત.
પડયો ધ્રાસકો પેટમાં, ઓલઈ ગઇ તે આપ; હવે મુખ કયમ દાખવુ, કેવો દેઉ જવાપ. ઘુંઘટ
વાળીયો ગોરડી, નીચાં ઢાળ્યાં નેણ; સતી સોડ તાણી તિહાં, વદન ન બોલે વેણ. સ્વામી
બેઠો સેજપર, કરગરે આણી કોડ; સામા શે નથી બોલતા, જુવતિ મારી જોડ. માગો મુજ પાસે
માન્યની, વસ્ત્ર ઘરેણું ગરથ; રમો આ રંજની રંગમાં, સુખમાં થાઓ સમરથ. તેડાવશું દાદી તુ
ને, ભોગવશું સુખ ભોગ; લાડ લડાવુ લક્ષવસા, સુભ મળ્યો સંજોગ. તાણ્યું વસ્ત્ર તેણે નરે,
સુતો પાસે સેજ; કાલાવાલા કરિ કરગરે, હૈડે આણી હેજ. પાનઆવોરે પદમની, દાખવો મુજ મુખ;
માગો ગમે તે મુજ કને; ભાગુ તારી ભુખ. રામા આવી રંગમાં, રોસ કરી બહુ રોસ; ઉઠી
અતી આક્રંદથી, ભમર ચઢાવ્યાં શીશ; મારો તમાચો મુખપરે, ધણી મુખ દેતી ગાળ. શાખા
સ પુત્ર શાહુકારના, આવ્યા કરવા આળ; દિન દીન તમને પુછતી, ક્યાં રહોછો નીત રાત.
મુજ આગળ મુકરી જતા, વિંપરીત કેતા વાત; આજ પારખુ તાહરૂ, જોવા કારણ કીધ. આ
વી હું માલણ ઘરે, કેડ તમારી લીધ; કપટ કરીને તેડીયા, આંવી પોચ્યા તર્ત. આપઘાત તો
હું કરૂં; માથે મારે મર્ત, સસરા સાસુ આગળે, વિસ્તારી કહુ વાત. પુછો તમારા પુત્રને, કિ
હાં રહયાતા રાત; કહું મારા મા બાપને, કહુ હાકયમ હજુર. આ રીતે કયમ વેઠીયે, ન રહે
મુજમાં નુર; કહું નાત સમસ્તને, કહું સહોદર સાથ. એમાં ઞ્જર કરૂ નહી, આવ્યા છો મુ
જ હાથ; ખોનો તેતો બાપડો, દીઠી પોતાની નાર. એતો અચરજ અતી ઘણું, વેદ ઘટે વેવ્હાર;
એ નારી નીસ્ચે કહે, જાગુશે માતને તાત. દંડે દિવાન બહુ દોકડા, વીપરીત થાએ વાત; નાત
બાહાર કાઢે સહી, મા બાપ કાઢે બાર. વેવાર ઘટે વેપારીમાં, ન થાય વણજ વેપાર; વાંક ન
થી વિનતા તણો, વડો છે મારો વાંક. મુજ અપરાધ ક્ષમા કરો, હું છુ તારો રાંક; કર જોડયા
તે કંથડે, પ્રીતે લાગ્યો પાગ. સતિ શીરોમણી સીધ તુ, રેહેવા આપો જાગ; ઢાંકે કલંક કુણ
તુજ વીના, કુણ રાખે વેવાર. જખ મારી મેં લક્ષવરાં, હુ અન્યા આકાર; ભલા બાપની દીક
રી; ક્ષમા કરો મુજ વાંક. હુ અનઇયો સરવથી, તે તો આડે આંક; આજ થકી એવું કરૂ,
બ્રહ્મ હત્યાદિક પાપ. ખોળે મસ્તક મુકીએ, માન્યની કરજે માફ; હું અપરાધી તાહરો, હું
તો ગુન્હેગાર. તું મુકુટ શીર માહરે, નિરમળ કુળની નાર; પ્રીત ઘણેથી પ્રણમિયો,
રીઝવી રામા રંગ સુખે સ્વામીને સુંદરી, શોભીત કીધો સંગ; ખાન પાન ભક્ષ ભોજને,
વિવિધ પ્રકારે વાત. સુખ સજ્યા સુખ ભોગવ્યું, રંગ રાગમાં રાત; પ્રાતરકાળે
પરવરયાં, વેહેલે બેશી વાસ. કંથને તો કીંકર કરયો, જેમ મુલ ખરીદી દાસ;
વિધાએહ વીજારીની, આવડે તો કર આજ. નહોતર નરતુ દેખશો, લાખેણી ખોશો
લાજ; શુક કહે સુણ સુંદરી, વિધા વિવેકની વાત. કરયો ઓશીયાળો કંથને, રંગ રમી ત્યાં
રાત; વાસણ વંશે અંશપત, કઉજી કુળ જસ જીત. રખીયલ સુત સુણ રાજવી, પુન્ય પદાર
થ પ્રીત; એહ કથા શુક બોહોતરી, અખીલ વિદયા એ પેર. સામળભટ કહે સાંભળો, જશવં
ત નર ઝવેર; શ્રી ગઉડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ. પીતા પુરશોતમ તણો, કહે
કવી શામળદાસ; સુત શ્રી વીરેસ્વર તણો, નાનાભટનો શીશ. ઉપાશક અંબા તણો, અહનિ
શ બુદ્ધિ ઇશ; શુભ રસના એ સારદા, કવિ કહે છે કરજોડ; શામળ ભટ કહે બોલજો, જય
જય શ્રી રણછોડ. નવ કથા નઉતમ નીધી, વાણી વેદ વિલાસ; પીતા પુરશોતમ તણો. કહે ક
વી શામળદાસ.

## વારતા ૧૦ મી.

ચોપાઇ—શ્રીગણપતિના પ્રણમુ પાય, જેથી સકળ મનોરથ થાય; સિંદુર શોભીતો શણગાર, ઉત્તમ મોદક અમ્રતહાર. બ્રહ્મતનયા સાચી સરસ્વતી, મયાકરી આપો મા મતી; હંસવાહિની જાણ સુજાણ, વેણા પુસ્તક પરઠે પાણ. દશમે દીવસે દિલ દાખીયું, એ વિધ ચતુરા ચીત ચાખીયું; બ ની ઠણી ભગીને ભેદ, રંજ માત્ર ન પામે ખેદ. દશમે દિવશે દિલ દામની, જુવતીચાલી પરતે જામની; આવી પોપટ પાંજર તળે, અંગ સ્વરૂપ તેનું કુણ કળે. સાંભળ શુક સુખણી ચાઉછું. જાર વિધા રમવા જાઉછુ, વાહાણામાં વેહેલા આવજો, લાખેણી વાતો લાવજો; ભલાથજો કઇ ભિડ જ પડે, વિજાર વાત જો ચિત્તમાં ચટે. સુંદરચંદ શેઠની નારી જેમ, કરવું ઘટેતો કરજો તેમ; તેણીએ જેમ કિધુ કામ, નરભેકુંવરી નારીનું નામ. માહાપ્રાક્રમ તેણે કીધ, લાખેણો જશ ના શીએ લિધ; તેનાં સરખાં કામ કાહાવજો, પ્રાતસમે વેહેલાં આવજો. રામા પગ ખેંચીને રહી, વાણી જેમ પોપટે કહી; એ વિદ્યા શીખવાને આજ, પછે કરીશું રૂડુ કાજ. રામા સાંભળવા તાં રહી, પોપટે વાત વિસ્તારી કહી; જયંતપુર ગુણવંતુ ગામ, ભીમસેન નરપતિનું નામ. સત વાદી દાતારી દેહ, ધરમ રાજ ચલાવે તેહ; ન ખપે લાંચ ન મળે કો લંડ, વણ વાંકે કો નવ દે દંડ. તે રાજા ભોગી છે ઘણો, અશક જનાવર પાળયા તણો; મહિપતિએ પાળયો એક મોર, તે રાજાના ચિતનો ચોર. જીવ થકી એ વાહાલો ઘણું, શું વખાણ કરૂ તે તણું; આભુશણ તેને અંગ અપાર, સોના સાંકળાના શણગાર. ઘમકે ઘુઘરી મોતીની માળ, માંડે કળા ચાલે સુભ ચાલ; ઝાંઝરીએતે કરે જતન, અમુલક હીરા માણેક રતન. મહા મનોહર રૂડુ રૂપ, તન મન ધન જાણે છે ભુપ; રમઝમ કરતો રમતો ફરે, દેખો આંખ સહુકોની ઠરે. રાજાનુ મોહયું છે મન, મોર દીઠે જમે છે અન્ન; માંડે કળા રમતનું ઠામ, દેખી ઘેહેલું થાએ ગામ. વેવારીઓ સુંદરશા વશો, ધરમ મારગ ઉપર તે ધસે; લક્ષપતિ સતવાદી જાણ, વેપારો વીશ ફરે ઘેર વાહાણ. વઇસનવ ધરમ ચતુરાઇ ચાલ, જીવ દયા કેરો પ્રતિપાળ; પરનાર સહોદર રૂડી રીત, ઘરમાં સ્ત્રી સાથે બહુ પ્રીત. પરણી પેમદા પુરણ પેર, આનંદ કરે પોતાનો ઘેર; ચતુરામાં ચતુરાઇ ઘણી, જુઠી વિદયા તેતો ભણી. અવજોગે પ્રગટીતી તેહ, નીચ વસ્તુ ઉપર બહુ નેહ; અસુર બુધિમાં અધિકીઆપ, પુરવ જન્મનું પુરૂ પાપ. હતો અસુર ઉદભવ એકનો, નીચ સ્વભાવ પુરો તેહનો; અસુરતનુ બીજ અસુરની ભાત, કોઇક પુન્યે થઇઉતમજાત. એકવાર મોર કળા કારણે, રમતો તે આવ્યો બારણે; કળા દેખીને શમીયો શોક, જોવા મળયા નગરના લોક. ઘટી બે ચારેક રમવા રહયો, કળા સંકેલી ઉડી ગયો. માનનીએ દીઠો તે મોર, ચીતનોનું મન થયું છે ચોર; એહ મોરને હેતે હરૂ, ભાજી ભુજીને ભક્ષજ કરૂ, પાંચમો માસ જાતો તો પેટ; નીચ બુધિ નારી થઇ નેટ, જેવાં કરત તવીહોય શુધી. જેતુ જમીએતેવીઓડકી, જેઓ આર તેવો ઓટકાર. વશીએ જ્યાં તેવો વેપાર; એહ મોર કેમ આવે હાથ, વાત ન થાયે કોની સાથ. એકે દાવ તેનો નવપડે, ઝાઝાં જતન તેતો કયમ જડે; નારીનુંતો તેમાં મન; એને તો નવ ભાવે અંન. સ્ત્રી માણસનુ મન જ્યાં અડે, કરયા વિનાતો કળ નવ પડે; નીચ બુધ્ધીને નીચા કરમ. નીચ સ્વભાવને નીચા ધરમ. નીચ કૃતિને નીચો સંગ, નહી જ્ઞાન રૂડા શીં રંગ; મહા અધરમમાં ચોટયુ ચીત, વસ્યુ પક્ષી ઉપર જઇ વીત. દોહરા—એક સમે દેરે ગઈ, તેહ નમેરી નાર; મળયો વાટમાં મલપતો, તે જુવતીનો જાર. આદર કરો ઉભો રહયો, કરજોડી કહી વાત; એકવાર અમને મળો, ચાકર તુજ દીન રાત. જે કહો તે હાજર કરૂં, દેહ જીવ સમેત; તમ ઉપર મન માહરૂં હઇડે છે બહુ હેત. કાલાવાલા કરી કરગરયો, ફ્રતે જો

ઠયાં હાથ; તેહ પુરૂષ પ્રતે પેમદા, સ્નેહે બોલી સાથ. તે નારીએ જારને, અધીક કરી એક અરજ, અમો કહીએ તેતો કરો, જો મળવાની ગરજ. મોર પાળેલો મહીપનો, તેને ચોરી લાવ, આજ રાતેછુ એકલી. મુજ મંદીરમાં આવ. સ્વામી મારો વાસો જશે, ઉછવ કારણ આજ; રાત રમાડુ રંગમા; લેસ ધરીશમાં લાજ. સાચુ માન્યુ તે સામદે,જાતે હતોતે ચોર, સામ દામ ભેદે કરી, લીધો મહીપનો મોર. એક આંખ છે સરવને ચોરને, આંખો આઠ; પક્ષી લીધો પલકમાં. ઠરાવ કરીને ઠાઠ. વાસે આવ્યો વાણીજને. માનનીયે દીધા માન; ભલે પધારયા ભુપતી, દીધુ જીવત દાન, મોરને મારી નાંખયો, કીધા કટકા સાત, ભામનીએ ભોજન કરયુ, વીપરીત કીધી વાત. પાપ પુન્ય તો નવ ગણ્યુ ન ગણ્યો ધરમ અધરમ. લાજ મર્યાદ ગણી નહી, નહિ સાત કે શરમ. ગણિ નહિ ખોક લોકની, ગણ્યું ન મોટુ પાપ; નહિ ભય પરમેસ્વર તણો, છેક નમેરી છાપ. રાજાથી બીની નહીં, ભક્ષ કરયો તે મોર. રાત રમાડયો રંગમાં, ચીતનીએ પેલો ચોર; આમિષ આરોગ્યું અતિ ઘણું; પાપણીએ પોરયું પેટ; અધરમ કામ એ આચરયું. નીચ સ્વભાવનો નેટ. ચોર જે પેલા મોરનો, પોઢયો જઇ પલંગ; ચાર પહોર રમ્યા ચાતુરી, રામા સાથે રંગ. નારી કહે નવ આવશો, જાણશે મુજ ભરતાર; નાક કાન મારાં કાપશે, તુને મારશે ઠાર. ત્યારે તસ્કર બોલીયો, જખ મારે તુજ કંથ; જઇ ચેતાવું રાયને, પરવરૂ હવડાં પંથ; લુટાવું લક્ષમીં તાહરી, કઢાવું નાતથી બાહાર, જોરાવરી રાખુ તુને, કરૂં હું ઘરની નાર; ઉત્તમ જાત આમીરા જમી, કરયાં નીચનાં કામ. જો વાહાણામાં નિપજે, મરાવુ તુજને ઠામ. જખ મારે તારો ઘરધણી, મારે જખતુ રંડ; જે દહાડે દુભે મુને, તે દહાડે દેઇશ દંડ. ચોપાઇ—તે સ્ત્રીએ વિચારયું મન, એતો ભુંડો જારી જન; કોઇક દિવશ જાહેર કરે, મારો અરથ એથી નવ સરે. દાહાડી એનું પુરૂ કયમ પડે, નીચ જાત એ નીસ્ચે નડે; એ જીવે તો જોખમ થાય, દંડે દેસપતિ જે રાય. સ્નેહ કરયો તે તસ્કર સાથ, હેતે તાળી દીધી હાથ; હાવ ભાવ કીધા છે ઘણા, એકે વાત ન રાખી મણા. કોટે વળગી આલિંગન કીધ, ચિત વિત એનું ચોરી લીધ; રમાડયો જમાડયો રૂડી રીત, પુરણ દેખાડી તેને પ્રીત; કાળજે કટારી મારી તરત, તે તસ્કર તો પામ્યો મરત; બાંધી ગાંઠડી તેની તીર, નાંખ્યો નદી એ વેહેતે નીર; કાઢી ભાવઠ કોડે કામનિ, જામ ચાર વીતી જામનિ; એહ વાત અહિયાંથી રહી, રાજદ્વારમાં શી ગત થઇ. દોહરા—મહિપે મોર ન જોઇયો, નાઠ્યો ઘેર શા માટ; પુછાવ્યું પુર પાછલે, વહયો એ કેણી વાટ. રાજા ભોજન નવ કરે, નરપતિ નવ પિયે નીર; મોર મનોહર કયાં ગયો, ધારણ ન રહે ધીર. પડો વજડાવ્યો પુર વિશે, કો દે મોરની ભાળ; મન માન્યું એને આપીયે, કરૂ નિમેશે નાહાલ. આકુળ વ્યાકુળ અતી ઘણો, નરપતિ મનમાં થાય; પચાસ નર એક પ્રહરમાં, મોર નિરખવા જાય. આપુ હાથી ઘોડલા, આપુ અરથને ગરથ; ખબર કહે કોઇ મોરની, એ વિણ જીવિત વ્યર્થ. દિવશ બે ચારેક વહિ ગયા, ઠાલા જોયા ઠામ; શાણા સમજુ સરવને, પુછયું બાધે ગામ. રાજા પાણી નવ પીએ, ઝંખે મનમાં મોર; કો પગલું પેદા કરે, ચીંતવી આપે ચોર. પગલું કઢાવ્યું પગી કને, હલકારા તે હજુર; ન જડી પેર પક્ષી તણી, નરપતિએ ખોયું નુર. ઉપાય કરયા અનેકધા, ખચીત થયો નહીં ચોર; ખોળે ખંખોળે નવ જડયો, મહિપ તણો જે મોર. ચોપાઇ—મારી મોર ખાધો જેણીએ, નિંદ્ય કરમ કીધું તેણીએ; એક માલણી સાથે પ્રીત, રાખે છે તે રૂડી રીત. પાણી પીધાની વાતો કરે, મળે એકઠાં તો મન ઠરે; ન મળે તારે દુખજ થાય, દીઠા પાખી અન્ન ન ખાય. જીવ એકને જુદા દેહ, પ્રીતી જેમ દાદુરને મેહ; નિરંતર બેઉ મળે એકઠાં, રમે ગંજીપો ને સોગઠાં; બીજી રૂ

મત બહુ રંગે રમે, જોડે બેશી નિતે જમે. છાની છપની વાતો કરે, એક એક દેખી મન ઠરે; બે જણ વાત કરે જેટલે, દંડેરો ફરતો આવ્યો તેટલે. જે કોઈ મોરની કહેશે ભાળ, નરપતિ તેને કરશે નાહાલ. માળણ કહે શો કોપજ થયો, કોણ મોર મહિપતનો ગ્રહયો; કોઈએ મારી નાંખ્યો હશે, અથવા શોધ એતે કયમ થશે; જડશે તોતો દેશે લાહાણ, ચોર તણાતો લેશે પ્રાણ. ડાહી ચતુર જુવતિ જાણીએ, પ્રેમદાની બુધિ પાનિયે; વિનતા પેટમાં ન ટકે વાત, રૂડી કે ભુંડી જે ખ્યાત. ભુંડા કરમની ભુંડી ભાત, એવી તે નારીની જાત; નીચ બુદધીનાં નિચા કામ; નીચમાં નીચ નારીનુ નામ. નિરગુણ નિશંકી નિરગુણ નેહ, ઓછી અકલને દુશમન દેહ; નીચ સ્વભાવને ઝાઝુ ખાય. જુઠુ ગાયને નાગી નાહય, રાજાનીં સ્ત્રી માણે રંક; અકલ ઓછી એ આઠે અંક. સ્ત્રિમાં ડાપણ ગણશે જેહ, મુરખનો શિરોમણી તેહ; સ્ત્રી માણસની કરશે પ્રીત. મહા મુરખ તે નરની રીત. સ્ત્રીના પેટમાં વાત ન રહે, કોઈક વેળાએ કોઇને કહે; માળણ આગળ મનડાતણી. કીધી વાતો છાની ઘણી, બેન માલણ સાંભળજો તમો, મોર મારી નાંખ્યો છે અમો; ભાવ માંસ એનાનો થયો. રાજા જખ મારીને રહયો, એમ ઘડી એક વાતો કરી, સ્વમંદીર તે ગઇ સુંદરી; માળણ દુતી ભુંડી ભાત, પેટમાં તેના ન ટકે વાત. સરવ નારી કુડુ કારણી; અધિકો નાપણને માલણી. દુતી દલાલી જારી કરે; નર નારીના મનડાં હરે. અધિપતિને મળી એકાંત, ભાગી તેના મનની બ્રાંત; સરવ વાત માંડીને કહી, નરપતિ આગળ ડાહીં થઇ. દોહરા—સુંદરસા શેઠની સુંદરી, નરભેકુંવરી નામ; મોર મારીને ભક્ષ કરયો, કુડુ કીધુ કામ; ખોળા ખંખોળા શીદ કરો, સાચુ માનો તરત. મન મનોહર મોરજે, માન્યની પમાડયો મરત; શેકી રાંધી ભક્ષ કરયો, મારી નાખ્યો મોર. કરવુ ઘટે તે કીજીએ, એ સ્ત્રી તારી ચોર; મહિપ કહે સુણ માલણી, એતો અચરજ આજ. શાહુકાર શેઠાણી શેઠની, કરે કયમ કુડુ કાજ; ઉતમ જાત આમિષ જમે, વઇસવણ કેરો ધરમ. આભડ છેટથી આચરે, કરે કયમ કુડુ કરમ; મારૂ મન માને નહીં, સાચુ કયમ માની લઉં. સાખ્ય પુરાવે સાચની, એને સુળી દેઉ. વગર વાંકે દંડુ નહીં, જુઠો નવ તોળુ ન્યાય; પુન્યવંત પ્રથવીપતિ, આચરૂ કયમ અન્યાય. જુઠુ બોલો જુવતી તમો, કાંઇક હશે તુજ ખાર; તેટલા માટે તુ કહે, હુ કયમ મારૂ માર. વિસ્વાસ વાત સાચી પડે, તોતો દેઉ દંડ; નહીંતો તુજને મારશું, પાપિણી કરે પાખંડ. વઇસનવ જાતને વાણીયો, નગર શેઠીઓ નેટ; તેની નારી મોરનું, માંસ ન પોખે પેટ. વઇર પરસ્પર તાહરે, કરે માટે અપમાન; સાચુ માનુ સો વસા, કથા સાંભળી કાન. માળણ કહે સુણ મહિપતિ, મંદિર તેડી જાઉ; મન માને જેમ તાહરૂ, તે વાતે સમ ખાઉ. સહેવરાવુ મોઢે તેહને, સાંભળ તારે કાન; સાચુ જુઠું દાખજે, મન માને તો માન. હુંતો તમ કાજે કહું, અથડાઈ મરોછો આજ; જાણ્યું તેહ જણાવીએ, કરી પરમારથ કાજ. મહિપતિ તેડયો માલણી, આવ્યાં ઘરમાં એકાંત; મોઢે કહેરાવું જો તુને, ભાગુ તારી બ્રાંત. અધિપતિ રાખ્યો ઓરડે, પોતાને મંદીર પેર; છાનો રાખ્યો છળ કરી, ગુણવંતિએ ઘેર. શેઠાણી તેડી હેજમાં, વિવિધ કરવાને વાત; પેલો મોર કયમ મારીયો, કહે વિસ્તારી વાત. કુણ લાબો કેમ મારીઓ, કયમ કીધુ ભોજન; તુ કયમ જાર વિંદયા રમી, કહો તો માને મન. કલાવી પુછયું કામની, કહયાં નારીએ વેણ; રાજા માંહી પડદે રહયો, શુણે વનીતાનાં વેણ. ચોર સાથે મોર મંગાવીયો, મારયો મેં મારે હાથ; ભોજન કીધુ ભાવતુ, સંભોગ કરયો તે સાથ. કટારે કાટયું કાળજુ, નાંખી દીયો નીર; એવુ કામ અમે કરયું, ધારણ રાખી ધીર. મહિપે માંહેથી સાંભળ્યું, વચન કામનીનું કાન; સાચુ માન્યુ સો વસા, માળણ ઉપર માન. સંદેહ કાંઈ રહયો નહીં, નર

હી ભેદ કે ભ્રાંત; પોતાને કાને શુણ્યું, આપ થઈ એકાંત. સ્ત્રીને દેવી સુળીએ; જેમ દેખે ખા
ધુ ગામ; નિરમળ જાત થઇ નીચનાં, કીધાં જેણે કામ. લુટી લેઉ લક્ષમી ખધી, દેઉ દેશોટો દં
ડ; જુવો કરમ એવુ કરયું, લક્ષ વસા થઇ લંટ. દટાવુ ચઉટા વિચમાં, માર જાજે માર; પ
રવાર સહી માજે કરૂ, પ્રઉઢો કરૂ પ્રહાર. મહીમા વધારૂ માળણ તણો, દેઉ સરપાવ આ દિશ;
સવારે એ શાહુકારનું, છેદી નાખુ શીશ. માન્યું મોઢે માનની, વળતી રહી સી નુન્ય; હણતાં
પાપ શાનુ ગણુ, માફ કરે શું પુન્ય. પોપટ કહે પ્રભાવતી, શી થાશે એની પેર; સાચી કેમ
થાશે સુંદરી, કેમ જાશે જીવતી ઘેર. શુકને કેહે છે સુંદરી, મુરખ તાહરો મેળ; રાજા એને
પિલશે, કાઢશે તારૂણી તેલ. લક્ષમી એની લુટશે, શુળી દેશે તરત; કંથ સહિત ખાધુ કુટંબ,
મહિપ પમાડે મરત. શુક કહે સુણ સુંદરી, રહે આજુની રાત; શામા તુજને શીખવુ, એહ
વિજારી વાત. મારા વીર કહે મુને, એતો અચરજ હોય; કાને રાજાએ સાંભળ્યું, કાલો નવ
હોયકોય. શુક કહે સુણ સુંદરી, વારૂ વાત વિવેક; શેઠાણી સમજે નહી, નારી કેરાનેક. માળણ
ચેતાવ્યો મહીપતી, પટારે મેલ્યો પાણ, સાંભળજે ભીંત ભાટકા; કહી વીનતાએ વાણ. મનમાં
ચેતો ગઇ માનની, એતો અચરજ હોય; પુરૂષ હશે પટંતરે, કળી શકે નહી કોય. તે વેળાને
તે ઘડી, કરવી વીજારી વેદ; મુકરી ગઇ એ માનની, ભ્રાંત ન રાખે ભેદ. સાંભળ સઇયર સલક્ષ
ણી, મેં જાર પમાડયો મરત, નદી નીરમાં નાંખીયો, એટલે જાગી તરત. પડયો ધ્રાસકો પેટ
માં, બોની ઘડીકા બે ચાર; એ સ્વપ્નું કે શું હશે, પુછું તને વિચાર. રૂડું કે ભુડું હશે,
હશે પુન્ય કે પાપ; સંદેહ મારા મન તણો, કહે સઇયર તું આપ. ઉત્તમ જાતી આપણી, કરયું
નીચનું કામ; સ્વપ્નાધ્યાય શોધાવિને, ભજવું હરીનું નામ. વળતી તો આળસ તજી, તનમાં
પ્રગટયો તાપ; હાય હાય એ શું હશે, પ્રઉઢું મેટું પાપ. માળણ કહે શમણું કહ્યું, એ તે શો
ઉતપાત; મારા સમ સાચું કહો, વીગત તણી જે વાત. ફટ ફટ ભુંડી પાપણી, માળણ, મુઢ
અજાણ; એ સમણું સંભારતા, જાયછે મારા પ્રાણ. વઇશ્નવ ધરમીછુ અમો, કરીએ રૂડાં કરમ;
માંકણપણ નવ મારીએ, ધારી એવો ધરમ. જુઠી વાત ન જલ્પીએ, સોગટા ન કહું મારય;
એ શમણું માટું થયું, માનસીક પાપ વિચાર. ભુંડુ એ મુજને ભજ્યું, નરમદામાં નહીશ;
ખટ મસવાડા જવ ચરૂ, ત્યારે પાવન થઉશ. મોટું દુખ મહિપતી તણું, વેઠે છે ભુંડી ભુખ;
તે દુખે હું દુખણી, અતિ દાવાનળ દુખ. મોર મોર હું ઝંખતી, વિસરતો નથી વેદ; ઝંખ
નાએ શમણું થયું, ભ્રાંત નથી કાંઈ ભેદ. માર ચાલે તો હુ મરૂ, જાડે રાયનો મોર; રાત દી
વસ ઝંખુ અમો, ચંડાળ હશે કોઇ ચોર. જેવી હોયે ઝંખના, તેવું શમણુ થાય; હુંતો અ
ન જમતી નથી, તો કયમ રાજા ખાય. રાજા નીસરયો બારણે, પ્રીતે બેઠો પાસ; પાગે લાગ્યો
તે નારને, સુંદરીને સાબાશ. ઉત્તમ જાતી તુજ તણી, નીચ તણો શો સંગ; અવળાનું સવળું
કરયું, અભડાવે આપણું અંગ, ચાડી ખાધીતી તાહરી; સ્વપ્નુ સાચું કીધ; થયું મન મુરખ
માહરૂ, નીશ્ચે માની લીધ. મસ્તક મુંડન માલણ તણું, છેદ્યાં નાકને કાન; ખરવાહન કરી ફે
રવી, કીધું વરવું વાન. મોઢે કેવરાવ્યું માલણે, જુઠી થઇ તે જોર; એ હકીકત એની થઇ, મુ
કયો મનનો મોડ. સતી શેઠાણી સાધવી, ઉત્તમ કુળમાં એન; મહીપતીએ મોઢે કહયું, તુંતો
મારી બેહેન. શેઠાણી સંતોખીયાં, કરી વીજારી વાત; ઘરમાં રહી તેગોરડી, ત્રીજ થકી એ રાત.
એમ વિજારી આવડે, તો તો જાજે તરત; વગર સમજે નવ જશો, માથે આવશેમરત. સાબા
સ પંખી પોપટા, શાબાશ પરમ પવિત્ર; શુભ વિદ્યા તે શિખવી, ચાતુર જેહ ચરિત્ર; દસ ક
થા પુરણ થઈ, વાણી વેદ વિલાસ; શ્રી ગઉડ માળવી વીપ્ર સુભ, કહે કવિ શામળદાસ. શ્રાતા

વારતા સમજતા, કહે કવિતા કરજ્નેટ; શામળ ભટ કહે બોલજ્ને, જય જય શ્રી રણછોડ.

---:o:---

## વારતા ૧૧ મી

ચોપાઇ- સ્મરણ કરૂં શ્રી સારદા માય, પુજુ શ્રી ગણપતિના પાય; શુક બોહોતેરી કહું સ વાદ, અંતરમાં આણી ઉલાસ. એકાદશમે દિવસે નાર, ચાલી ચતુરા કરી વિચાર; સજ્યા સોળ શોભિત શણગાર, હીરા જડિત અમુલક હાર. જુવે દરપણ મદ અંગે ગળે, આવી પોપટ પાંજર તળે; પોપટે દીધાં બહુ માન, કથા રૂડી સંભળાવે કાન. સલક્ષણી તું સાંભળ વાત, શીદ પધારે માઝમરાત; સાંભળ કીર સુખિણી થાઉછું, જરૂર પણે જારી જાઉછું; તારી શિક્ષા તે મનમાં ધરૂ, સફળ જન્મારો મારો કરૂ. સાબાસ સાબાશ વેહેલાં આવજ્ને, લાખેણી વાતો લાવજ્ને; ખાજ્ને પીજ્ને રમજ્ને રાત, આવજ્ને પે ફાટે પરભાત. સબળસંગ કેરી સુંદરી, ફરી વિજારી મનમાં ધરો; તેની પેરે કરજ્ને તમો, આગળથી ચેતાવુ અમો. જસોદાએ જે રીતે કરયું, સધણુ ધણીએ મનમાં ધરયું; સંકટ પડે તો તેવું કરો, શિખો તો પરમંદીર સંચરો. પગ ખેંચોને નારી રહી, કુણ તે નાર જસોદા કહી; કુણ હુતો સબળસંઘ રાય, કુણ દેશ કુણ ગામજ માંય. પોપટ પાયે લાગુ તુને, વીસ્તારીને કહેને મુને; પોપટ કહે શેઠાણી સુણો, ભારે વિધા વિજારી ભણો. શુક પોતે સંભળાવે વાત, રામા રહી સાંભળવા રાત. ૧૦ દોહરા-ઉત્તરપંથ શુભ અવનવો, ગાંગડિયું તાં ગામ, વિજયસંઘનો દીકરો; નંદસેન નિજ નામ, ગામ મધે ગુણીયલ વસે. છત્રસંઘ એક છેલ, વરણાગી બહુ વાકડો; માણે મોટમ મેલ, પાંચ છોગાં રહે પાધપર. તાતી બાંધે તરવાર, મનમાની ઘેર માનની; નીરમળ કુળની નાર, પ્રીત ઘણી પરસ્પરે. અળખામણી નવ થાય, રમે જમે રાજી રહે; પાન સોપારી ખાય, ચતુર નર ચાલ્યો ચાકરી. સરખા સરખો સાથ, પુંચ વહુ તેની પ્રેમદા; હેતે વળગી હાથ. સુખ સજ્યાએ સુવુ નહી, નેહી ચાવવા પાન; રમત ફરી રમવી નહી, નહીં ગાન કે તાન. શણગાર અંગ સજુ નહીં, ન કરૂ કોશું વાત; સહી કષ્ટ મહા દુખથી, નિર્ગમુ દીનને રાત. ધણી કહે ઘરણી સુણો, આશીશ આપી આશ; આવુ અચાનક એકલો, પુરા થતે ખટ માસ. અવધ અમો ચુકુ નહીં, હેતે વાહયો હાથ; રહ્યા વિના બન નવ બને, સોંઢે મારો સાથ. કરી વાયદો તે ગયો, વહયો પોતાને વાટ; ઘેર ઘરણી એકલી, અંતરમાં ઉચાટ. એમ કરતાં દીન વહી ગયા, ઓછા ખટ માસમાં ચાર; સાભરી તેને સુંદરી, અતિશે દુખ અપાર. અણ બોલ્યોને એકલો, પરવરિયો તે પંથ; અશ્વ સજીને સંચરયો, કામની કેરો કંથ. વેઢાંગ ખેડાવે વાંકડો, ધારણ રાખી ધાય; એટલે એક કૌતક થયું, મોટું મારગ માંહ્ય. ચાંપાનેરે ચતુરનર, આવ્યો જાણ સુજાણ; દિવસ પાંચ ઘડી પાછલો, કરવા માંડયું પલાણ. સરોવર પાળ એક સુંદરી, ભરતી દીઠી નીર; તેણે દેવાંસી દેખીઓ, શામદ શુર શરીર. વિનતાએ વિચારીયું, ઘર મોયો ગંભીર; કે રણ મોહૈયો રાજવી, નીરખુ એનું નીર; પુછી વાત પટતરે, સાચુ બોલ સુજાણ; ઘર મોહ્યો કે રણ વિશે, વદન વિચારો વાણ. રાજવી કહે રામા સુણો, ઘેર અમારે જાઉં; વનિતા વાટ જોતી હશે, માટે ખોટી ન થાઉં. ખટ મહીના પુરા થશે, ઓછા છે દીન તરણ; મુને ન દેખે માનની, નિશ્ચે પામે મરણ. કોલ દીધો છે જે અમો, માટે ચીંતા થાય; હાસ્ય હસુ હત્યા નવે, ચિતમાં એ ચીંતાય. હેત કરી હસી પછી, મુરખ છે એ મેળ; કહયું માનનીનું માનવુ, ખરો નહી એ ખેલ. સ્ત્રી ચરિત્ર નવ ઓળખો, પુરણ ન જાણો પેર; જુવતી જાર કરતી હશે, ગુણવંત તારે ઘેર. પુરણ દેખાડુ પારખુ, શીખવુ જારી વા

ના; મંદીર રાખુ માહરે, રહો આજુની રાત. રાયોત કહે રાણી સુણો, બોલો શું આ દીશ; ચેર જાણું તુજ ધરધણી, તોતો છેદે શીશ. રઝળે મારાં છોકરાં, લોકમાં ખોઉ લાજ; અમુલક અસ્વ ખોઉ અમો, કુણ કરે એ કાજ. વચન દીધુ વિનતા પ્રત્યે, વચમાં આણ્યા ઈશ; રૂડુ કરશે રામજી, જરા આપે જુગદીશ. સબળસંઘ સ્વામી માહરો, ગુણવંતુ છે ગામ; હું ગુણવંતી ગોરડી, જસોદા મારૂ નામ. મંદીર મારે રાખશું, રમો જમો રહો રાત; વિનતા ચરિત્ર જોઈ વળો, પ્રઉઠે ઉઠો પરભાત. આવી બેઠી અસ્વ પર, આદર ઓઢી અંગ. ઘુંઘટ તાણ્યો તેણે ઘણો, જુવો જસોદાનો રંગ. વેઠાંગ અમુલક વાંકડો, દોરે આગળ થઈ કંથ; બેઠી ઉપર બાળકી, પરવરીયા બે પંથ. સબળસંઘનું ઘર કીયું, કીહાં જસોદા નાર; પુછા પુછે આવીયા, દેરા મધે દરબાર. બેઠા સબળો બારણે, રાયોત કીધા રામ રામ; કયાંથી પધારયા કુણ છો, સ્થીર કરી આપ્યો ઠામ. મળ્યા ભેઠયા બે મલપતા, હેતે પ્રિતે હાથ; મંદીરમાં ગઈ માનની, સ્નેહ કરયો તે સાથ. બારોબ્બ થઈ બાળા ગઈ, પણઘટ પુરણ પેર; પાણીનું બેડુ ભરી, ગુણવંતી આવી ઘેર. પલંગ પાથરયો ઓરડે, પરસાળ મધ્યે એક; ઓરડા બે અટારિયો, વાસ તણો વિવેક. મળવા ગઈ તે માનનિ, ચોંત ચાતુરી ચેન; દાદાભાઈનો દીકરી, બહુ પીતરાણી બેન. સગપણ અતી સાહાડુ તણુ, સ્વસુર પક્ષનું સાર; અનોપમ અસ્વે આવીયો, ભારે પદીયો ભાર. કંથ કહેરે કામનિ, પરૂણાગતની પેર; એ કયાંથી આવી ચઢે, ગંગા આળસુ ઘેર. શાકપાક તરતી બતર, ખાન પાન સુખ સેજ; ભકતી ભલીપેરે કરો, હઈડે આણી હેજ. ચતુર કંથ ચોરે ગયો, જમ્યાં બેસી બે જોડ; કયાં મનમાં ચીંતા કરો, હાંકી જીત્યા હોડ. જરૂર પોર ગઈ જામની, આનંદ અધિકો થાય; સ્વામી ઘરમાં આવીયો, સ્ત્રિયે કરયો ઉપાય. ગરબે ગાવા જાઉછું, કહે જસોદા નાર; સાચવજો આ બાળને, ભારેખમ ભરતાર. સંકેત કરેલો સુંદરી, આવી બારીયે આપ; પરૂણા પાસે પ્રીતથી, સુતી ગણ્યું નવ પાપ. એ પંથીને પેમદા, રંગે રમે છે રાત; કંથ બાળકને સાચવે, બિપરીત સરખી વાત. દશ મહીનાનો દીકરો, રોવા માંડયો રાગ; ધણી ધવરાવા કારણે, લેશ જડે નહીં લાગ. પરૂણો બોલ્યો પ્રીતથી, ઠીક બનાવી દાઠ; બાળક એકુન્નત પામીયો, દિવશ થયા છે આઠ. ઘરણીને ધાવણ ચઢયું, આપો ધવરાવા કાજ; આ પોઢયા છે ઓરડે, લેશ ધરો માં લાજ. બાપે તેડયો બાળકો, ગયો ઓરડા માંહ; અંધારે આપ્યો અરભકો, તરૂણિયે તેડયો ત્યાંહ. ધવરાવ્યો હુલરાવિયો, વિનતા કરયો વિવેક; ચરિત્ર રમાડયું ચીંતની, નાર તણા જે નેક. પાસે બેઠી પેમદા, સુત સોભાવ્યો સાથ; પોતે તનને તેડતાં, હેતે અડીયો હાથ. કાંક વાંક વિનતા તણો, કાંક પુરૂષનો પુર; આવડુ વાલું અરભકુ, નારીમાં બહુ નુર. મારયો તમાચો માનની, ઉઠાડી મેલ્યો અદય; લાખિણો પુરૂષ લજાવિયો, શીક્ષા દીધી સદ. ગોરી આવી ઘર વિશે, ગાઈ ગુણવંતાં ગિત; વાત કરી વિનોદની, પુરણ આણી પ્રિત. પ્રાતઃકાળ પ્રીતે થયો, સજીઓ અસ્વ અનુપ; સાહુને કહે શિધાવશું, ભારે કરમનો ભુપ. જશોદા જળ ભરવા ગઈ, કુડ ન જાણે કંથ; છીંડે થઈ ઘરમાં ગઈ, પરવરે પંથી પંથ. પ્રાગુણ તો તે એક છે, જાણે નરને નાર; વળી વહેલા પધારજો, વાલાનો વેવાર. સતો સબળ જઈ સાથરે, ગયા પરૂણા ગામ; પાણી ભરી આવો નહિ, કામણગારી કામ. વોળાવા વિનતા ગઈ, મળ્યાં ભેઠયાં બે મેળ; તમ ઘેર એવી તારૂણી, ખરો દેખાડયો ખેલ. સહુકો નાર સલક્ષણી, વાણી બોલો વેદ; જોજયો ઘેર જઈ પારખુ, ભાગ્રુ તારો ભેદ. નર કહે નારી સુણો, સ્નેહ કરયો તમ સાથ; મારી પાસે એવું નથી, જે આપુ તુજ હાથ. માનની કહેરે મિત્ર સુણ, નથી મારે કાંઈ ખોડ; ઉતરે વ્રતની તાવડી, દસ દુઝે છે જોડ. ખોટ હોય જો તાહરે, આપુ ધરેણું ગર્થ; સુઈ

નિત્યે સંભારજો, જો સરે તારો અર્થ. ઝેર પોતાના પગ તણાં, પાંચસે કેરા પ્રીત; સોંપ્યાં હાથ સામદ તણે, રામાની એ રોત. આપતાં આદર નવ કરે, ગાળો દેતો જાય; રાંડ માંટી તુજ મારશે, કુજેત શા કારણ થાય. ઉતમ જાતની અધમ ઘેર, રાજાની માણે રંક; પંડીતની મુરખ ભોગવે, એતો આડે અંક. શુરાની કાયર ભોગવે, શાહુની ભોગવે ચોર; કળિમાં એવી કામની, કરે અંધારૂ ઘોર. વોળાવ્યો વરણાગિયો, આપ્યાં પગનાં ઝેર; અવળી પ્રીત અબળા તણી, કરે તરણનો મેર. પરણ્યા નરને પરહરે, નિચપે નિસરી જાય; અમ્રત રસને પરહરી, વિષ હળાહળ ખાય. એવાં એકે અનેકધા, બહુધાં જોયાં બાહાર; ખ્યાલ ન લહિએ એહનો, ત્યાં સુધી નીજ નાર. ઝાજુ ખીજી ખેડીએ, મારીએ મોકમ માર; નીપાત કરે કે નીકળે, વીનતાનો વેપાર. ચોપાઇ—પ્રાગુણ વોળાવ્વો રૂડી પેર, ગુણવંતી આવે નીંજ ઘેર; એટલે પનઘટના ઘાટમાં, વાલંદ એક મળ્યો વાટમાં. તેણે સરવે સાંભળ્યું કરણ, અધિક પાંસળી નહી આવરણ; દીઠો સ્નેહ પંથીની સાથ, દીઠાં ઝેર આપ્યાં તે હાથ. વળગ્યાં જુમ્યાં આલીઘન દીધ, અરસપરસ કલોલજ કીધ; વાસ ભણી તે વાલંદ વળ્યો, માંટી માનનીનો મારગ મળ્યો. અલ્યા હજામ શી ગત તાહરી, માનનિ કહી દીઠી માહરી; ત્યારે તેણે જોડયા હાથ, સ્નેહ કરી બોલ્યો તે સાથ. અસ્વાર અશ્વ ઉભોતો એક, નારીને તે નરશું નેક; અધિકો મેં દિઠો ઉતપાત, વિનતાતો કરતીતી વાત. કરગરીને પગે લાગતી, માન ઘણુ મેનત માગતી; કરગરતી કળકળતી કામા, બહુ રંગ કરતીતી રામા. આવજો ઘેર અમારે આંક, ક્ષમા કરજો અમારો વાંક; ગળે હાથ તો વાહયા ફેર, આપ્યાં તેને પગનાં જેર. કુણ જાણે મન શો કાયદો, વળી કરયો ખીજો વાયદો; તે નરને વોળાવ્યો તીર, આવેછે ઘેર ભરીને નિર. એ સરવે દીઠુ છે અમો, તરૂણી લક્ષણ જાણો તમો; એવી કહી હજામે વાત, થયુ ઉઘાડુ સરવે ખ્યાત. દોહરો—વાઘને વળી વકારીઓ, છેડયો મોટો સાપ; રોસ તજે નહી લક્ષધા, પુરણ પ્રગટયુ પાપ. મરકટને મદિરા ચઢી, વીંછી કરડયો વેદ; વ્યંતર એવે વળગિયુ, ભણે ઘણેરો ભેદ. રજપુત ને વળી રંડુવો, શું જાણે રંડાની રીત; પ્રતિજ્ઞા પોતે કરી, પરહરી પળમાં પ્રીત. મારૂ ન હવડાં માનની, તોતો કોપે ઇશ; દેરા બધાનાં દેખતાં, છેદુ શામાનુ શિસ. મુકુ એને જીવતી, તો ઇશ્વરની આણ; ચંદ્ર સુર્ય બે શાખીયા, વેદ વચન નિરવાણ; ગૌહત્યા કીધી ઘણી, સ્રિહત્યા લક્ષ સાત; જશોદા મુકુ જીવતિ, કોપે અંબા માત. એહ પ્રતિજ્ઞા અંતરે, કંથ કરી કરજોર; એટલે જશોદા જળ ભરી, આવી મોઢામોઢ. પોપટ કહે પરભાવતી, શો ઉતર દે એહ; અધિક વાંક અરણવ સમો, માનનીને શિર મેહ. જુવતિ જશોદા ઉગરે, પતિ પડે કયમ પાગ; કયમ જાર વિધા કરે, કહો જડે તો જાગ. કરજોડે કયમ કંથડો, રહે ઘટતો કયમ ઘાટ; માંટી ઓશિયાળો કયમ રહે, વેદ બતાવો વાટ. પ્રભાવતી કહે પોપટા, ઘેલો થયો ગમાર; પરતિજ્ઞા પોતે કરી, વળતો શો વેવાર; જેર માગે જશોદા કને, શો ઉત્તર દે ત્યાંય; વિજાર વિધા એ શી કરે, નાવે માન્યા માંય. પોપટ કહે પરભાવતી, રહો આજની રાત; પતિ પાએ લગાડીયો, વિસ્તારી કહુ વાત. સાબાશ શુક સલક્ષણા, શીખવ એતો સધ; ખીજી વિધા બાપડી, એણીએ વાળીએ હદ. મંદીર આવી માનની, કેડેથી આવ્યો કંથ; મુખ દીઠુ મોટુ ઘણુ, ચતુરા ચેતી ચંત; પતિ પોતાને પુછીયુ, જળ ભરતાં શો વાર; પગના જેર એ કયાં ગયાં, કહો નવરંગી નાર. સગો એ કુણુ તાહરો, કયમ લોપી એને લાજ, વોળાવા ગઇ બારણે, હતુ તેનુ શુ કાજ. મોહોકાણ હતી માંટી તણી; ઘણા દુખની ઘેર, કંથનુ કીધુ કાયટુ, આપ્યાં પગના જેર. કટાર લીધી કર કામની, સંભારયા ઉમીયા ઇશ; વણ વાંકે મરવુ પડે, તે હત્યા તુજ શીશ. ક્હેલો બાળક કળકળે, રોઇ

મરશે એ આપ; બાળ હત્યા એ તુજને, પઉઠ્ઠુ ભોગવજે પાપ. શા માટે મરે સુંદરી, કહે ને સાચી વાત; પરાણે પરાણુ તજે પ્રીયા, આવડો શો ઉતપાત. મુરખ માંટી માહરા ચીત તારામાં ચેત; ગાલે તમાચો મારીયો, હતું શું તારે હેત. શીદ કીધું એને અડપલું, ગયો ઘરમાં ગુણહીણુ, બાળક ધવરાવા કારણે, થયો ક્ષણમાં ક્ષીણ. મારયો તમાચો માન્યનિ, કાઢી મુકયો બાર; મનમાં તે જાણી રહી, નિરમળ કુળની નાર. પરીયાણુ કરયું પરભાતમાં, વળાવા ગઈ હું વાટ; કંથ આગળ માંડી કહયો, ઘડવા તારો ઘાટ. બાળ બુદ્ધિ તુ તાહરી, બાળ રાજવીયાં રીસ; અધિક સગાં છે આપણે, કોઈ દીન ખોશો શીશ. કર નાખ્યો સ્તન ઉપરે, માટે ભાગ્યો ગાલ; મઈયર જઈ કહેશે માહરે, વળતા કુણ હવાલ. ખીજ્યો તે ખારે ભરયો, ભંભેરયો ભરતાર; કોઈક દીન કાપત કાળજુ, તેહ નમેરી નાર. મુજને કીધું માન્યની, ચેતી સઘળુ ચંત; જ્યાં ત્યાં મેં સમજાવિયો. કુડુ કીધું કંત. અથ ઇતિ માંડી કહી, વિપરીત તારી વાત; એતો નિશ્ચે મારતો, થતો મહા ઉતપાત. સાબાશ સાબાશ સલક્ષણી, હેતે આલ્યો હાથ; ભુલ્યે હું ભુલી ગયો, શીદ તજે મુજ સાથ. પગનાં જેર તેં આપીયાં, તેતો મળશે કોઈ દિશ; આખરૂ જાત જે આપણી, નાવત મારૂં શીશ. પોતાની જાંગ ઉઘાડિયે, પોતે પામીયે લાજ; કો આગળ કહી કયાં દહુ, ભલે વધારી લાજ. કટાર ગ્રહી કર કામ્યની, પોંખવા માંડી પેટ; તારૂં ઘર તારાં છોકરાં, નિસ્ચે મુકયાં નેટ. નાગરવેલ તેં પરહરી, ચાવ્યાં પીંપળ પાંન; શારદુલ સિંહને પરહરી, ઈછયું સંગીત સ્વાન. અશ્વ ગજ વાહન પરહરી, કીધું ખરવાહન ખેર; અમ્રત ભોજન પરહરી, જમવા માંડયું ઝેર. ખાવાના ચંદન પરહરી, કઉવચ વાલી કીધ; મુજ સરખીને પરહરી, દીલ તેં પરને દીધ. વિપ્ર રૂડાને પરહરી, મોચ કરયું પાખંડ; ગયા તિર્થને પરહરી, દિવાનને ભરીયો દંડ. ઘરની નાર ઘરનો ધણી, જોતો અમ્રત ખાણ; પર પુરૂષ પર નારીઆ, વિષ હળાહળ જાણ. પાગે લાગ્યો તેનો પતી, સતી સિરોમણુ નાર; જુવતિ જખ મારી અમો, તુ હઈડાની હાર. લાજ રાખણુ તુ લક્ષધા, તુ છે અંગ આધાર; જીવતદાન તેં આપીયું, તુ મુજ રાખણ ભાર. પ્રતિજ્ઞા પતિએ કરી, લક્ષ હજારાં કોડ; પર નારી મુજ માવડી, કરગરી કહુ કરજોડ. છત્ર તુ મારા શીર તણી, જીવ ઉગારણુ હાર; લાજ રાખી મારી ખરી, તુ મારો આધાર. અમુલક જોડા જેરના, મોઢાં ઘડાવુ પહોંચ; હતી તુ સાચી સુંદરી, નાવી હુની આંચ. જો એ વિદ્યા આવડે, જુવતી જારીએ જાઓ; નીકર ઘેર બેશી રહો, ગોવીંદના ગુણ ગાઓ. અગીયાર કથા પુરણ થઈ, કહે કવિતા કરજોડ; શામળ ભટ કહે બોલજો, જયજય શ્રીરણછોડ.

—∞—

## વારતા ૧૨ મી.

ચોપાઇ. પુજુ શ્રી સરસ્વતિના પાય, જેથી ગ્રંથ મનોરથ થાય; હંસ વાહની જાણુ સુજાણ, વેણા પુસ્તક પરઠાં પાણ. બારમે દિવસે બુધી નિધાન, વિનતા માંડયાં વિવિધ વિધાન; ચતુરા ચાલી કરી વોચાર, સજ્યા સોળ અંગે શણગાર. સકળ રાગ રંગે સોભીત, આભુષણ અંગે ઓપીત; ચમક ચમક ચતુરા ચાલંત, પુસ્પહાર કંઠે ઘાલંત. પોતે રમવાને પંથે પળે, આવી પોપટ પાંજર તળે; જુહાર જુહાર જુવતિને કીધ. માનનીએ મન માની લીધ. કામની ઉભાં રહો કારણે, પછી રમવા જાજો બારણે; કાલે દીન કેવો કહાવશો, ઘેર ઘરધણી તો આવશે. શાબાસ શાબાસ શુક તાહારૂ નામ. અમો જાઉં છું જારી કામ, વચન પરસ્પર મનમાં વસ્યાં; હેત ધરી બંને જણ હસ્યાં. સીઘ્ર કરી રૂડુ કાહાવજો, પ્રાતસમે વહેલાં આવજો. ૧

દાર્ચીત ભીડ પડે તે ઘેર, પુરણ વિદ્યાએ કરજો પેર. ભાવસંધના સુતની વહુ, આલાં નામ જાણે સહુ, કંથ તણુ કલ્યાણો નામ, કરજો કામની રૂડુ કામ. વાત એવી પોપટે કહી, પગ ખેંચીને ઉભી રહી; કુણ કલ્યાણુને આલાં કુણ, તેતો નામ સાંભળીયાં ઉણ. પોપટ તુજને લાગુ પાગ્ય, એહ વાતનો સંદેહ ભાગ્ય; દાટી કરતીતીં તમ ઠરૂ, ભીને વસ્તરે ધારણ ધરૂ. કામ શાંત થયો જેટલે, પોપટ વાત બોલ્યો તેટલે; વારપરૂ ગુણવંતુ ગામ, નરપતિ રાજાનું નામ. વરણ અઢાર વસે છે વાસ, તેજ પુજને પુરણ પ્રકાશ; ન મળે વ્યાધી ન મળે લંડ, વણ વાંકે કો નવ દે દંડ. ભાવસંધ કણબી કુળ કામ, કલ્યાણ સુતા કેરૂ છે નામ; પરણ્યો એક આલાં વહુ નાર, મહા કુટડી અપરમ પાર. રૂટા કુળની રૂડુ રૂપ, ભાવસંધ છે ભારે ભુપ; ખાણુ પીવુ રમવુ રીત, નર નારીને પુરણ પ્રીત. એક એકને દેખી મન ઠરે, મન ભાવતા કારજ કરે; એક દીવસ એક કઉતક થયું, લક્ષણ એક ડોશાએ લહયું. નારી બેઠી નાવા કારણે, બેઠો સસરો તે બારણે; એંસી વરસનો અકલ ધણી, નાવા બેઠી વહુ બેટા તણી. નાવાનો ઠામ અગોચર આપ, તેમાં ગયો મણીધર સાપ; ત્રણ વામનો મોટો સરપ, દિસંતો ભયાનક દરપ. યમદુત સમો નમેરો નાગ, પેઠો નાવા ઠામે માગ; નારી નીર ભરી નાહ છે, સુખે સરપ તેમાં જાય છે. તે તો સસરે દીઠો દ્રષ્ટ, કાકોજીતો પામ્યો કષ્ટ; રખે રામાને કરડી ખાય, જોતાં જીવ ફાટીને જાય. સસરો જોવે નીચે ખાળ, જેના પેટમાં પ્રઉઢી ફાળ; સરપ તે સામો ચાલ્યો જાય, ડોસાને દીલ ચીંતા થાંય. નહી નાસવા કેરો ઠામ, કીધું એક કામનીએ કામ; સરપ દેતો આવ્યો છે ડોટ, કામનીએ ઝાલી તેની કોટચ. જુવતીએ એરી ઝાલીઓ, ખાજઠ તળે તેને ઘાલીયો; નારી નાહી ઉઠી તરત, મણીધર તો પામ્યો ત્યાં મરત. ઉછાળી નાંખ્યો આકાશ, તે વેળા નોતુ કોઈ પાસ; તે સસરે કીધું નીરમાણ, મારી સરપ ઉડાટયો જાણ. સો માણસથી તે ન સવાય, પોતે નાંખ્યો પલકજ માંહ; સસરો મન સમજયો સાક્ષાત, કો આગળ નવ કીધી વાત. એ નારી જો મન ધારશે, સુત મારાને એ મારશે; એ વાતે કાંઇ અચરજ નથી, દો આગળ કહીએ જઈ કથી. સમજ્યો પંચ તણા જે સુત્ર, એકાંત તેડયો તેણે પુત્ર; પિતા પુત્ર બેઠા એકાંત, ભાગી તેના મનની ભ્રાંત. અરે પુત્ર એ વહુને છાંડય, ઘરસુત્ર બીજીથી માંડય; જો તુ મારો પુત્રજ હોય, મન વિચારી જુગતે જોય. જો જીવવું મનમાં આયો, તો એને મુકી દો રાચ્યો; એ વનિતા નહી મુકે વરત, નિસ્ચે તારે માથે મરત એને છાંડ તુ આડુ આંક, પુછીશ માં વહુ કેરો વાંક; આગળથી સુજે છે મુને, તારણીં એતો મારે તુને. દોહરો– બેટો કહે સુણ બાપજી, વચન ન લોપુ આજ; તમારે મોઢે બોલતાં, લક્ષવા પામુ લાજ. રૂપે સુંદર સુંદરી, કુળવંતી એ કામ; કામ કરે બહુ કામની, દિસંતી છે દામ. અમો વેચાણછું તમ તણા, કોહો તે કરીયે કાજ; શા માટે છડાવશો, સાચુ બોલો આજ. ડોસો કહે સુણ દિકરી, છાંડ છાંડને છાંડ; બીજી કોઈક રાંકડી, તે સાથે ઘર માંડ. ચોપાઈ. પુત્ર ઓશીયાળો ઉભો રહયો, પિતા પ્રતિ એક બોલજ કહયો; શા માટે છંડાવો એહ, નારી સાથ ઘણો નેહ. કામ કાજ કરૂ છે ઘણું, અતોલ વઈતરૂ છે તે તણુ; અકલવંતી છે અનુપ, રૂડુ છે રામાનું રૂપ; ચાંપે છે તમારા ચરણ, કહીં વાત સુણે છે કરણ; ગુણવંતી શીરોમણી સતી, કુળવંતી મનોહર મતી. પીયર પનોતી જાણ સુજાણ, પેમદા રૂડી પચ પ્રમાણ; બીજી કરવી પડશે નાર, શા માટે મુકો એ ભાર. કુરૂપ હશે બીજીનો દેહ, સંભારવી પડશે ત્યાં તેહ; જેહ તમો કહો તે કીજીએ, તમ વચન મસ્તક લીજીએ. દોહરા. ડોસો કહેરે દીકરી, ફરી ન પુછીશ વાત; એ રામાને રાખશો, તો થાશે ઉતપાત. દાદાને વશ દિકરો, ફરી ન પુછી વાણ; બોજે

સહુ, પગલુ પેરનુ પેર. એક હાકયમ બીજો પગી, ત્રીજો વણીક વજીર, ચોથો કાજુટો સીપાઇ ધારણ રાખી ધીર. બ્હારજ રાખ્યા લોકને, ઘરમાં ગયા જણ પાંચ; તેડી એકાંતે તારૂણી અ ખોકી દીધી આંચ. પગલુ નીકળતું નથી, અથડાયા આડે આંક; સાચુ બોલરે સુંદરી, વિનતા તારો વાંક. કાન નાક તારા છેદશું મુંડશુ ચોટલો સીસ. પંચ ઈટાળી મોતશું આજ ઉગમતે દિશ. ગરથ રહ્યો તારો ધણી, આપો અમને લાંચ; નહીતર મારશુ તુજને, અધિપતિ અમો છુ પાંચ. ભામનીએ ભુંડા જાણીઆ, દાવો કરશે દીશ; એક એક આધા તેડીને, છેદયા પાંચેના સીસ. ભુમો પાડે બાર સહુ, રાત અંધારી ઘોર; રઇયત જાણે રાતમાં, ચોપાસા છે ચોર. આપ્રવા તેડયા આરડે, ઘણીક પરઠી ગરથ; પાંચેને પ્રાજે કરયા, શામા થઇ શમરથ. મોટું ઘ રહે તેહનું, વિપરીત કીધી વાત; પેલા બે પડયા હતા, સોભ્યા સાથે સાત. બાર આવી બુમ પાડતી, પછાટો નાઠા ચોર; તસ્કરે પાંચે હણ્યા, લોકે કીધો સોર. દો દસ નાઠા લોક બહુ, થ યો તે પ્રાતરાકાળ; વેર વાળી જાતા રહયા, જાજી થઈ જંજાળ. માલ લુટાવ્યો માનની, સતિ થવાને જાય; પાગે લાગે પુર બધું, જયજય શબ્દ બોલાય. જે ઘરનાં મ્રત પામીયા, રેઈ ગ યા તે લોક; જમ મંદિર સાથે સંચરયા, શામાને નહી શોક. પોતાનો જે ઘરધણી, તેને લીધો સાથ; સ્વાર થઈ અશ્વી ઉપરે, શ્રીફળ લીધું હાથ. ઘર આપ્યું એક વિપ્રને, આપ્યાં વસ્ત્ર અ ન દાન; સતી સતી સહુકો કહે, માનની પામી માન હાથા દેછે હેતથી, કરે છે કંકુરોળ; કેસ ર આડ કુમકુમ તણી, મુખ તાતા તંબોળ. અશ્વીની પુંઠે અધીક જન, નાણું વેરતી જાય; શમશાન મધ્યે શામા ગઈ, ત્યાં શું કૌતક થાય. કો પુજે અરચે પ્રીતથી, કોઇ નમાવે શીશ; સતી સતી સતી કહે, માણે નહી કોઇ મીશ. કોઇક માગે દીકરા, કોઇક માગે દામ; કોઇક મા ગે રાજરીધ, કરે સહુ સહુના કામ. કો કહે સત તારા સમુ, હીમત રેહેજો હાથ; પાગે લાગે પુર બધું, સ્તવન કરે તે સાથ. લાખ લોક જોવા મળ્યા, વાગે ઢોલ નીશાન; અબીલ ગુલાલ ઉડે ઘણા, પંચ કરે પરમાણ. સંસાર બધો સતી કહે, વિખાણે વિશ્વ વિવેક; બીજુ કો જાણે નહી, નારી કેરા નેક. સસરે પહેલા પરણેતનો, જાણે સઘળો મર્મ; કામ કરયાં જે કામની, ધારયો એવો ધર્મ. માન ઉતારૂ એહનું, થાય છે પરમ પવિત્ર; અન્ય કોઇ જાણે નહી, ચતુરાં તણા ચરિત્ર. ધાહ્યા કુંહાળે લોકને, વાજે ઢોલ નીશાન; ઘોર સોર ગાજી રહયો, કોઇ સુણે નહી કાન. લાકડી લઈ ડોસો ગયો, વહે જ્યાં ગંગા નીર; સ્વામી સાથ સતિ બળે, ધારી હઇએ ધીર. સત ગાટાં સરપણ તણા, જોજન કીધી જવાંબ; કુમકુમના હાથા કરે, કરી પીળ કપાળ. ગરબો ગાએ ગીતમાં, તાળી વજાડે તાન; પાગે લાગે પુર બધું, માનનીને બહુ માન. સ્વામી સુવારયો કાષ્ટમાં, ધૃતમાં બોળ્યા વાળ; પાવક પ્રગટાવ્યો પરેમદા, કીધું ઝાકમઝાળ. અતી ઘ ણો આનંદ છે, નથી જાણતી નાર; કલંક કોઇ નથી જાણતું, ભામ્યાન કેરો ભાર. સ્વર્ગ કા જ સ્વરૂપિણી, જીત નગારે દેઉ; કોણે કલંક ન જાણિયું જીવ્યાના જશ લેઉ. ડોસે વિચારયું દિલ વિશે, એના મોડુ મોડ; કલંક એનું જાહેર કરૂ, પોચાડું મન કોડ. ફુંદી ફેરશું દેશમાં, કરૂ એ ભુંડો ભામ; છએને મારયા છેતરી, મારયો પોતાનો સ્વામ. હળવે હળવે ડોસલો, ગયો ચાતાની પાસ; ઝીણા સ્વરથી બોલીયો, સસરો કહે સાબાબ. પન્નગને પ્રાજે કરયો, વળતો મારયો કંથ; પરમારને પીટયો પ્રે[illegible], ચતુર વિચારો ચંત. વળતા પાંચ પ્રાજે કરયા, એમ થયા તે આઠ; સતી થાઓછો સુંદરી, કરો શીદ ઠગનાઠાઠ. કાઢી નાંખુછું, કામની ચીત તારામાં ચેત; કહી હકીકત કાનમાં, અંતર ન મળે હેત. ડોસો કહેછે સર્વને, રહો વેગળા વાટ; અમો એને સમજાવીએ, બળે નારી શા માટ. એક વહુ એક ડોસલો, બે જણ છે એકાંત;

બીજા લોક છે વેગળા, ભાગે મનની બ્રાંત. પોપટ કહે પ્રભાવતી, હવે શું એનું થાય; ભાર ભામનીનો કેમ રહે, કરે કવણ ઉપાય. સતીપણું કેમ સાચવે, ડોસો ન કહે વાત; કલંક છાનુ કેમ રહે, સામદ મારયા સાત. એનો ભાર તે કેમ રહે, કેમ માને સઘળો લોક; સસરો કેમ છાનો રહે, સમે કેમ સઘળો શોક. પાગે નમી પ્રભાવતી, કહે તે વિદ્યા વાણ્ય; આજ જાશો જઇએ અમો, તો ઈશ્વરની આણ. સતી બોલી સાવધ થઇ, જેમ સુણે સહુ રાથ; ઝડપીને પછી ઝાલીયો, તે ડોસાનો હાથ. બીજાતો છે વેગળા, નાંખ્યો ચીતામાંય; પડતાંવાંત પ્રાજે થયો, પ્રત પામ્યો તે ત્યાંય. વિમાન આવ્યું વઈકુંઠનું, ઝવેર જડીત છે જેહ; સંસ્કારી ડોસે દેખિયું, નારી કહેછે તેહ. મરવાની બિક જેને નહી, બીહે તે શેને કાજ; વળતી પોતે માંહી પડી જુવેછે સઘળો સાજ. એ ડોસાનો દીકરો, હતો ખેતરવા ચાર; દોડી આવી નવ શકયો, ભસ્મ થયાં તે ઠાર. સાબાશ સાબાશ સરવે કહે, કોણે ન જાણયો મરમ; સતીએ સસરો તારીઓ, ઇશ્વરે રાખ્યો ધરમ. ઇકોતેર તારયા એણીએ, વાળ્યો આડો આંક; સતીએ સસરા તણો, વપુ ધરયો નહી વાંક. ખોજ્યો ડોસાનો દીકરો, રહયો તે સ્ત્રીનો ભાર; એ વિધા વિજારી તણી, શીરોમણી સરદાર. એક એકથી આગળી, વાતો સાંજ સવેર; શામળભટે તે સુચવી, સુણ જસવંત ઝવેર. એવી વાત અનેકધા, રચાવી રાજા ભોજ; કવી કાળીદાસે કહી, મનમાં આણી મોજ. માઘ પંડીત મોટો ઘણો, પરઠયા તેહ પુરાણ; તેમ રખીયલ સુત રાજવી, શોભે તુ સુજાણ. ઇંદ્રજીતની આગળે, કવિ શ્રી કેશવદાસ; રસિક પ્રિયા તેણે કરી, વિવિધ પ્રકાર વિલાસ. મનજી સુત મહિમા ઘણો, રખીયલ કેરો પુત્ર; ગ્રંથ રચાવ્યો ગુણનિધી, શુભ વિદ્યા એ સુત્ર. બાર કથા બુધ આગળી, વાણી વેદ વિલાસ; શ્રી ગઉડ માળવી વિપ્ર શુભ, વાણી વેદ વિલાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ.

---:o:---

## વારતા ૧૨ મી

દોહરા. દુંદાળો દુખ ભંજનો, વપુએ જોબન વેશ; ઉમીયા અંગથી ઉપન્યો, ગઉરી નંદ ગણેશ. શેવુ રૂડી સારદા, વદને આપે વાણ; વાચ્યો તે સુખ કારણી, ખરી અમ્રત રસ ખાણ. એને તેરૂઠી સારદા, નેક રહી નહીં ન્યુન્ય; વિદયા દેયણ વિસ્વમાં, તે વિણ સઘળુ સુન્ય. કથા કહુ શુક બહોતરી, વિવિધ પ્રકારે વ્યકત; રાણા સમજુ સમજજો, ભવ તારણીનો ભકત. તેરમે દીવસે તારૂણી, સમજાવી સામરથ; કહે આવીને માલણી, ગયો જનમારો વ્યર્થ. કાલ ન આવ્યાં કામની, આજ પધારો આપ; સમી સંધ્યા નવ સંચરો, સ્ત્રિ હત્યાદિક પાપ. તે સ્ત્રિનાં કહેવા થકી, શેઠાણી સમજી સાર; વેદ પાળવો વાયદો, નર જોવો નિરધાર. માંગ સમારયો માનની, શોભીત સજીયા સરવ; બની ઠણીને નીસરી, ઘણો આણી મન ગરવ. રમઝમ કરતી રીઝમાં, ઠરાવ કીધો ઠેઠ; માનની ચાલી મલપતી, પોપટ પાંજર હેઠ. જુહાર કરયો જુગતે કરી, બોલ્યો પોપટ બોલ; આજ બન્યું છે તાહરૂં, તરણી રૂડુ તોલ. જોરો છે જોબન તણો, ચતુર દીસે છે ચેહેન; ભમર દીસે છે શોભિતી, નોખ દીસે છે નેન. શા કામે રાતે સંચરો, સાચુ બોલો આજ; મારા સમ મુજ આગળે, લેશ ધરોમાં લાજ. હશી બોલી તે હેતથી, સાંભળ શુક સુજાણ; જાઉં કરવા જોખમાં. પરવરા મારા પ્રાણ. ભલે ભલેરે ભામની, કરો જરૂરી કામ; કાયા સ્થિર કોની નથી, નાશ જેટલાં નામ. સંભુશેર રાજા તણાં, રંભા રાણી રૂપ; વિજાર વિદ્યા તેણે કરી, અકલ ઘણી અનુપ. કદાચ કહી સંકટ પડે, કપરી આવે જાગ; વિજારી વિદયા વડે, ઓલવજો એ આગ. પગ બેચી રહી પ્રેમદા, એતો સાંભળો આજ; સંભુશેર રાજા કવણ, રં

આ રાણી કોણ. કુણ જાએ જુવતી ગઇ, કવણ સંકટ શું કામ; કવણ પ્રકાર વિદયા કરી, કવણ
જારનું નામ. અથ ઇતિ માંડી કહો; વિસ્તારી કહો વાત; શુભ પેરે શીખુ અને, મહુ રાજ
ની રાત. શુક કહે સુણ સુંદરી, તજો આભુષણ સોળ; ભીને વસતરે ભામની, તજ તાતાં તં
બોળ. ચોપાઇ. ઉતર પંથ અમેરીકા અદ્દય, સંભુ નગરની શોભા સદય; સંભુશેર કરે
ત્યા રાજ, અસાધ્ય અન્યા તનથી તાજ. અલંબ દેશ અલખંત ધન ઘણું, રાજ કરે સંભુ તે
તાણું; પુન્ય તણો મહોટો મવેરા, સુર સુભટ દાતા ગુણ દેરા. જોબનવંતને જનુ જોર, અનમો
ટેક રાખે અંકોર; રંગવતી રાણી જે રીત, પતી સાથે રાખે બહુ પ્રીત. એક એકને દેખે મન
ઠરે, કોડે કંદ્રપ ક્રીડા કરે; નર નારીમાં નઉતમ નેહ, પ્રીતી જેમ બાપૈયો મેહ. પ્રીતી જેમ ધે
નુને વછ, પ્રીતી જેવી જળને મછ; પ્રિતી જેવી ચંદ્ર ચકોર, પ્રિતી જેમ મેઘને મોર. પ્રિતી જે
મ વસંતને વન. પ્રિતી જેમ લોભાને ધન; એક એકને દેખી અન જમે, જોડે બેસી રંગે રમે.
એક એકને દેખી જળ પીએ, લાપો એવી રીતે લીએ; ઘેર હય ગજને લશ્કર બહુ, વશ વર
તે સેનાપતિ સહુ. સુખ સાગર ઇંદ્રાણી ઇંદ્ર, જેમ જોડુ રોહણીને ચંદ્ર; રતી કામ જેવી રી
ધ રિત. પુરણ અન્યો અન્યે પ્રીત. દોહરા. રંગા રાણી રાજવી, રતી સમોવડ રૂ
પ; વાણી અમ્રત રસ થકી, ભોળવાયો એ ભુપ. રાતબ રાણીને આપવા, આવે તંબોળી ઘેર;
બીડાં બાસઠ પાનનાં, પચાસ પોચાડે પેર. વાંકો મુછે વાંકડો, જોબનવંતો જાણ; રાગ આલાપે
રંગમાં, વદે અમરત વત વાણ. ડાહયો ને વળી કુટડો, ચતુર શીરોમણી હોય; ગુણિયલને ગા
મ ઘણો, કળી શકે નહીં કોય. શુરો પુરો સતવાદીયો, જાણે બીજો કામ; વિસ્વ વખાણે તેહ
ને, જાણે બાધુ ગામ. વાંકી મેલે વાંકડો, ચતુર આવે પાન; આવતો દીઠો નારીએ, ગઇ સુધ
ને સાન. વિહવળ તે વિનતા થઇ, ધારણ ન રહયુ ધીર; પરવશ પડી તે પરેમદા, સફરી દેખે
નીર. બાળ બુધી બાળા તણી, બાળ રામાનું રૂપ; કામાતુર થઈ કામની, ઠહાપણ પડીયું કુપ.
જાવે જુવતી જાતને, ન જુવે કાંઈ વિવેક; ઉંચ નિચ અંતર નહીં, નહી નારીમાં નેક.
કાં સતી કાં સાધવી, પુરૂં ઉંચ અમીર; કાં રંભા કાં રાક્ષણી, નારીમાં ઓછું નીર. પંડી
કેરી પરેમદા, માણે મુરખ સાથ; રાજાની રાણી રાંકશુ, હેતે જોડે હાથ. વેહેપારીની વઇતરો
વનો નિચપે જાય; પોતાના મનમાં વસે, ગુણ તે નરના ગાય. પાપ પુન એ નવ જાણ, ના
વે રાય કે રંક; ધરમ અધરમ ધારે નહીં, વાળે આડો આંક. નીચમાં નીચ નારી સહુ, દિ
ઠી ડાહી થાય; અમરત રસને પરહરી, વિષ હળાહળ ખાય. ગંગાજળ તજે ગોરડી, પીયે ખા
રૂં નીર; પતિ પોતાનો પરહરી, શેવકને દે શરીર. લાજ મરજાદા નવ ગણે, ન ગણે ડાપણુ
જ; જયાં દીલ માને આપનું, કરે વિસરજન વસ્ત્ર. સગાં સહોદર કંથડો, કદાચ સે જો કેર; જા
ભાત પરસત્રની, ખરે તે ખેડે ખેટ. મારે કે પોતે મરે, નીરશું નીસરી જાય; સરજાદી સ
નહી, માનનીનો મહીમાય. રામા રંગા જે રાયકી, સહુકો કરે સલામ; તેને તંબોળી દિ
શો, દરિદ્ર ગુણહિણ ગુલામ. એકાંત તેડયો તેહને, ભાવ ભેદ હિત હેત; અરથ ગરથ સૌ
અધિક, તન મન ધન સમેત. જાર વિદ્યા કરી જોખમાં, તંબોળીશું તરત; થર થર ધ્રૂ
જાપડો, માથે આવ્યું મરત. રામા નહી એ રાક્ષસી, જુવતી નહીં એ જમ; માનવી નહી
દાનવી, કહો તે કરીએ કેમ. દુભે ને દેવટ કરે, શુળી દેવરાવે સાચ; જારીથી જીવડો જશે,
વેચાતા વાચા. વીસ દિવશ તો વહી ગયા, કરતાં નારશું નેહ; મરવા પડયો તે માલજી,
ળ આવ્યો દેહ. માનની કહેરે માલજી, શું છે તુજને દુખ; માગ્ય માગ્ય મારી કને, બાધું
સુખ. માંથે મુજ સરખુ છત્ર છે, સુખ સાગરની ખાણ; તુ બોલે તે પાળીએ, સહુ તુ

સ. રંગા મ્હે રહો હવે, માસજી મારા મીત્ર; તુ છે હાર હૈટા તણો, પુરણ પરમ પવિત્ર. ખા
ઓ પીઓ ખુબી કરો, ખરચો ઝાઝો ગર્થ; રાયની રાણી ભોગવો, ચીંતા ન કરો વ્યર્થ. ભામની
ભારે ભુપની, ભાવે કર તુ ભોગ; કોઇક જન્મના પુન્યથી, શિવે મેળ્યો સંજોગ. માલે મન વિ
ચારિયું, ફટ ફટ ભુંડી રાંડ; કયમ વિસ્વાસ તારો કરૂં, મહો મચકોડે માંડ. શંભુશેર રાજા સ
બળ, નગરી કેરા નાથ; તરૂણીએ તેવો તજ્યો, આવી મારી સાથ. કુણ માત્ર હું ઠીકરો, કુણ
માત્ર હું રાંક; રંગાએ રિદિધ તજી, વેદ વિધાતા વાંક. અમ્રત ફળ સહકારનું, તજીને ઇચ્છે
ખાંડ; પુરપતિ સરખો પરહરયો, ફટ ફટ ભુંડી રાંડ. નિશંકો એ નાર છે, જેમ શિયાળે સાં
ઢ; મહિપતિ જેવો મુકીયો, ફટ ફટ ભુંડી રાંડ. નીચ નમેરી નાર એ, નીચ રંગાનો રંગ; સ્ને
હ તે સાથે કયમ કરૂં, કયમ કરૂં એનો સંગ. રાજા સરખો રિધપતી, જોવા જેવો જાત્ર; મહા
શં દરિદ્ર આં તાપશે, હું તે કુણુજ માત્ર. મુજથી મન માન્યો મળે, દેખંતો કો દીશ; તે સાથે
તરૂણી જશે, છેદી મારૂં શીશ. એમ કરતાં આવ્યું અરણ્ય, નદી વહે જ્યાં નીર; દેવળ દિઠું
દિપતુ, તે શરિતાનીં તીર. તીરે તરૂણી રહો તમો, બચકો લીધો ખાંય; ટાભટો લેઇને ઉઠીયો,
તરૂણી બેસારી ત્યાંય. માલ લાવો મારી કને, કરો જળ ક્રીડા કામ; ગામમાં જઇ આવુ અમો,
હુંછું તારે નામ. અરથ ગરથને લુગડાં, માલજી મન મગન; નારી મુકી નીરમાં, નીશંકપણે ન
ગંન. તારા પ્રપંચ તે તુજ કને, તુજને તારૂ પાપ; જે કરે તે ભોગવે, વેદ પુરાણે છાપ. પરિ
બ્રહ્મને જે પરહરે, કરે ઉપાસન ભુત; તે સ્વરગે કયમ સંચરે, નરક નિવાશી ધૃત. પ્રેમદા પા
ણીમાં રહી, માલે લીધો માલ; નારીને શું નીપન્યું. કેવા થયા હવાલ. કલોલ કરેછે કામની,
નીર અહીને ન્હાય; એટલે તે સ્થાનિક વિશે, કારમુ કઉતિક થાય. ભમતુ ભમતુ ભુલું પરયું,
શીશું એક શિયાળ; મુખમાં કટકો માંસનો, કરતુ આવ્યું આળ. નારી બેઠી નીરખે, સલીલ વિ
શે થઇ સ્વચ્છ; જળમાં ઝાઝાં જળચરાં, નાનાં મોટાં મચ્છ. શીયાળ જાતે લોભિયું, થયું લાલ
ચમાં લિન. માંસ મુકયું ત્રટ ઉપરે, મુખમાં લીધું મીન. એટલે સિંચાણો ઉરતો, પ્રીતે આવ્યો
પાસ; માંસ ગ્રહીને ચાંચમાં, ઉરી ગયો આકાશ. શિયાળ પકડવા સુદિયું, તરફરતુ તીર;
મુખથી પડિયું માછલું, નાસી પેઠું નીર. સિયાળ આંખ ચોળી રહ્યુ, થયું દામણુ દીન; એ
શિયાળુ ઉભુ રહયુ, જળમાં પેઠું મીન. નારી નાર્તિત નીરમાં, ધારતિ ખોટા ધર્મ; હાથ ખંખે
રી હશી પડી, કર બે કુટયા કર્મ. મેર મેરરે મુરખા, બુધિ તાહરી બાળ; જખ મારી બહુ
લોભથી, સાંભળ તુ શિયાળ. માંસ ખાઇ બેશી રહત, તો તુજ પેટ ભરાત; તાકત નહિ જો
મચ્છને, તો તુ સુખિયો થાત. અધ મળે આજીવિકા, આખાને જે ધાય, શામા કહે શિયા
ળને, તુજ ગતિ તેને થાય. સલક્ષણ શિયાળ તે, બતરિસ લક્ષણ બુધ; ભુત ભવિસ્ય વરતમાન
ની, સઘળી તેને શુધ, બુધિ વિચારી બોલિયું, શિખામણ દે સાર; તારી ગત તુ નવ લહે,
પરનો કરે વિચાર. મારે મચ્છ મળશે ઘણા, મળશે ઝાઝો મંસ; જો ચતુરા નહી ચેતશો, ધન
નો થાશે ધ્વંશ. રંગા તેં રાજા તજ્યો, ઘણો બેઠી શિર ગાળ; આંખ્યો તું ચોળી રહી, માલે
લીધો માલ. બાળ ચંચળતા તાહરી, ડાપણ તારૂં બાળ; શંભુશેર રાજા તજ્યો, કબજેથી છુ
ટયો માલ. નીચમાં નીચ તુ નાર છે, ભામનિ ખોયો ભાર; માલોતો મુકી ગયો, ઘસ્ય તુ
હાથ ગુમાર. ધિક ડાહાપણ તાહરૂં, ધિક તારો અવતાર; માલો તો મુકી ગયો, ઘસ્ય તુ હાથ
ગુમાર. ચોપાઈ. માલો ચાલ્યો થયો મગન, નિરમાં નારી રહી નગન; લોભ થકી
તો લજ્યા ઘટે, લોભે માન મર્યાદા મટે. લોભે શોભે સંકટ સુળ, અતિ લોભ તે પાપનું મુ
ળ; અરધ મુકી આખાને ધાય, તેની એજ અવસ્થા થાય. એ વાત અહીંયાંથી રહી, પછી

રીત બીજી શી થઈ; શંભુશેર રાજા રિધરૂપ, ભારે કર્મવંતો તે ભુપ. શિકાર રમી આપે આ વિયો, કોટીધા લસ્કર લાવયો; ચઢયો મેહેલ જોબનને જોર, દિઠું ત્યાં અંધારૂ ઘોર. દાહી એક બોલાવી દાસ, અહનિશાં સ્ત્રિ સંગ નિવાસ; રાણીનું કોણે કીધું હરણ, કે કોઈએ પમાડી મરણ. કેટલાએકને દીધી આંચ, કેટલાએકને પરઠી લાંચ; કેટલાએક પગિ તેડીયા, અધિક હલકારા ખેડીયા. ઘેલું કીધુ બધુ ગામ, કોણે નવ દીધું કાંઇ નામ; કોઈ થકી સરીયો નહી અરથ, ગયો ઘરમાંથી ગ્રાગ્રા ગરથ. દાટયાં સાટયાં સાંચયાં સર્વ, ગ્રહિ ચાલી આણો મન ગ ર્વ; નિશાં રાયની પુરણ થઇ, જુવતી જારની સાથે ગઈ. ઘડિયાં જોજન સાંઢયો સાંચ, એક લો શંભુશેર પાંચ; દેતા દોટયો ગામે ગામ, નગર નિવાસી ઠામો ઠામ. ગુહા ગહવર નદિયોને નીર, સમુદ્ર બેટ પરવતની તીર; પકડી લાવો પલકજ માંય, ધરા મુકીને જાશે કયાંય. ખોળો પૃથિવ ખોળો આકાશ, પકડી લાવો પૃથિવપતિ પાસ; ન રાખે દેવ અથવા દાનવી, કુણ રાખી સકશે માનવી. ગામે ગામને દેશો દેશ, એહજ વાત તણો પરવેશ; રાજા પંઠે તતપર થયો, ખો જ્ય કરવાને પોતે ગયો. દોહરા—શંભુશેર રાજા ચઢયો, લેશ ન લાગી વાર; નારી ના તી નીરમાં, આવ્યો તેને ઠાર. માલો તો મુકી ગયો, લાગી લેહેર લગન; વિનતા પાસે વસ્ત્ર ન હો, નારી છેક નગન. એટલે કંથ પોતા તણો, આવતા દિઠો દ્રષ્ટ; અરે ઇશવર આ શું થશે, કામની પામી કષ્ટ. માચશે દામનો ઢાભરો, કહેશે કયમ આવી પાંહ; કહાં જાર તાહારો ગયો, કયમ ઉભો જળ પાહ. કીર કહે સુણ કામની, પુરણ ઘરને પ્રાંત; વિજાર કરતાં આવડે, તો કહો રૂડી રીત. પાયે લાગે કયમ પતિ, નારી નીરમળ થાય; કયમ કલંક એ ઉતરે, કયમ મન સંદે જાય. પ્રભાવતી કે પોપટા, મુરખ તારો મેળ; નારી ગઈ છે નીસરી, ખરો જાણે છે ખેલ. મુકતાફળ માણેક હતી, ઘણાં ઘરેણાં ઘાટ; ચોરી ગઈ છે ચીતની, વેદ ઉઠી છે વાટ. તરૂણી તો તસ્કર બની, લશકર સાથે નાવ; નારી આવી હાથમાં, એ કયમ ચકે દાવ. નિસ્ચે કરશે નરપતિ, પંચ ઇટાળો પુર; દેશે એને શુળીએ, નારી ખોશે નુર. નાક એહનુ છેદશે, છેદશે એ હનુ શિશ; કોટી કલ્પે નહીં ઉગરે, આવે બ્રહ્મા ઇશ. વિજાર વાત ચાલે નહી, સાખ નપુરે કો ય; એ નારી નહીં ઉગરે, જો કુળ ઉથલો હોય.

ચોપાઈ—શુક કહે સાંભળ સુંદરી, મારી વાત જો મનમાં ધરી, જોજો કહુ વીંજારી વાત, નરપતીનો ઉતારયો નાદ. જખ મારી રહયો તે કંથ. જેણે પઉઢો કીધો પંથ; જળમાં જુવતી દીઠી જેમ, અસ્વ દોડાવી આવ્યો તેમ. જીવતી નહી મુકુ આ દીશ, સદય એહનુ છેદુ શિશ થયો કૃતાંત સરીખો કાળ, આકુળ વ્યાકુળ દિસે ભુપાળ. તે કામનીએ દીઠો કંથ ચતુરા પોતે ચેતી ચંત; એને મન જાગ્રી છે રીશ, નિસ્ચે છેદશે મારૂ શિશ. અરથ ગ્રથ હરયો જેણીએ, ચ રિત્ર એક કીધુ તેણીયે; મસાણ તેહ નદિનો તિર, રાબળ બળે ત્યાં સઘ શરીર. જુવતિ જ ળમાંથી નિસરી, લાજ મરિયાદ ઘણી વિસરી; છેક નગ્ન શરીરે ઇઠ, ફરે પ્રદક્ષણા સબની પું ઠ. નાચે કુદે ને ઉછળે, ગાય ગિતને ભાવે ભળે; સંભુશેરે દિઠું તેહ, નારી ઉપર પ્રગટયો નેહ. વસ્ત્ર પેરાવી પાસે લીધ, આગત સ્વાગત સઘળી કીધ; કહો રામા રણમાં કેમ રહયાં, વસ્ત્ર આ ભુષણ તે કયાં ગયાં. તમને કુણ તેડી આવિયુ, અથ ઘણેરૂ કુણ લાવીયુ; નગ્ન સ્વરૂપ ફરો કય મ નાર, વનિતાનો એ નહીં વહેવાર. રૂડી નહીં રામા આ રીત, ચતુરાં કાંઇ ચેતો ચિત; હો જલ પહદે રહો મગન, તે કયમ નારી ફરો નગન. ચીતા માંહય બળેછે કુણ, એતો અચરજ દિઠુ ઉણ; આ કોનુ દેવળ કુણ દેવ, કોની તમે કરોછો સેવ, ચતુરા કહે મારયો ચંડાળ, કુડ કપટ કરનારો કાળ; ભવાનીએ લીધો તે ભોગ, તારો જેણે ટાળયો રોગ. રોકી ખાધુ એનુ અં

આણી મુકતી તે ઠામે કરી; વન્હિમાં નાખે જેટલે, મેં બુમો પાડી તેટલે. ધાગ્યો ધાગ્યો કો દાતા દેવ. સમ્યક પ્રકારે કરૂં હું શેવ; એટલે આવી ચંડી માત, મેં તેને માંડી કહી વાત. તે જક્ષને પમાડયો મરત, શેકી ભક્ષ કરયો ત્યાં તરત; મુજને કહે લાડુને ખોર, એકસો આઠ મણુ મુકો તીર. ત્યારે તમે પણ સાજાં થશો, નહી મુકો તો મારયાં જશો; મારાં વસ્ત્ર આભુષણ લીધ, ભવાનીએ બ્રાહમને દીધ. તે વિપરે દિધી આસીસ, કંથ તારાનું ક્રોડ ભવિષ; એવી ગત થઇ ત્યાં માહરી, સાચુ બોલું રાણી તાહરી. સાબાસ સાબાસ તે કંથે કહયું, મુજ માટે તેં દુખડું સહયું; હું તો ગયો સાચે સીકાર, હતી ઘેર તે નીરમળ નાર. ઉભો એક આંબલીની તળે, ત્યાં લશ્કર કોઇ નવ મળે; પાણી પીતો બીતો મન, કાળો ચઉદશનો મોટો દન. કાંઇક ચેટક સાથે આવિયું,સાચુ ભુપતિને ભાવીયું; કહ્યા થકી બમણું આપીયું, અધીક હેત સ્રી શું થાપીયું; મસાણમાં મુક્યાં પકવાન, માનનીએ બહુ દીધાં માન; નીત્ય ઉઠીને પ્રણમે પાય, જડી જુવંતીને રૂડી જાગ્ય; શોભીત પેહેરાવ્યા શણગાર, અલખત સુંપી અપરંપાર. એને દેખી જુગતે જમે, એ સંગાથે રંગે રમે. ખોજી રાણીઓ એની દાસ, પુરપતિને લાગ્યો તેનો પાસ; હું તારો અપરાધી રાંક, ક્ષમા કરજે તુ મારો વાંક. મુજ માટે સંકટ બહુ પડયું, એ દુખ મુજને ઝાઝુ અડયું; મુજ માટે મરવા તુ ગઇ, ખરી નીશા તે મારી ગઇ; તુ પટરાણી તારૂ રાજ, હું ચાકર શેવાને કાજ; તારૂ ધનને તારો માલ, મુજને તો કરયો તેં ન્યાલ; હું તારો પામર પેટોઓ, વિનતાજી જાણો વેઠોઓ; કળજુગમાં એવી કામની. ભરતાર સાટે મરતી ભામની; બધા જુગમાં દીઠી તું, તેણે હેત કરૂં છું હું; દોહરા.—ખાધુ પીધુ ખુબી કરી, પીઉ પટાવ્યો પાગ; પોપટ કહે પ્રભાવતી, જુવો જડી એ જાગ. એમ વિજારી આવડે, તો તો સુખે જાઓ; નહીતર નાક વઢાવશો, ઘેર રાંધીને ખાઓ; સાબાશ સાબાશ કહે સુંદરી, સાબાશ પોપટ પવિત્ર; સઘળી વિદ્યા શીખવી, ચાતુર ચારૂ ચરિત્ર; બુદ્ધ કથા એ બોહોતેરી, વાણી વિવિધ વિલાસ; ઝવેર જંશવંતા આગળે, કહે કવિ સામળદાસ. શામળ ભટ શ્રી નગરનો, બ્યાપ્યો સીંહજ ગામ; ગ્રંથ કરાવ્યો ગુણનિધી, નવે ખંડમાં નામ; શાણા સમજુ સમજશે, કહે કવિતા કરજોડ; શામળ ભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ.

———:૦:———

## વારતા ૧૪ મી.

ચોપાઇ—જય ગોવિંદ ને જય ગોપાળ, જય કરૂણાનિધી કૃષ્ણ કૃપાળ; જય જગપતી ને જય જગદીશ, જય આદ્ય ઉમીયાવતિ ઇશ. જય સુરનાયક જય દેવેંદ્ર, જય નવ ગ્રહ ભાસ્કર ચંદ્ર, મનખલપુર બહુચર બાળિકા; જય કલ્યાણ રૂપી કાળીકા. જય માતા તાતા સિવ સીધ, જય અષ્ટમાં સિધિ નવ નિધ; જય કિરતાર શુભ કામ, જય દસરથ સુત સુતારામ. જય ગુણનીધ ગરવા ગણપતિ, જય વિધ્ય સાચી સરસ્વતિ, જય જય ઇષ્ટ અનપુરણા આપ; જય નાના ભટ ગુરૂ પરતાપ. જય સિતાપતિ લક્ષ્મણ બંધુ, અયોધ્યાનાથ કરૂણાના સિંધુ; પાષણ તોય વિરોતારિયા, રાવણાદિક મરડી મારિયા. જય વંદરાવંન ગોકુળચંદ, દેવકી સુત નંદનો નંદ; અડસઠ તિરથ ગંગા નરમદા, જય સરસ્વતિ દેયણ સરવદા, કૃપા માત તમારી હવી, કરૂણામય કહેવાણા કવી; વાયુને વશ તરૂણ હોય, જેર એટલું કવિનું જોય. છપા. શિવ સરીખા તાત, માત ઉમીયાજી મોટાં; ઉપાસન અધિક અનેક, એહ વિણ સરવે ખોટાં; તેત્રિસ કોટિ દેવ, સહુ પહેલો પુજાએ; સહસ્ર અઠાશી વિપ્ર, ગુણ સહુ તેના ગાએ; સિંદુર અંગે શોભતુ, મોદીક અમ્રત આહારછે; શામળ કહે શેનો સહુ દુદાળો દાતારછે. ભાગ્યશાળી ભરપુર,

અહોદર કારતિક સરખો; રાજ રાજેસ્વર રૂપ, પ્રતાપ પુન્યવંતો પરખ્યો; સીવસુક કરી વંદને, આમે સાસ એમ બોલે; પ્રતાપ પુન્ય પવિત્ર, નહી કો એને તોલે; સુખદાયક શેવો સહુ, ઘટીત વાત મહીમા ઘણો, તારણ તરણ ત્રય લોકમાં, સ્વામી કારતિક સુત શિવ તણો. ચોપાઈ વાત કામની કો નવ કળે, આવી પોપટ પાંજર તળે; જોરો કરતાં જીવજ જાય, પેર મેનાની સુજાને થાય. સામ દામ કરયા બે ભેદ, વારૂ જવા ન દેવી વેદ; સાબાશ તુને શેઠાણી સાર, ધન ધન આ તારો અવતાર. કાલ શેઠ આપણો આવશે, રિધ્ધિ તે રૂડી લાવશે; ત્યાર પછી નહી થાએ જાર, ભરતાર તણો ભારે છે ભાર. ત્યાર પેહેલાં તો રંગે રમો, જાર ભેગાં બેસીને જમો; તે ઉપર આણો બહુ હેજ, સુભરસની સુવાડો સેજ. જુવંતે તુજ જોબન જાય છે, ઘડીયે વરસ સોસો થાય છે; વળતિતો પલટાશો વેશ, ધોળા થાશે શીરના કેશ. કરિશિયળ થાશે રલત રંગ, ભારે જોબન થાશે ભંગ; તે માટે તમો તતપર થાઓ, જુવતી જારી રમવા જાઓ. વાત શુકની મનમાં વશી, હેત ઘણુ તે નારી હશી; આંતે તારા સમખાઉછું, જરૂર પણે જારી જાઉછું. ખાન પાન પોપટને દીધ, કરણા દ્રષ્ટ કોહેથી કીધ; પાગે પ્રણમી બોલી તેહ, કહી વાત આણીતે સ્નેહ. રખે કહેતો તુ કોને વાત, કરે શેઠ આપણની ઘાત; પોપટ કહે સાંભળ પરેમદા, કંથન કોઇ જાણે નહી કદા. જાઓ જરૂર રૂડુ કાવજો, પ્રાત સમે વેહેલાં આવજો; રખે તમો કહી ચુકી જાઓ, જાય આબરૂનો મારજ ખાઓ. ચતુર ચુહણની નારી જેમ, કરવું ઘટે તો કરજો તેમ; એમ વિજારી કરજો વાદ, જાઓ મનમાં આણી ઉલાદ. દુહા–પરભાવતી કહે પોપટા, એતો અચરજ હોય; ચતુર ચુહાણ તે કવાણુછે, કળી શકે નહી કોય. કોણ છે તેની કામની, કોણ તેહનો જાર; કોણ ગામનો નામ કોણ, ભોળવ્યો કયમ ભરતાર. કયમ પોતે ત્યાં ઉગરી, કયમ પતિ લાગ્યો પાગ; કોણ પ્રકારે છેતરયાં, કોણ દેશ કોણ જાગ. શુક એ વિદ્યા શિખવો, કરો એટલું કામ; ત્યાર પછી જાશુ અમે, ઠરાવ કરૂં આ ઠામ. શુક કહે સાંભળ સુંદરી, વારૂ કહુ એ વાત; દાઠી કરોછો તેમ કરો, રહો આજની રાત. વારૂ કહી વિનતા રહી, શુક બોલ્યો શુભ વાણ; સુણે શેઠાણી વારતા, ખરી અમરતરસ ખાણ.

ચોપાઈ–પીંપળવાણુ પાટણ ગામ, કુંમારપાળ નરપતિનું નામ; વરણ અઢાર વસે છે લોક, રૂડુ રાજ કોને નહી શોક. લોક સઘળાને લાડજ કરે, આણ ધરમની ત્યાંતો ફરે; તેહ ગામનો એક ઠાકરો, અધિક તરૂવારી છે આકરો. અનમીને અહંકારી રૂપ, માને જેને મોટા ભુપ; વશ વરતે છે બાધુ ગામ, ચુહાણ ચતુરો તેનું નામ. તેને ઘેર કામની કુળ શુધ્ધ, બત્રીસ લક્ષણ બોગુણ બુધ; રૂપે રૂડી મોટમ મતી, સરૂપાં નામ દેખાતી સતી. થોડુ બોલેને નીચુ જુવે, બેહેલી ઉઠેને મોડી સુવે; એક ચીતે ધણીઆણી ઘણી, અરસ પરસ છે પ્રીતી ઘણી. દોહરા. એક દીન નાવા કારણે, બાવે બેઠા ભરતાર; પાસે ઉભી છે પ્રેમદા, સજ્યા સોળ શણગાર. અરસપરસ વાતો કરે, પાસે ઉસ્નોદક નીર; ખાંડ તાણી બેળો કરી, કરે છે શુધ્ધ શરીર. એટલે વધશનો દીકરો, કરમવત કુમાર; જાતો દિઠો જુવતીએ, છે પોતાનો જાર. મકર પચવીસે મલપતો, રૂડુ રઢીઆળુ રૂપ; ભરજોબન ભીને વાન છે, અકકલ ઘણી અનુપ. વસ્ત્ર આભુષણ બો પીતાં, કામ સરીખો કાય; નાવા બેઠો છે ચાતુરો, તે વાટે તે જાય. મલુકો નામ મારગ જતો, દેવ રૂપ છે દેવ; મોહ પામી તે માનની, નારીને પ્રગટયો નેહ. રીઝી રામા રૂધા વિશે, વાગ્યું વરેહનુ બાણ; મન વળગ્યું ત્યાં માનની, પરવશ પડયો પ્રાણ. વળગ્યું મન તેમાં જઈ, ધારણ ન રહ્યું ધીર; આકળ વિકળ આપે થઇ, જેમ મછ વછોડયું નીર. તે પાસે જાવા મન કરયું, તે વેળા તે દિશ; ચેતે ચતુરો ચિતમાં, તો છેદે બેનાં શીશ. કહે કંથને કામની, વળુ

તી જોખન વેશ; મેલી છે તારી ચોટલી, ઘણા ચિકણા કેશ. પડિ માંહી ઞઞી જુઓ, મેલુ સહ્ય શરીર; ઉને નીરે નહી ઉઘડે, લાવુ સીતોદક નીર. જરૂર જાંબુરી કુઈનું, નીર જઈ લાવેશ; અધિક પણે ઉજવળ થશે, કંથ કોડિલા કેશ. પાણી લાવુ એક પલકમાં, ક્ષણ ન લાગે વાર; પાગરણુ નાનું પેરીને, ભુવન બેઠા ભરતાર. બેડુ લેઇ ચાલી બારણે, નીસરી નારી નેટ; નરતો નાના કહી રહયો, ઠગ તો પોચી ઠેઠ. જળ લાવુ જુવતી કહે, બેઠા રહો નીજ કંથ; ઉઘાડે શીર સ્વામી રહયો, પોતે પરવરી પંથ. ભરતાર વસ્ત્ર ભીનાં સહિત, તરફે બેઠો તેહ; કેશ શુકવે છે કંથડો, ઉજવળ કરવા એહ. વનિતા વહિ ઉતાવળી, ઝાલ્યો જઈને જાર; પ્રણામ કરયો ત્યાં પ્રીતથી, તુ હઇડાનો હાર. તુ આત્મા છે અમ તણો, તુતો મારો જીવ; તન મન ધન તુ માહેરો, તુ દેવાધી દઈવ. જુવતી પ્રક્ષ જાળા તળે, હેતે જોડયા હાથ; રમો મુજ સાથે રાજવી, સંગ કરો મુજ સાથ. *કામાતુર કાયા વિશે, કામ વાસના પુર; ભરતારને આવી ભોળવી, ન્યાળી તુજમાં નુર. છપ્પા. કામાતુર ન જુવે કરમ, કામાતુર ધરમન ધારે; કામાતુરને શી શરમ, કામાતુર મરે કે મારે; ન ગણે કામાતુર ઠામ, શાસ્ત્રની વાત ન સુઝે; કામાતુર ન ભજે રામ, બુધિ એકે નવ બુજે; કોટિ અવગુણ કામાતુરે, ધરમ મારગ તે નવ ધસે; અપજસ જે અવનીં પરે, સદઈવ તે તેમાં વસે. કાં રંકને કાં રાય, કાં નરને કાં નારી; કામાતુર શીર કલંક, હોઠ હૈઠ હીમત હારી; પ્રથિવનું પામે પાપ, ક્ષઇરોગ રહે તેને દેહે; સ્વપ્ને ન જુવે સ્વરગ, તેં પરનારીને નેહે; લક્ષ વીંછીની વેદના, પડે તે નર જમ દંડમાં; શામળ કહે કોઇ રખે કરો પ્રિત પરનારી પીંડમાં. દોહરા—મલુકો કહેરે માનની, મધ્યાન સમય છે દિશ; કંથ ચતુરો ચેતશે, છેદશે બેનાં શીશ. દુરિજન દેખશે દોહિલા, માથે છે મધ્યાન; હવડાં કોઈક આવશે, જીવનું જોખમ જાણ. કામની કહેરે કાયરા, ફેલ કરે શા ફોક; જખ મારે છે ઘરધણી, જખ મારે છે લોક. બાર ગાઉ ઉજડ ગણ્યા, ન ગણી ભરતારની ભ્રાંત; વિષમ હતી એક વાવડી, આપ થયાં એકાંત. કુનો વા વાશે નહી, નારી કે ન લે નામ; તુજ સાસુ જેકો જુવે, ફેડુ તેનો ઠામ. વાડીમાંહે વાવ છે, તેમાં મોટો ખાટ; બે જણ બેઠાં તેહમાં, ન મળે તડકો ટાઢ. જોખ કરાવી જારને, ભાગી તેની ભુખ; કામ શાંત પ્રમાણીઆ, સઘળે પામ્યા સુખ. ચતુર સરખા ચાર લક્ષ, પ્રાજ્ય કર શત પાંચ; જારને કહે જા જોખમાં, ઉનીન આવે આંસ. માન્ય કહયુંરે માનની, કોપ્યા તુજને ઈશ; વાર લાગી તુજને ઘણી, ધણી છેદશે શીશ. સ્વામી મુજને શું કરે, તમે તમારે જાઓ; જુઓ ચરિત્તર માહરૂં, લખ્યું હશે તે થાશે. અરસપરસ આલોચતાં, ચોઘડીઆં વિત્યાં ચાર; નાહાવા બેઠો છે નાહલો, ભુપ સમો ભરતાર. ઘડી બે ચાર બેસી રહયો, વનાતાની જોઇ વાટ; સામા સેવક મોકલ્યા, રોકયા પાણીના ઘાટ. વન વાડી જોવરાવીયાં, જોવરાવ્યા વસમા ઠામ; સામા શે આવી નહી, ઘેલુ કીધુ ગામ. દસ વીશ ચાંળીશ જન, શેવક સરવ સમેત; શેઢા સીમ જોઇ વળ્યા, એવુ તેને હેત.

સોરઠા પરહરી પોતે પ્રીત રીસે થયો અતી રાતડો; રૂડી નહી એ રીત, જુવતી મુકુ કયમ જીવતી. લજ્યા કરશુ લોપ, દેખતાંવાંત દેવટ કરૂ; કાયામાં પ્રગટયો કોપ, રજપુતને રીસાણવો. બ્રમહત્યાદીક પાપ, શાપ એનો ગાણુ ગણુ; અતળીબળ હું આપ, છળ કરી મુજને છેતરયો.

દોહરા. પ્રતિજ્ઞા પતીએ કરી, દુખ આણી તે દિશ; લાખ કરોડ વીશે વસા, શામાનુ છેદુ શીસ. છળ કરીને છેતરયો, નીરનુ લીધુ નામ; કહો ભાઈ એ કયાં ગઇ, જોવરાવ્યુ બાધુ ગામ. જુવતીને મુકુ જીવતી, બ્રહ્મ હત્યાદીક પાપ; દેખતાંવાંત દમુ નહી, ઇસ્વર આણુ છે આપ. રામ દુહાઇ શિવ આગન્યા, અંબામાતની આણ; અરજ કરૂ નહી કોઇને, પરહરૂ એના પ્રાણ

મુજને જાણો બાળકો, મુજને જાણો રાંક; લાખ કરોડ વીશે વસા, વટો વહુવરનો વાંક. જો મુ
કુ એને જીવતી, દેખતાં એનો દેહ; કોટી બ્રહમ હત્યા હજો, તજયો આજથી નેહ. એમ પ્રતિ
જ્ઞા અતી ઘણી, કીધી દસને વીસ; પોથી ઉપાડી પાઠની, વચમાં આણ્યા ઇશ. વારયુ કોનુ ન
હી કરૂ, ન ગણુ એનુ પાપ; શિપારસ માનુ નહીં, ન ગણુ એનાં શાપ. જાંબુટે જળ ભરવા
ગઇ, પેઠી કોના ઘરમાંય; બેસારયો મુને બારણે, તરૂણી પોતી ત્યાંય. મુજને જાણ્યો વાણીઆ,
હીંગ મરીનુ હાટ, કપટ કરી ગઇ કામની, વહી ગઇ બીજી વાટ. મુજને જાણ્યો બ્રાહમણો, ભી
ખનો માગણ હાર; હું રઢીઆળો રાજવી. જસવંતો ગુઆર. પોપટ કહે સુણ પ્રેમદા, શેઠાણી
સામરથ; એ નારી કયમ ઉગરે, સરશે એનો અરથ. પાગ્યે કયમ લાગે પતી, સતી સો રીતે થા
ય, સાસુ સસરો કયમ નમે, ગુણ કયમ એના ગાય. ખમા ખમા સહુ કયમ કરે, કંથ રહે ક
રજોડ; સ્વામી કયમ શેવા કરે, માનનીનો રહે મોડ. વિજાર વિદયા હોય તો, અકલ ફેલાવો
આજ; કયમ રહે જુવતી જીવતી; કયમ રહે એની લાજ. કયમ વશ થાયે કંથડો, કરે પ્રતિજ્ઞા
ક્રોક; કયમ ગુણ ચાલે ગામમાં, વશ વરતે કયમ લોક. પ્રભાવતી કહે પોપટા, મુરખ મુંઢ અજા
ણ; એકે વાતે ન ઉગરે, પ્રેમદા ખોસે પ્રાણ. એ તે છાનુ કયમ રહે, કહો એ સમ શા ખાય;
માને એનો કંથડો, સંદેહ સહુના જાય. શુક કહે સાંભળ સુંદરી; વારૂ કહુ એ વાત; સારી પે
રે સીખવુ, રહો આજુની રાત. પ્રભાવતી કહે પોપટા, ઓલવી એની આંચ; એહ વાત જો
શિખવે, તે ના જઉ દીવસ પાંચ. વારૂ કહીં વનિતા રહી, ઉતારયા ચરણા ચોર; વાત શુણ્યા
નો ઓરતો, ધારણ ન રહે ધીર. જુવતીએ જાર વળાવીઓ. વધુ વીચારી વાત; વહી વાર લાગી
મુને, અતી થયો ઉતપાત. પલક એકનો વાયદો, પ્રોઢ ઘટિ થઇ પાંચ, કંથ કોપશે માહરો, દેશે
અધીકી આંચ. એમા ડાપણ શું કરૂ, એમાં સમ શા ખાઉ; ચાતુરી શી ચાળવું, કેમ મલપ
તી જાઉં. કુવા ઉપર એક પિપળી, હેઠળ તેની ડાળ; અથાગ પાણી છે તેહમા, પાછળ બાંધી
પાળ. રામા વળગી રાસડે, કામ્યનિ ઉતરી કુપ; કાંઠે વળગી કશ્ટે કરિ, મહા મનોહર કુપ.
છપા. દઇતા જાતે દાહી, વિચારી મન વિજારી; નવ આણી કોની બીક, નિરભય થઇ તે
નારી; કપટ ન જાણે કોય, પડી પડી સહુ પેખે; અરે અરે કહે એહ, દુનીઆ દુખ એનું દેખે
વાત ચાલી બધા વિશ્વમાં, ઉતાવળ કરતાં આખડી; ચતુરા ચતુર ચુહાણની, કલકં વરજીત કુ
પે પડી. બુમ પાડી બહુ બહાર, અધીક અન્યા એ આપે; રાણી રઢીઆળુ રૂપ, પડી
પાણીમાં પાપે; કોઇ મુછાળો મરદ, કુમથી કામની કહાડે; કંથ એનાને જાણ્ય, પલકમાંહે પહો
ચાડે: હાહાકાર સઘળે થયો, જુગ બાધામાં જાહરી; ચતુરાને ચેતાવીઓ, પડી તારૂણી તાહ
રી. સોરઠા. વનીતા ઉપર વેર, રાખતો તો જે રાજવી; તરત ઉતારયું ઝેર, પ્રીત વધી
પરસ્પરે. ધિક ધિક મુજ અવતાર, અવગુણ જાણ્યા એહના; નિરમળ મારી નાર, મહા હેત
મુજ ઉપરે. ધસમસ કરતો ધીર, વરણાગીઓને વાંકડો; શિથિળ થયું શરીર, થયો રાંકડો રા
જવી. દોહરા. જુવતી જળ ભરતી હતી, ચાર પાંચને સાત; દીઠી તેણે દામણી, વેગે
ચાલી વાત. બુમ પાડી ત્યાં બહુ જણે, લોક જાય છે ત્યાંય; ધસમસ કરતા ધાય છે, માંટી
પોતાનો માંય. ચતુરાં ચુહાણની ચીંતની, સતી સ્વરૂપા નામ; પડી બીચારી કુપમાં, થયું તે
માઠું કામ. કાઢે મારી કામની, કાઢે મારી નાર; કડાં કનકનાં આપીએ, આપુ એકાવળ હાર.
કુંડળ આપુ કાનનાં, આપુ મોતીનો હાર; ચાકર થઇ તેનો રહુ, નિશ્ચે તે નિરધાર. જાણા
તારા જળ તણા, પ્રોઢા ઉતારયા પાંચ; બેસારી કાઢી બારણે, નાવી હુની આંચ. પુછેછે પા
ડોશણો, પુછે સૈયર સાથ; કેમ પડયાતાં કુપમાં, કહો વિગતની વાત. નાવા બેઠો તો નાહલો,

સહયો લડકાને ટાઢ; હું તો જળ ભરવા ગઇ, જાણ્યું ધ્રુજે હાડ. એમ કહી ઉતાવળી, નર કાજે લાવુ નીર; આંટી આવી પગ તળે, પડી હું તેણી તીર. વેલે વળગી હું રહી, ભાગ્યા હેડા હાડ; જળથી જીવતી નીસરી, પરમેશ્વરનો પાડ. વળગાડી વીશેક જન, ખમા ખમા કહે લોક; કોપ્યોતો જે કંથડો, સમીઓ તેનો શોક. વારૂ દીધ વધામણા, ઉતારયા ઉતાર; બાંધી લીધી બહુ બાપડે, ભામ્યનીને ભરતાર. કરયા લાખોણા લાડવા, ગુંદ સુંઠ ને ઘૃત. હઇડેપાક હેતે કરયો, તાજા ચુરમા તર્ત. માથે જળ ઘાલ્યું માનની, પોખ્યા ભારે પ્રેમ; ગામ જમાડયું ગુણનિધી, ધારયો રૂડો ધર્મ. સાબાશ સાબાશ સલક્ષણી, કહયું વાર દસ વીસ; પાણ્યા જોડ્યા તેણે પ્રિતથી, તજુ રૂદેથી રીશ. સમ સહસ્ત્ર વાટે ગયા, ગઇ પ્રતિજ્ઞા પુર; કિંકર કીધો કંથડો, નાર વધારયું નુર. જ્યાં સુધી તે જીવયાં, અવગુણ નાણ્યો એક; ચાકરી કરી ચતુરા તણી, વિનતાનો વાધ્યો વિવેક. એમ વિજારી આવડે, તો જારીએ જાઓ; નહિતો ઘેર બેઠા રહો, ગોવિંદના ગુણ ગાઓ. બુધ નિધાન શુક બોહોતરી, શેઠાણી સંવાદ; શામળ કહે સંક્ષેપમાં, આણો મન ઉલાદ. રામક્રશણ ગોવિંદ કહો, ઠીક પોહોચાડે હેઠ; ઝાકળ નીર કે ઝાંઝુ્વાં, તેણે ન ભરીએ પેટ. ગુજર દેસ ગરૂવો ઘણો, અમદાવાદ અધિપત; કિંકર સહુ કવિતા તણો, છએ શાસ્ત્રની છત. મહિમા માતર પરગણે, સિંહુજ માંહે સુજાણ; કવિની કીરતી સાંભળી, વિવિધ પ્રકાર વિખાણ. વાસણવંસે અંશપત્ય, રખીયલ કેરો તન; ગ્રંથ કરાવ્યો ગુણનિધી, મહીપતી જેનુ મન. ઝવેર જસવંતા આગળે, કહે શામળ કવીરાજ; કુળ દીપક તુ કહાવીઓ લક્ષ કાટધા લાજ. શ્રીગઉડ માળવી વિપ્ર સુભ, વેગનપુરમાં વાસ; પિતા પુરસોતમ તણો, કહે કવી શામળ દાસ. ગાય સીખેને સાંભળે. કહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો,જયજય શ્રી રણછોડ

---

## વારતા ૧૫ મી

ચોપાઇ. શ્રી ગણપતિને નામુ સીસ, આરાધુ ઉમિયાપતિ ઈશ; શેવુ શ્રી મુખે સારદા, નિરમળ નામ જેવી નરમદા. ગુણ સારદા કેરા ગાઉ, પલક એકમાં પાવન થાઉ; માતા સરસ્વતિ સંકટ હરે, પંડીત સહુ પરણામજ કરે. પુન્ય પુરાણ પરમારથ પંથ, શુક બોતરી ગરૂવો ગ્રંથ; ઘણી શિક્ષાને ઝાજુ પુન્ય, એકે વાતે ન મળે નુન્ય.

છપા—ભાણ્યો એણે જે ગ્રંથ, પરનાર જેણે નવ પરખી; સાંભળયો જેણે ગ્રંથ, નિશ્ચબુધિ ન વ નિરખી; ભણ્યો ભણાવ્યો ગ્રંથ, અધરમ તેણે નવ દાખ્યો; સંભળાવ્યો જેણે ગ્રંથ, ચતુર અમરત રસ ચાખ્યો; શ્રવણ કરયો સતવાદિએ, કયાં નરને કયાં નારીયો; સામળ કહે સ્વપના વિશે, જુઠ કરી નહી જારીઓ. પરનારી સાથે પાપ, બાહુ સ્ત્રી હત્યા બેસે; અઠાવીસ નરકના કુંડ, પાપ કરનારો પેસે; એક પત્નિ શ્રીરામ, દિલ પોતાને દાખી; સતવંતી સિતા કામ્ય રીત ઘણી રૂડી રાખી; બુધિવંતા બાપડા, કામ જીત કોઇ નવ થયા; જન્મ મરણ જોખમ જરા, કરોડ અવતાર કવિએ કહયા. ચોપાઈ—શંકર નંદને પરણમુ, વારતા પંદરમી વરણવું; પંદરમે દિન પરભાવંતી, રૂપ અનુપમ રંભા રતી. નિશા સમે તે ચાલી નાર, સજ્યા શોળ શોભીત શણગાર; આવી પોપટ પાંજર તળે, માન્યની માન ઘણેથી મળે. અમ્રત દ્રરટે નિરખ્યાં નેણ, અમરત જેવાં બોલે વેણ; ગુણ રૂડા શેના ગાવછો, જુવતી કોણ ઠામે જાવછો. અંધારી રાતે એકલા કયમ, સાચુ ન કહોતો મારા સમ; શેઠાણી સિદ જાવો તમો, અધિક હેતથી પુછુ અમો. ત્યારે બોલ કહયો નારીએ, જરૂર પણે જાવુ જારીએ; શાબાસ શાબાસ વહેલાં આવજો, કલંક વરજીત કુશળ કહાવજો. શોભાગચંદસા કેરી નાર, અકલ કેલાવી અપરંપાર; તેણે વેદ

વિજારી કરી, સતિ નગર બંધામાં ઠરી. પતિ સરવે દિઠું દ્રસ્ટ, કાંઇ ન આવ્યું તેને કષ્ટ; પ્રણમ્યો તે નારીને પાગ્ય, એવી જુવતીએ બોળી જાગ્ય. શેઠાણી પગ ખેંચી રહી, શુક મલ્યે એક કહેણી કહી; શોભાગચંદશા તેતો કોણ, એ અચરજ સાંભળીયાં આણ. શી રીતે એ જારી રમી, કયમ તે ગુણવંતાને ગમી; તે સંદેહ ભાગો માહરો, તોતો પાડ માનુ તાહરો. શણગાર ઉતારી મુક્યા પરા, જો બોલ હોય સાંભળવા ખરા; ભિને વસ્ત્રે બેસો તમો, અકલ સોખવીએ ઘણી અમો. જો સાંભળ્યાની હોએ ગરજ, કરો કરજોડીને અરજ; વચન કામનિયે કોડે કહયુ, પોપટજીએ લક્ષણ લહયુ. કહેવા માંડી વારૂ વાત, પંદરમા દિવસની રાત; નાયક ગામ નદિને બેટ, શોભાગચંદશા શાણો શેઠ. કરે દલાલી સોદા તણી, લાજ પ્રતિષ્ટા તેની ઘણી; શોભાગ સુંદરી સોનું નામ, વખાણ કરેછે બાધુ ગામ. પરેમદા પાણી ભરવા ગઇ, ત્યાંતો વાત એક એવી થઇ; સોદાગર આવ્યો તો એક, તરતીવંત છે તેનો ટેક. કરમજ હિર કથીર લાવિયો સોદાવાડ થકી આવિયો; કરમચંદશા તેનુ નામ, આવી ઉતરયો એને ગામ. દલાલ સાથે તેને મિત, ભાઇબંધ તણી જે રીત; સોદો વેચે સોદો લે, આખો દહાડો એકઠા રહે. સુખ દુખ કેરી કહે વાત, જીવ એકને જુજવા જાત; એક એકને કહે વિતક પેર, રૂડુ ભુંડુ નિપનુજે ઘેર.

દોહરા—ઉતારે એકઠા મળે, પ્રીત રીતની પેર; કોઇ કોઇને દુભે નહી, મનના આણે મેર. એક દિવસ સરોવર વિશે, બેઠા સોદાગર માંય; પાણી ભરવાને મસે તરૂણી આવી ત્યાંય. અરસ પરસ રહી પ્રીતડી, મળીયાં નેણ નેણ; મટકો મુખ કેરો કરી, બોલી અમરત વેણ. ભલા પધારયા ગામમાં, ભલે દિઠું દરશન; ભલે આજ મળીયા તમો, થયાં પ્રભુ પરસન. વાયદો વિનતાએ કરયો, પુરૂષ મિતે પેર; છઠી પહરે આવજો, ઘણા હેતથી ઘેર. પુરવ જનમની પ્રીતડી, જુગદિશે મેળવ્યો જોગ; લાડ લડાવુ લક્ષધા, ભોગવો રૂડા ભોગ. રમી જમી તમો જજો, કરજો આનંદ અપાર; કહો એધાણ ઘર તમ તણાં, શામા તેને મન સાર. પોળને મોઢે પીપળો, ઉગમણી ત્યાં ઓળ; શાતમુ ઘરછે શેઠનું, પ્રતાપશાની પોળ. મેડી રંગેલી માહરી, તુળસી કયારો ત્યાંય, આંગણે મોટો ઉમરો, તરત આવોને ત્યાંય. પાસે બાંધી છે પરવડી, ખારા પાણીનો કુપ; ઊંચી છે એંધાણીઓ, એ એંધાણ અનુપ. દરવાજેથી ટાભી મગાં, વણીજ સહુના વાસ; પાસે દેહેરૂ પરીબ્રહમનુ, તેજ પુંજ પ્રકાશ. વાયદો કરી વિનતા વહી, થયા ખરા સદ્યાન; સોદાગરનુ મન થયુ, જોવા વિવિધ વિધાન. પુછયા પુછે પરવરયો, ઓળખ્યા છે એંધાન; ચંચળ થઇને ચાલીઓ જોવા ચતુરસુજાણ. પરખે નિરને નેહથી, હરખે હયડા માંહ; વરશે અમરત વિષુવિશે, તરતજ આવ્યો ત્યાંય. આસ્વાગત અવીકી કરી, ખાટ પાણીને પાન; ભલે પધારયા પ્રિયજન, સુભ કીધા સનમાન. સોદાગર બેઠા સજ થઇ, સાચવ્યાં સામાએ દ્વાર; એટલે અચાનક આવિયો, ભામનિનો ભરતાર. સેજે ઠોકી સાંકળી, કડકડ થયાં કમાડ; સોભાગચંદ કહે સુંદરી, ઉઘાડ ઉઘાડ ઉઘાડ. સોદાગર કહે શુ થશે, કયમ પલટાસે દિશ, કુડ કપટ કંથ જાણશે, સેજે છેદશે શીશ. રાખ્ય મુને કાંઇ કામની, છાનો છપનો દેઠ; પ્રાણ સ્થીર રહેતો નથી, પડયો ધરાશકો પેટ. જુવતી કહે જખ મારશે, રખે બીહો મનમાંય; કમાડ પછવાડે રાખીયો. તરૂણી ઉભી ત્યાંય. કમાડ ઉઘાડયાં કામની, ભુવન ગયો ભરતાર; કાઢી મુકયો કામની, એ જુવતીનો જાર. કોણે મરમ ન જાણીઓ, તે દિન વિત્યો ત્યાંય; બિજે દિન શું નિપન્યુ, માનની મંદિર માંય. બિજે દિને બે જણા, મળયા એકઠા એહ; શેઠ આગળ સોદાગરે, તરત કહ્યું છે તેહ. કાલે મળી એક કામની, ઊંચી અદભુત રૂપ; તે મુજને તેડી ગઈ, ભામની ભારે ભુપ. તેને કાને છે ટોટીઓ, સવાગજના શિર કેશ; કર કનકનો ચુડલો, જોબન બાળે વેશ. પીંપળા વાળી

ઓળમાં, તુળશી ક્યારો ત્યાંય; અઢી પહોરે એકલો પેઠો મંદિર માંય. એટલે આવ્યો તેનો ધણી, મુજને લાગી બિક; હીંમત દીધી હેતથી, શામાએ દિધી શિખ. કમાડ પછવાડે રાખીઓ, ઉઘાડ્યાં જઇ બાર; ઘરમાં ગયો તે ઘર ધણી, જોખમાં કાઢયો જોર. સમ દિધા છે સામટા, બ્રહ્મહત્યાદિક પાપ; જરૂર આજ જાવુ તીહાં, અઢી પહોરે આપ. વિસ્તારી વાતો કરી, પી છયો સઘળો પાર; એતો મંદીર માહરૂ, નિશ્ચય મારી નાર. છેતરાય નહી છેલડો, રાહ્યો જે હુ દલાલ; અઢી પ્રહરે જોઉ પારખુ. માનની કેરો માલ. કોઈ કોઇને નવ ઓળખે, કોઈનુ ન સે નામ; આજ જોઉ હું એહને, કરેછે શાં શાં કામ. શાબાસ મિત્ર માહરા, જરૂર પણે ત્યાં જાવ; રખે એમાં અજર કરો, લ્યો લાખિણો લાવ. દલાલે દિલમાં લહ્યુ, આજનો જોવો તાક; લુટા વું લક્ષિમ એહની, નારીનુ વાઢુ નાક. કથીર કરમજને કસ્તુરી, માણિ છે ... ; ચોર ઠર હુ ચતુરને, ધન સહુ મેલુ ધુળ. અઢી પ્રહરે એકલો, સોદાગર શીવન; પેઠો ઘરમાં ... તુથી, લાગી લહેર લગન. આસન બેસન અતિ ઘણાં, ખાન પાન સનમાન; એટલે આવ્યો ઘરધણી, કરતુત સુણતાં કાન. ઉઘાડ ઉઘાડ ઉતાવળી, ઘણુ જરૂરી કામ; ઘરાક ખોટી થાય છે, લાભ જડે દશ દામ. સોદાગર નથી જાણતા, એતો મારો મિત્ર; દલાલના મન ખરખરો, જોવુ સ્ત્રિનુ ચરિત્ર. સોદાગર કહે શું થશે, જશે આપણા પરાણ; આજ નથી જોવ્યા તણી, વિપરીત બોલ્યો વાણ, મુજથી રહેવાતુ નથી, જાય છે મારો જીવ; પેસાબ થયો પાગરણ વિશે. રૂઠયો નિસ્ચે દઈવ. ધણી જખ મારે ઘર ધણી, મનની ચીંતા મેલ; લાટલરાવુ લક્ષવસા, કરો રંગની રેલ. વનીતાએ વિંટયો વાટમાં, ઉભો કરયો ત્યાં અધ; ઉતાવળાં બાર ઉઘાડીયાં, સ્વામી આવ્યો સધ. કમાડ પછવાડે કંથરો, ચતુર જુવે ચોપાસ; કાંઇ કપટ દીઠુ નહિ, વેદ પોતાને વાસ. માંટીતો મેડે ચઢયો, ચતુર વિચારી ચંત; જાર વળાવ્યો જુવતીએ, પરવરીયો તે પંથ. બીજે દિવસે બે જણે, કરી વિગતની વાત; કાલ કામનીને કંથડે, અધિક કરયો ઉતપાત. સોદાગર નથી સમજતો, દલાલ ધણીનો ધર; પરેમદા નથી પીછતી, વાત કરેછે વર. વીંટયો મુજને વસ્ત્રથી, વાડ્ય તણો જ્યાં વાસ; જાણે નહી તે જુગતથી, ફોકટ કારી કાશ. વળી આજ છે વાયદો ખાધા કપરા સમ; ગળે હાથ વાહ્યા ઘણા, કહોની કરીએ કયમ. મરદ દિસે છે માનની, બો બો દીસે ભરતાર; આજ ઘડી વહેલા જશું, એહ કરયો નિરધાર. હા ભાઈ આજ પધારજો, કરી આવી શુભ કામ; વાત કહેજો વિસ્તારીને, મુજ આગળ આ ઠામ. કંથતો મનમાં કરકળે, એતો મારે ઘેર; આજ પકડુ બે એકઠાં, પછે કરૂ હુ પેર. સોદાગરતો સંચરયો, વાયદો વાજ્યો વસ્ત; એટલે સ્વામી શામા તણો, તે વેળા આવ્યો તરત. સેજે ઠોકી સાંકળી, ઉઘાડો નિજ નાર; કામની કામછે માહરે, બેશી કયમ રહુ બાર. ઉઘાડ નાર ઉતાવળી, દેહમાં પ્રગટયું દુખ; કાલ વાળુ કરયું નથી, ભારે લાગી છે ભુખ. થર થર તેતો ધ્રુજીઓ, મુને રાખ્ય આ દિશ; કોઈક વેળા તાહરો, સ્વામી છેદશે શીશ. રખે બીતા તમે રાજવી, ધ્રુજાવો માં દેહ; રાખુ મુજ રૂઠયા વિશે, જખ મારેછે એહ. કુંડુ એક કચરા તણું, જળ ભરવાનું જોય; તે તો ઉંધુ પાડીયું, કત ન જાણે કોય. ઘાલ્યો નર તેને તળે, જઇ ઉઘાડયાં બાર; ઘરમાં તેડયો ઘર ધણી, નિશંકપણેથી નાર. કમાડ પછવાડે કંથડે, જોયું ત્યાં જરૂર; બળતું જોયું વસ્ત્રમાં, પ્રિત ઘણીથી પુર. મંદીરમાં જોયું માંટીએ, નીમેશ ન દીઠુ નરત્ય; ખાવા બેસારયો બાંતથી, કરયાં કામની કત્ય. સ્વામી પાછો ચઉટે ગયો, મન વિચારી વાત; તે કોણે જાણ્યું નહી, ખરીક બોલી ખ્યાત. ત્રિજે દિવશે તેતો મળ્યા, વિગત તણી કહી વાત; કામની રાખ્યો કુંડા તળે, ભલી ભજાવી ભાત. વળી આજ છે વાયદો, જાશુ ત્યાંહ જરૂર; ખબર કહેવી તમને ખરી, રવી ઉગ

મતે સુર. ચોથે દિવશે ચતુર નર, ગયો વિનતાને વાસ; સનમાન કરયાં ત્યાં સુંદરી, પ્રિતે બેસાર્યો પાસ. ખાધ્યો પીધ્યો ખુબી કરો, રહ્યો ઘડી ચારેક પાંચ; જબ મારે ઘરનો ધણી, ઉની ન આવે આંચ. ભ્રાંત ભરતારના મન તણી, બોલાયે નહીં આગ; જુવે ઘણુ જંખે ઘણુ, જડે નહીં કાંઇ જાગ. એટલે શેઠજ આવીયો, ઉઘાડો ઘરની નાર; ક્ષણુ ક્ષણુ ખોટી થાઉ છુ, બેશી રહુ કેમ બાર. અગોચર રાખ્ય કહીં ઓરડે, ધણી રૂપી છે ધાડ; જીવ જરૂરી જાયછે, શામા તુ સંતાડ. નગારૂ એક નિશાનનું, ત્રંબાળુ તરતીબ; મઢવા કારણ મુકીયું ચર્મ વીટાંને ચોબ. તેમાં ઘાલ્યો તેહને, ઉપર મુક્યું ચર્મ; શોધીને સ્વામી ગયો, ફુટો પોતાનું કર્મ. જોયુ બારણે વળમાં, જોયું કુંડા હેઠ; શરમ રાખી સદાશીવે, નથી ઘરમાં કોઇ નેટ. ઘડી બે ચારેક ત્યાં રહયા, કાઢી મદયો બાર; બીજે દીન શું ઉપન્યુ, કહો તે વાત વિચાર. દલાલ સોદાગર એકઠા, વહાણે પુછો વાત; કાલ ગયાતા ગામમાં, થાતોતો ઉતપાત. બેસારયો મુજને બારણે, પ્રણામ કરોને પેર; તે વેળા તેની ઘડી, ઘરધણી આવ્યો ઘેર. હું તો લાગ્યો કાંપવા, તરૂણીની હીમત ત્યાંય; નગારા નીચે રાખીયો, સ્વાની ખોળે ઠયાંય. ઘરધણી તો ઘરમાં ગયો, જમવા બેઠા જોડ; કાઢી મુકયો કામની, કંથ જુવે કયાં કેડ. કપરા સમ ખાધા કામની, બ્રહ્મહત્યાદિક પાપ; જરૂર જાવુ છે માહરે, એકલા આપો આપ. પાંચમે દિવશે પરવરયો, બેઠો જઇ એકાંત; એટલે આવ્યો ઘરધણી, ખરી જોવાને ખાંત. કહે સોદાગર કામની, છાનો મુજને રાખ; સુણશે તો તે મારશે, શિવજી કેરી સાખ. ગોદડાં માંહે ઘાલિયો, ઉપર બેઠો કંથ; અરૂપરૂ બોળી મુવો, પરવરીયો તે પંથ. વળી વહાણુમાં વાયદો, ગયા સરોવર બેટ; એટલે મિત્ર ત્યાં આવીયો, દલાલ સોદાગર શેઠ. કાલ ઘાલ્યાતા ગોદડે, આજ જોવુછે ત્યાંય; ગયા કેડે જે નિપજે, કહીશુ વહાણાં માંય. શેઠ બોચારો શું લહે, એનું ઘર એની નાર; પોતે પોતાના શિષ્યનો, સઘ કરે સંસ્કાર. છઠે દિવશે છેલડો, ગયો વાણીજને વાસ; મંદીર અટકાવ્યું માનની, પ્રીતે બેસારયો પાસ. ગુહય ગુહય ગોષ્ટી કરે, અરસપરસ અપાર; અચાનક આવ્યો આંગણે, ભામનીનો ભરતાર. જાર તે સ્ત્રીને બોલીયો, શામા તુ સંતાડ; ત્યાર પછી તુ તારૂણી, કોડે દ્વાર ઉઘાડ. ઘંટી એક ઘોજારમાં, એને બેસારયો ત્યાંય; ઓઢાણું આપ્યું ઓઢવા, માહાલો મંદીર માંય. દયણું તો દળવું પરયું, કિરતાર તણો એ કોપ; જાગુત તો જોખમ કરત, લજ્યા થાતી લોપ. અરૂ પરૂ તે તો જુવે, ચતુર તે ચુકયો ચોટ; એને મન વિચારીયું, દળે છે લુંટી લોટ. શામળભટ શિક્ષા કહે, સુણજો સહુ સંસાર, પરનારીની પ્રીતથી, અવગુણ લક્ષ હજાર. લક્ષ વીંછીની વેદના, ખરો એ છે ક્ષઇ રોગ; પરનારી શું પ્રીતડી, તેના કરમના ભોગ. એમ કઉતક કોટિધા, ઠીક કરયા બહુ ઠાઠ; છાનો રાખ્યો છળ કરી, દિવસથયા એમ આઠ. એક દિન રાખ્યો કોઠીએ, બીજે ટાંકામાં તરત; ખરી પડ્જે ખાડમાં, તોતો પામત મરત મરત. ૧૧૭ વિતિ હકીકત જેટલિ, કહિ દલાલને વાત; હવે પરદેશે ચાલશું, સારો છે સંઘાત. ૧૧૮ તમે ચાલોને ચતુર નર, આપણે પુરણ મિત; જમવા પધારો જોખમાં, રૂડિ એતો રીત ૧૧૯ ચોપાઇ. સોબ્પેક કપરા ખાધા સમ, કોહો જમવા નત્ર આવો કયમ; તમો સહુકાર મોટા માહરા, અમોછુ વાણોતર તાહરા ૧૨૦ કરમ લખ્યુ તેવી રીધ રળ્યા, માસ બે માસના રોટલા મળયા; અતીશે દેખાડયું હેત, સોપ્યું તન મન ધન સમેત. ૧૨૧ દોહરા. સોદાગર સમજે નહી, એની નારશુ નેહ; ગતી જુવો ગોવીંદનિ, શું નીપજશે એહ. નારિ પણ નથિ જાણતી, માંટીનો છે મીત્ત; એ સરવે મલશે એકઠાં, ચતુરા કરે ચરિત. નારીને કહે નાહલો, સાંભળ નાર સુજાણ; મીત્ર એક છે માહરો, પરૂણો પ્રીત પ્રમાણ. સોદાગર છે શાપતી, શ્રીવંતમાં સિરદાર;

લક્ષપતિ છે લક્ષ વસા, ભુપ સમોવડ ભાર. કરો ચતુરા ચાકરી, પિતીનો પરવેશ; આજ કાલતો અ
હી રહે, પરમદાહે પરદેશ. પાક કરો શુભ પેરથી, પેર પેર પકવાન; સુંદર શાક શિરોમણી, ત
રતીખ ઘણેરા તાન. જમવા તેડયો જોખમા, આવ્યો ગુણવંતો ઘેર; એક એકને ઓળખ્યા, પછે
શી પરઠી પેર. સોદાગર સરમાઇયો, એતો મારો મિત્ર; રખે હોય એ જાણતો, જે મેં કરયાં
ચરીત્ર. ચીતમાં ચેતી ચીંતની, એ માટીનો મિત્ર; રખે કળયો હોય કંથરો, ચોર વિદયા ચરી
ત્ર. જમાડયો જુગતે કરી, પ્રીતે આપ્યાં પાન; આપ આપણ મન સમજ્યાં, કોને ન કહે કા
ન. આજ્ઞા માગી સંચરયો, સોદાગર નિજ ઘેર; પછી પેલી પેમદા તણી; પરઠાણી શી પેર. અ
રે દઇવ એ શું થયું, અતી હુવો ઉતપાત; દલાલ સરવે સમજ્યો, વિનતા કે વંઠી વાત.
છપા. આઠ દિવશ ઉતપાત, દલાલ દાહયાએ દીઠો; ઉઠયો એર વરસાદ, વિ[illegible]પ લાગે
મોઠો; જવાપ દેવાની જાગ, સવપનામાં નવ સુજે; દસે દિશાની આગ, વિના બુદ્ધિ કયમ બુ
જે; દીઠું અણદીઠું કયમ થશે, લાખ કરોડ વિશે વસા; પોપટ કહે પ્રભાવતી, એ દઇતાની શી
દશા. દોહરા. શુક કહે સુણ સુંદરી, સાંભળ ચતુર સુજાણ; કયમ વિજનરી નીપજે,
પંચ કરે પરમાણ. સ્ત્રી કેમ થાયે સાધવી, પતી કેમ પ્રણમે પાગ; જાણો તો મુજને કહો, જડે
તમને જો જાગ. માનની કહે સુણ મુરખા, પંખી જાત પવિત્ર; એ ઉપર ચાલે નહીં, ચતુરા
તણું ચરિત્ર. આઠે દિવશે અવનવો, રાખ્યો ઠામો ઠામ; જુગતે જોવાને ગયો, તે સ્ત્રી કેરો
સ્વામ. મોઢે માન્યું મુરખે, કહયો સરવે વિવેક; તે આગળ કેમ ચાલશે, નારી કેરા નેક.
એક દિવશ એક વાંકનો, દરાવી ન શકે દાઠ; એણે તો વાળ્યો એટલો, અન્યા કરયો દીન
આઠ. પોપટ કહે સુણ પરેમદા, કહુ વિજનરી વાત; સારી પેરે શીખવું, રહો આજુની રા
ત. શિખવ પોપટ પ્રીતથી, સતી થવાને સાચ; પાગ પડાવ્યો પેઉને, ન આવી ઉનો આં
ચ. ચોપાઇ. સોદાગર તે ભોજન કરી, લવીંગ સોપારી મુખમા ધરી; આજ્ઞા મા
ગી તે સંચરયો, પતી વોળાવવાને પરવરયો. તે તો નારી સમજી સરવ, ધણીક મુકયો અ
નથી ગરવ; હીંમત મુકી ખંખેરયા હાથ, ચતુરાઇ નહી ચાલે તે સાથ. ખરો દેખાડુ એને ખ્યા
લ, નહી માને રાહયો દલાલ; મુને કપટ કરયું માંટીયે, અતીસે લોધી છે આંટીએ. હમ
ણા આવે વોળાવી ધણી, રીસ મુજ ઉપર કરશે ઘણી; એણે સરવે દીઠુ સાચ, નાક કાપશે
અંગુલ પાંચ. તેહ પેહેલી વિજનરી કરૂં, હેવી હીંમત હઇડે ધરૂં; પાણી પેહેલી બાંધુ પાગ, એ
લગુ દાવાનળની આગ. અધરમ મારામાં બાકી નથી, કરોડ અવગુણ મારા છે કથી; ઘરી
રાત ત્યાં ગઇ જાહરે, તરુણી વેશ ધરયો તાહરે. છપા. મોર પીંછ મુગટ વાળ્યો વ
જર કછોટો; મદીરા પાનનો કળસ, માણયો કર મદયે મોટો; શકતી શામ શરીર, ભુત ભયાન
ક ભારી, કરત્રિમ કારમો કોપ, વિચિત્ર વિરામ તે નારી, કાળની કાળ જમ જાળીએ, પ્રલય સ
રીખી પારખી; ઉઘાડુ ખડગ કરમાં ધરયું, શામા શતરુ સારખી. વીપરીત કીધો વેશ, કેશ નિગળ
તા મેહેલ્યા; વ્યાઘર ચરમ પ્રવેશ, રૂધીર કીધા રેલા, વદન કીધું વિકરાળ, ભયાનક કોટે બાં
ધ્યું; કરમાં ધરયું કપાળ, એધાન શકતીનું સાધ્યું; દેખંતાં દુખ પામીએ, પેહેરો ભયાનક બા
ળીકા; ખાઉ ખાઉ હું ખેચરી, કાળ રૂપી થઇ કાળીકા. ચોપાઇ. વજર કછોટો વાળી લી
ધ, શકતી રૂપ કો સાચો સીધ; બહુ બીહામણા કરડે દંત, કે દ્રષ્ટીથી આણે અંત. સીંદુર
વીસુતીને રુદ્રાક્ષ, મોર પીંછ મુગટની સાખ્ય; મસ્તક ઘસટી બહુ વિધ બળે, કૃતાંત રૂપ તે દો
ભુજ ઝળે. બીજા હાથમાં ધરયું ત્રીશુલ, દુશમનનાં જે કાઢે મુળ; ખાઉ ખાઉ કરતી ખેચરી,
પતી સામી પોતે પરવરી. ભ્રમર આપ ચઢાવ્યાં શીશ, રૂદે માંહ રાખી બહુ રીસકુ જગત બા

ધ્રુતો જાગતે જોય, કરત્રોમ રૂપ કળે નહીં કોય. મહા સુરા દેખંતા ખીહે, રૂધીર પાનને અદિશ પીએ, પ્રલય કાળ અગ્નિ પારશો, ગરીબ વણીકનો શો આશરો. એક કુકમાં ફાટી જાય, આંખ્યો ગળે કે આમોશ ખાય; અગ્નિ ભડકા કાટે ઘણા, તોલ જણાય નહીં તરૂણી તણાં. મારગ સાં કડે મળીઓ ધણી, જવાળા રૂપ મળી જોગણી; કાઢી ખાંડુ ધાઇ ધસમસી, નાંખી ચીશ ધણી પર ધશી. જડી નહી તે નર જાગ, પ્રદક્ષણા દેઇ પ્રણમ્યો પાગ; અરે માત હું તારો રાંક, ક્ષમા કરોજી મારો વાંક. થર થર ધ્રુજ્યો તેહ દલાલ, અલ્પાયુ તે ફુટયો કાળ; રાખ્ય રાખ્ય શક્તી તુ શરણ, એમ કહીને વળગ્યો ચરણ. જે તુ માતા કહે તે કરૂં, તન મન ધન તુજ આગળ ધરૂં; રહુ ગરીબ તારો વાણીયો, ઉગાર માત મારો પ્રાણીયો. કહો તો ઘર મહારૂં તજુ, ભાવ નીત ભવાની ભજુ; કહોતો મુકુ ઘરને બાર, કહોતો મુકુ પરણી નાર. કહો તો મુકુ સરવે ધન, મનાવુ માતા તારૂ મન; ત્યારે કાળી પરશન થઇ, બોલ્યાં વચન ક્ષાણ્યું એક રહી. જાજ જીવતો મુકુ તને, તેં વચને સંતોખી મુને; અમ્રત વચન કહયું મુજ સાથ, હેતે ધરી શિર મુકયો હાથ. સોરઠા. જંવાળા મુખી નીજ નામ, રીઝુતો રાજી કરૂ; કરૂ મન ચીંતવ્યાં કામ, ખડગ તળે કાઢુ ખીજતાં. પરેમદા તારીનું પુન્ય, જા મુકુછું જીવતો; નિમેશ માત્ર નહી નુન્ય, પ્રાણ લેત એક પલકમાં. ઘરણી સતવાદી ઘેર, ત્રેવેક્ષે તાજી તાહરી; પ્રાણ ઉગારયો પેર, કામનીના પુન્યે કરી. પરેમદાનો પરતાપ, આજ આ ઘડીએ ઉગરયો; પુર ણ મળ્યાંતાં પાપ, ભક્ષ કરત તુને ભાવથી. ચોપાઇ. હું કહુ તેમ કરજે એક કામ, જા હવડાં તુ તારે ઠામ; તહારી નારે કીધુ પુન્ય, નિમેશ માત્રન રાખી નુન્ય. એક દીવસ સો દાગર જેહ, તું વોળાવી આવ્યો તેહ; તે ઉભોતો સરોવર તીર, તારી નાર ભરતીતી નીર. તે સોદાગરે દીઠી દ્રષ્ટ, કામની દેખી પામ્યો કષ્ટ; તેને વાગ્યું મોહનું બાણ, પરવશ પડીઆ તેના પ્રાણ. તેને મન પ્રતિજ્ઞા કરી, હીંમત એવી મનમાં ધરી; પરનારીશું કેમ બોલાય. મન નો પરદો કેમ ખોલાય. તે મંદિર મારે આવીયો, કરમાં ખડગ પોતે લાવીયો; તજવા માં ડ્યા તેણે પ્રાણ, તે મુજને થયુ ત્યાં જાણ. હાં હાં કહીને ઝાલ્યો હાથ, હું બોલી સોદાગર સાથ; પ્રીત ધરી તે પ્રણમ્યો પાગ, ત્યારે મેં કહયુ જે માગ્ય. ત્યારે એણે માગ્યું એમ, તારી પરેમદા ઉપર પરેમ; એ નારીનો સંગમ થાય, તો તો જીવ ધરૂં આ કાય. દેવી કહે તેં દિધું દાન, માન્યનો તુજને દેશો માન; જાવતી વહાલી છે જેહને, સંતોખીશ હુંતો તેહને. વચન મા રૂં મિથ્યા જાય, ત્રણલોક તો પ્રલે થાય; તારી નારી સુતીતી જ્યાંહ, કહયું સ્વપ્નામાં પ્રગટી ત્યાંહ. સોદાગર સાથે એક વાર, જાવતી જઇને કરતુ જાર; નકાર નારીએ કીધો સરવ, ઘણો કે મનમાં આણ્યો ગરવ. માતા દુખ લાગો કે સુખ, પર પુરૂષ નહી નરખુ મુખ; અકુળ બો લ જરી આપના, બોલીસ નહી પરીઆ બાપના. ના કહી એણે વાર દસ વીસ, ત્યારે મુને ચઢી બહુ રીસ; મેં કહયું હું તુજને ખાઉ, આવી તે નિરમુખ નહીં જાઉ. મારૂ તુજ પોતા ને માત, મારૂ તારા સરવે ભ્રાત; તોએ નકાર કરી એ ગઇ, ત્યારે મુજને રીસજ થઇ. તો તે ણીએ હા નવ કહી, સતિ શિરોમણ એતો સહી; પર પુરૂષ સામુ નહી જોઉ, પ્રતિવ્રતા સોદ મારૂ ખોઉ. ત્યારે મે કિધો ઉચ્ચાર, ભક્ષ કરૂ તારો ભરનાર; અંત્રીક્ષ હું એનો દેઇ જાઉ, શેકી માંસે પ્યારીનો ખાઉ. મિથ્યા બોલ જાએ માહરો, સ્વામી કંથમ જીવે તાહરો; એહ વા ત એને નવ ગમી, વળતી તેતો નારી નમી. ભરતાર મારો જીવે જેમ, કૃપા કરીને કહોને તે મ; સોદાગરને તેડી ઘેર, પુરણ પ્રીત રમાડો પેર. તો જીવે તારો ભરતાર, જાણું હું હૃદયા નો હાર; બીજે દીન સોદાગર જાંહ, તરૂણી તારી આવી તાંહ. તે સંઘાતે કીધી પ્રીત, એવી

રાજઞીયાંની રીત તે સંઘાતે મેળ્યો ઠાઠ, સોદાગર તેડયો દીન આઠ. તેતો તારો પુરણ મીત્ર, અવુરાં તણાં કહયાં ચરીત્ર; તેણે વાત માંડી કહી તુને, તે સરવે સમજાણુ છે મુને. આજ તે પરદેશે ગયો, તેનો મનોરથ પુરણ થયો; તારી ખિનુ રહયું સત, પુરણ તારી રાખી પત. વચન પાળીયુને રહી છે શરમ, રાખ્યો ઇશ્વરે સહુનો ધરમ; ઘણી લક્ષમી આપુ ઘરસુત્ર, આપુ તુને પરતાપીક પુત્ર. આપુ તુને આવરદા ઘણી, તોલ તરતોખ જે મહીમા તણો; કાળીકાએ તજીઓ કોપ, આધ શક્ત થયાં ત્યાં લોપ. નખરૂ કીધુ તે નારીએ, સોધ ઘેર ગઇ થઇ ખારીએ; નાહી ધોઇ કાયા શુધ કરી, પેઠી રસોઇમાં સુંદરી. પાછળથી આવ્યો ભરતાર, મળ્યાં એ કહાં નેરને નાર; એ સોદાગર મારો મીત્ર, પુન્યવંતને પરમ પવિત્ર. દોહરા. નારી કહેરે નાવલા, તુ હયડાનો હાર; આયુરા મુજ આવી રહયું, છેલો કરૂ જુહાર. વીસ હજાર વાંક માહરા, મેં કરયું છે કુડૂ કામ; દેદાર મારયો દાખો નહી, રામ રામ શ્રી રામ. કટાર ગ્રહયો તે કામ્યનીં, પોખવો માંડયો પેટ; કર ઝાલ્યો તે કંથડે, હાં હાં કહી સ્થીર ઠેઠ. શો વાકને શો ગુનો, એવડો શો અધરમ; સાચુ બોલ સલક્ષણી, તજી મનમાંથી શરમ.

છપા. કહયું સ્વપ્નામાં સત્ય, રમ સોદાગર સાથે; નથી કરયો અધરમ, હેત હજારાં હાથે; નાના કહી દસ વાર, કાળિકા મુજને કોપી; મારૂ તારા માબાપ, લાજ એણે તો લોપી; મારો તો મારો સુખે, મહારૂ મન ખાંતે ખરૂં; પ્રથ્વી જો પલે થશે, એ અધરમ નહી આચરૂ. ભક્ષ કરૂ ભરતાર; આજ તરૂણી હૂં તારો; માને નહી મુજ વચન, બોલ જાએ જો મારો; સાસરીઆં તારા સરવ, જીવતા એક ન મુકુ. પ્રતિજ્ઞા લક્ષ કોડ, ચીતથી હું નહી ચુકુ; પાય લાગી હું પ્રીતથી, ખરો હુકમ તુજ ખેટશું; લક્ષ કરોડ વિસે વસા, તે નરને ત્યાં તેડશું.

દોહરા. કામની કહેરે કંથડા, ક્ષમા કરો મુજ વાંક; હું અપરાધી તાહરી, અધીકી આડે આંક. અણુધટતુ મે આચરયું, નેક રહી નહી ગુન; સત રાખ્યું ઓ ઇશ્વરે, પીઉજી તારૂ પુન. પ્રસન થયો પતિ તેહનો, કહું તુજને સાબાશ; સત કહયું તે સુંદરી, હેતે કીધુ આશ. મા બાપ વાહાલાં નવ કરયાં, ન કરયા વાહાલા ભાત; વાહાલી કાયા નવ કરી, વખાણ કરૂં શી વાત. કદાચ તમો તેડત નહી, તો વિપરીત વાતો થાત; કોપત મુજને કાળિકા, ખાંત ધરીને ખાત. મુજ આગળ માનત નહી, જાણત તુજને લંડ; જારો જાણત તાહરી, દેતો તુજને દંડ. પોપટ કહે સુણ પરેમદા, અંતર આણી પ્રીત; જાઓ સુખે જારી કરો, આવડે એવી રીત. દિવશ પંદર પુરણ થયા, હરખી નારી હેત; શુકને સોંપ્યો આતમા, તન મન ધન સમેત. શુણ રખોયલ સુત રાજવી, સિંહજપતિ સીરદાર; ઝવેર જસવંતા આગળે, શામળ ભટ કહે સાર. ગુજર દેશમાં ગુણ ઘણો, વેગનપુરમાં વાસ; પિતા પુરસોતમ તણો, કહે કવીશામળદાસ શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ; શામળ કહે સહુ બોલજો, જય જય શ્રી રણછોડ.

——:०:——

## વારતા ૧૬ મી.

ચોપાઇ—ગરૂવા ગણપતિના પુજુ પાય, સાર કરે સંભુ સુતરાય; દુખ ભંજન દુંદાળો દેવ; સુર સનકાદિક કેરી શેવ. સેત્રીત સીંદરના શણગાર. ઉતમ મોદક તણા આહાર. સુભ બુધી દેયણ સરવદા, નિરમળ નામ જપુ નરમદા, દંડ કમંડળ કર ધારણી; કોટી કલ્યાણ તણી કારણી; ધ્યાન ધરૂ તારૂ શારદા, કષ્ટ પડે નહી મુજને કદા. છપા. હનુમંત મહા બળવંત, સીતાની વારે ધાયો; અતળીબળ અનંત, રામ રસ ગરૂવો ગાયો. ઇંદ્રજીત કુંભકરણ, તે આચાણ વાત ઓળ્યો; બોતેર કોટી બળવંત, રાવણને સાથે રોળ્યો. કનક લંક કરી કોયલા, એ

શોકવાડી ભાંગી કરી; રામ લક્ષ્મણ જસ જીતીયો, સીતા લેઇ આવ્યો ફરી. ચાર કંઉેશ્વર મુન્ય, શિ
રંજીવી કુળ કહાવ્યો; બ્રહ્મા ભણીયા વેદ, વાણી રસ ભવને ભાવ્યો. વ્યાસ સરખા વીસ ક્રોડ, પુરાણ
અષ્ટાદશ કીધાં; સુકદેવ સરીખા સિધ, દાન અભયપદ દીધાં. ભણતર ગણતર મંત્ર જંત્ર, તં
ત્ર માક્રમ મહામતિ; શામળ કહે સેવું સારદા, અષ્ટી કરતા જે સરસ્વતી. રામ નામ તે તત્વ,
પાણી જે પળમાં તરીયા; રામ સુખનું સત્વ, રંકને રાજા કરીયા. રામ નામ પ્રતાપ, અહલ્યા
જેણે તારી; કાળ તણો એ કાળ, વ્યાળને નાંખ્યો મારી. ફરસુરામ રૂપે કરયા, નક્ષત્રી પૃથ્વી ક
રી; એક બાણે હણી તાડકા, તત્વ થઇ તેતો તરી. ચોપાઇ. કહુ શુક બોહોતેરીની
કથા, જોગ વાત બોલાવો જથા; કવી શામળ કહે તારે શરણ, વાયુ વશ જે રીતે તરણ. શુ
ભ દીવસ થયા છે સોળ, કામા ચાલી કરી કલોલ; સજ્યા સોળ શોભીત શણગાર કંઠે મુક્તા
ફળના હાર. ચુવાચંદનને બેક બરાશ, લીલા લક્ષણ લીલ વિલાસ; જર જુવાનીનું છે જોર, સ્રી
રાખે છે અધિકો તોર. મહા મદગળ કરિણી હોય જેમ, તરૂણી તો ચાલે છે તેમ; કામનીનુ કા
રણ કોણ કળે, આવી પોપટ પાંજર તળે. પોપટ બેઠો પ્રીતે પાસ, શેઠાણી તમને શાબાસ;
આજ ભલી ભજાવી ભાત, રામા સીદ જાશોજી રાત. સાચી વાત કહી નારીએ, જુવતી કહે
જઇએ જારીએ; ભારે તમે ભણાવ્યા ભેદ, વરણન કરી દેખાડયા વેદ. ગુણ બાધા તેના હું
ગણી, ભલી વાત માહાભારત ભણી; ન રહી એકે વિદ્યા નુન્ય, પુરણ પોપટ તારૂ પુન્ય; ભલે
જુવતિજી જાઓ જરૂર, આવો આપ ઉગમતે સુર; રમો જમોને ખેલો ખાંત, ભોગ કરો નવી
ધરશો ભ્રાંત. કદાચ સંકટ પુરણ પડે, રખે કલંક તમ મસ્તક ચઢે; લાખેણી લાજ વધારો ઘે
ર, રખે પીવુ પડે ત્યાં ઝેર. રખે ખોઇ આવો શણગાર, ન જાણે ભુપ તથા ભરતાર; રખે હ
જત નારી તુજ જાય, રખે દામ દંડે કોઇ રાય. રખે જાણતી નિરમળ નાત, રખે વગોવો જુ
વતિ જાત; બાળા બારડની નારીએ, જીત્યો જશ પોતે જારીએ. તેમ કરજો જેમ રહે વેહેવાર,
એ વિદ્યા છે અપરમપાર; મોટા સિધને જોગી જતી, વિષય સરપ ડસે ગઇ મતી. છપો
પંચોપાખ્યાન આખ્યાન, તે પુરણ પારાયણ; તરણ તારણ ત્રિલોક, શત કોટી રામાયણ. અ
ષ્ટાદશ પુરાણ, અધ્યાયન જેણે કીધાં; કણભજ કૃત જે ન્યાય, પંડિત થઇ પુરણ પીધાં. વેદ
ભણે છે વેદિયા, કરોડ વાર કહુ શું કથી; સ્રી ચરિત્રના આગળે, નિમેશ ડાપણ કોનું નથી.
ચોપાઇ રામા પગ ખેંચીને રહી, પોપટ પ્રત્યે વાણી કહી; કોણ બાળોને કોણ છે નાર,
કયમ સ્રીએ કીધો વેહેવાર. કહે કીર તજો તંબોળ, ઉતારો શોભીતા સોળ; ભીને વસ્તરે બેઠી
ભામ્યની, કામ દહન કરવા કામ્યની. દોહરા. શુક કહે સુણ સુંદરી, ચતુરા ચતુરસુ
જાણ; વિજારો વિધા વરણવુ, પંચ કરે પરિમાણ. મેવાડ દેશનો મહીપતી, ભાથી ભુપતી ના
મ; પીંપળીઆનો પુરપતિ, ગુણવંતુ છે ગામ. બારડ એક બાળો વસે, અકિ્રણીયો અતી ઊંચ;
સવાગજી સીર ચોટલો, મુખ પર મોટી મુછ. તાતી તરૂવાર તજે નહી, પાકો તે પ્રચંડ; હઠે
હરામી તે થકી, હઠે લાંચોને લંડ. તાકે તો મુકે નહી, છેતરાયો નહી જાય; થરથર કંપે તે
થકી, કિહાં રંક કે રાય. ફાંકડો ને અતા વાંકડો, રાખે આંકડો અધ; શાતરૂને બહુ સાંકડો, પ
ણ સાચુ તે સધ. કાનાજી તેની કામની, કંદ્રપ તણો અવતાર; ભુખ્યાનું મુખ નવ જુવે, દૈવ
ત ગુણ દાતાર. માનીતી મોંટી તણી, વશ વરતે સહુ લોક; ખાય પિયે ખુશી કરે, સ્વપ્ને ન
ધરે શોક. વિનતા બહુ વિચારતી, કરે મન સાથે વાત; જો નિરલજ્જતા ઉપજે, ધરીએ હરષે ધા
ત. વિભીચાર વરતે નહી, પણ એક નીચ સ્વભાવ; વાત કરે વિનોદની, દાખે જો કોઇ દાવ.
ભરતાર ઉભ ભાળે નહી, બીજે નહી કોઇ પેર; પરનરશું વાતો કરે, બેસે પાડોશી ઘેર. મોટી

જે રીસાળવો, તે ચીતા દીલ થાય; માટે ચાલે પાંસરી, ગુણ સ્વામીના ગાય. ઓસર છે સહુ
રોગનું, ઉપાય સરવનો હોય; સ્વભાવ તણુ ઓસડ કરે, તે જનમ્યો નહી કોય. અત્યંત અન
રગળ અતિઘણી, પેઉ સંગાથે પ્રીત; એક એકને દેખી ઠરે, રાજવીયાંની રીત. કોઇક દિવસ તે
કંથડો, ચતુરાંનાં જેયાં ચેન; સક્ષણવંતી એ લક્ષધા, નિચાં ઢાળે નેન. પરનરને પેખે નહી,
મુજપર ઝાઝુ હેત; માટે એને સોંપવુ, તન મન ધન સમેત. જરવંતી જોબનવતી, કામવતી જે
કામ; ઈશકવતી અરભકવતી, તે પરનરને નામ. કરમવતીને ધરમવતી, શરમવંતી મુજ નાર;
વરા વરતે છે આપણે, જુઠ ન જાણે જાર. એક દિવશ એક મિત્ર જન, સમજ્યો શામા
સાન; મિત્ર આગળ માંડી કહયુ, જુવતી કરશે જાન. તોપણ તે માન્યું નહી,
દિધી ગાળ દશ વીશ; ફરી વાત એવી કહો, તોતો છેદુ શીશ. એમ દીવશ બહુ વહી ગયા,
કહયુ પોતાની માત; શિક્ષા દેઈ રાખો સુંદરી, નિકર થાય ઉતપાત. તોયે પણ મો
ન્યું નહી, સાસુ વહુને વેર; સુખ દેખી કોઇ નવ શકે, જુવતિ જાતમાં ઝેર. એક દિન તાત
પોતા તણે, તેડયો સુત એકાંત; વાત વિસ્તારીને કહી, ભાગી તેની ભ્રાંત. કરયા ટુંકારા તાત
ને, માહૃ બોલો છો માંડ; ભંભેરયો કોઇ ભામની, ઘરની કે પરની રાંડ. તાતોને તરવારીઆ,
સામદને વળી સુર; રજપુત વળી રીસાળુવો, પ્રતાપવંત તે પુર. કોણ તેહને કહી શકે, એક ચી
ત નરને નાર; એક દિવશ શું નીપનું, કહુ તેનો વિસ્તાર. ભાથી ગામનો ભુપતિ, જાતોતો કાં
ધ કામ; પરવરવુ કોશ પચાસપર, ઘેલા ગોરને ગામ. સઘળા સામદ સુંઢીઆ, રાવત મોટા રા
જ; બાળો બેશી કયમ રહે, લક્ષ કોટીથા લાજ. ઘેર આવ્યો તે ગુણનીધી, કહયા કામનીને કે
ણ; વાહાણામાં અમો ચાલશું, વનિતા સાંભળ વેણ. જ્યારે ઈશ્વર લાવશે, ત્યારે આવશું વાસ;
મંદીર રહેજે માનની, પ્રીયજન કેરી પાસ. ખાઓ પીઓ ખુબી કરો, પોઢો સુખે પાટ; પાન
ફુલ પરેમલ ઘણાં. હીંચો હીંચોળાખાટ. મુરછા આવી માનની, એ સુખ સરવે બાળ્ય; ચતુર
મુકય તું ચાકરી, ઘેર સીપાળો ગાળ્ય. નર વિણ નારી એકલી, ધિક તેનો અવતાર; સાચે સુ
નો જાણિયો, સ્વામી વિણ સંસાર. બાળ્ય ખાવુને ખેલવુ, બાળ્ય શોભિત શણગાર; બાળ્ય પુ
ષ્પ પલંગને, ભુવન નહિ ભરતાર. બાળ્ય તાહરી ચાકરી, બાળ્ય કમાઈનાં કૃત્ય; નર વિણ ના
રી એકલી, માંટી વિણ પામુ પ્રેત. નથી જર મારે જોઇતો, નથી જોઇતો જાખ; મારે જોઇ
એ એટલું, સ્વામી રહોતો શોખ. હુંતો પ્રાણ મારા તજુ, જો પતિ જાએ પ્રદેશ; મેહેણા દેસે
લોકડાં, કહો સો રીતે ખમેશ. જળ પાખી જેમ માછલાં, ચંદ્ર વિણ જેમ ચકોર; કંથ વિના
તેમ કામની, મેહ વિના જેમ મોર. જેમ સરોવર નિર વિણ, જેમ ફળ વિનાનું વ્રક્ષ; સારૂ તે
શોભે નહી, દિલ વિચારો દક્ષ. વિધા પાખો વિપ્ર જેમ, ગરથ વિના જન ગ્રસ્ત; પુરૂશ વિનાની
નારૂ તેમ, જો હોય સઘળી વસ્ત. બાળે બેઉ કર જોડયાં, આંસુ લોયાં આપ; જઇએ નહી
તો જાન છે, મુરણ પ્રગટે પાપ. જેમ તેમ કરી દિન નિરગમો, અમો જાવા મન કીધ; સાજી
થઇ રામા રહો, કારણ કરીએ સિધ. સાપારી આપી સુંદરી, તિલક કરયાં છે તરત; પ્રતિજ્ઞા
પોતે કરી, વિવિધ પ્રકારે વરત. ચાલ્યો તે તો ચતુર નર, સ્વામી પોતાના સાથ; મંદીર રહી તે
માનની, કહયુ નહી જેનુ હાથ. બીજે દિવશ એક બાળિકા, માનની માળણ કુલ; બેઠ સા
વી તે ભામની, ફળ પરેમળને ફુલ. આંતરો રૂડી ઓઢણી, ચોળી ચોરને હારે; છાબ ભરી લાવી ત્યાં
હાં, ક્યાં બાળાની નજરે, માનની કહે સુણ માલણી, પાછી છાબ લેઇ જાઓ, બારવટે સ્વામી ગયા;
નારી કહે મુજ નાહો. આજ સુવેછે સાથરે, ધણી પાખી ઘર ધુળ; સોળ તજવાછે શામટા, કરશુ ફળ
ને ફુલ. હરામજાદી ને માલણી, ધુરત જુવતિની જાત; ઓસિઆળીકરવાતેહને, વિપરિત કહિએક

વાત. ચોપાઈ—માલણ કહેરે સુણુ માનની, ભોળી ક્યમ થઈ તુ ભામની; પતિપરગુણે મેલો પરો; કહયુ કબુલ અમારૂ કરો. ભોળવ એક બીજો ભરતાર, મનુષ્ય દેહ નહિ વારંવાર; સ્થિર થાશ ર જોબન નહી રહે, કરોડ કવિ એ રીતે કહે. વપુ પલટાશે તારો વેશ, ધોળા થાશે શિરના કેશ; કાયા છેક થાશે કોથળી, દાહ્યા જન કહેશે ડોસલી. નમશે સ્તનવટ નમશે નેન, બોલાશે વિપરીત વેણ. કથન સંભળાશે નહી કરણ, ચંચળ તુજ ચાલે નહી ચરણ. નવે ના ડીઓ થાશે નરમ, નહી માને ત્યારે કાંઈ શરમ; એવી છે કાયાની રીત, પરપુરૂષ શું માંડો પ્રીત. એમ કહીને માળણ હસી, વાત વિનતાના મનમાં વશી; છેક વાત છોછી છાનીએ, પ્રેમદા ની બુધી પાનીએ. તરત તેનુ ટળક્યુ મન, ફરી નહી આવે આવો દન; કંથ આવે જારી નવ થાય, જીવ જરૂરી મારો જાય. તને ગમે છે તો કીજીએ, લાખેણો લાહાવો લીજીએ; કહે નારી રૂડુ તે કર વાત, માળણ તુંછે મારી માત. ગોવીંદ ગાંધરવ રૂડુ ગાય છે. મન મારૂ મળવા ચ હાયછે; સુંદર રૂપને સુંદર રાગ, લાવ તેને બને જો લાગ. આજ જરૂર તેન લાવજે, ઉતાવ ળાં વેગે આવજે; માળણ મન મનાવી વળી, એકાંત ગોવીંદાને મળી. ગાંધરવને તેડયો એકાંત, ભાગી તેના મનની ભ્રાંત; બોહોગુણવંતી બાળા તણી, ખાસ ભેદ ભાવરથ ભણી. કાંઈક તુજ સરખુ છે કામ, જરૂર ચાલો તેડે એ ઠામ. મન ગમતો માનનીને માણ્ય, ભોગવ્ય તુ અમરત રસ ખાણ. દુખ સઘળાં દેવટ વામશો, એવા અવસર કયાં પામશો; ગોવીંદો કહે ગાઉં ગીત, મા રે એને સાની પ્રીત. એને ઘેર નથી કુળ કંથ, મુકી પરેમદા પરવરયો પંથ; સાસુ સસરો માત ને તાત, પાડ પાડોશી કરશે વાત. જોરાળાને થાયે જાણ, પલક એકમાં કાઢે પ્રાણ; એ જુવતી સામુ નહી જોઉ, શાને જીવ વ્રણ ખુટે ખોઉ. કુડુ કામ તો નવ કીજીએ, લાભ એ વાતે શો લીજીએ. એવી કહી ગોવીંદે વાત, વળતી બોલી માળણ જાત. દોહરા—માળણ કહેછે મા લ હીંગુ, મુરખ તારૂ તોલ; આવને ત્યાં ઉતાવળો, બોલજે રૂડા બોલ. પરેમદા આપશે પામ રી, કે બંધાવશે પાઘ; વાત કોઈ જાણે નહી, નહી બેસે તુજને દાઘ. ઘેર ઘેર ગીત ગાતો ફરે, ભવન ભવન લે ભીખ; આવો દાવ મળશે નહી, સારી દઉછુ શીખ. ભંભેરયાં ભમે લાકડાં, ગો વીંદ ગયો તે ઘાટ; બાળો રાજદ્વારમાં, મુસાફરી જવા માટ. વાંકોને વરણાગીઓ, શુરા કેરો સુર; અધિપતિ કહે અહિ રાખવો, સાચવસે એ પુર. શોભિતને સત વાદિઓ, રીસાળવો તે રા જ; એકલો એ ચોકી કરે, બિજાનુ નહી કાજ. ભાવતુ ને વઈદે કરયું સહુકોને દિધી સીખ; મં દિર આવ્યો મલપતો, મનમાં આણી બીક; ગોવીંદાને ગોરડી, ભુમી ઉપરે બ્રાંત. ભાથે માળણ માનની, ઉભી છે એકાંત, મુખાં ફુલ તો મસમશે, પાસે પાકુ તેલ; સાટલો સુખરીએ ભરી. બો બે રંગની રેલ. બિક તેને કોની નથી, જાણે પતિ પહેરા; અન્ય કો આવી નવ શકે, લાજ ન લોપે લેશ. ઉઘાડાં છે બારણાં, ઉઘાડાં ગુણ ગોખ; પરશાળે પાથરણુ કરયુ, ચતુર મહોટી છે ચોક. ચતુરા આપ ચતી પરી, ગોવીંદ બેઠો છે ગુજ; માળણ ત્યાં ઉભી રહી, કોલવે રાણીની સુજ. ગોવીંદે પહેરયુ પોતિયુ, છુટયા શીરના કેશ; ભીજયો છે તેલને ફુલથી, વપુએ જોબન વેશ. બાળો આવ્યો બારણે, ઉપાન દિઠાં તે ઠાર; પીંજરમાં તે પરજળયો, અપરંપાર અપાર. કાંઈ કોઈને રાખીઓ, આવ્યો હિસે ઘરમાંય; તેને મુકુ જીવતો, તોલ કરશુ તે ત્યાંહ. મા આપે મુ જને કહયું, મેં નવ માન્યુ સાચ; હું સિરદાર મુરખ તણો, દિધી તેને આંચ. બિન મુકું બો લે નહી, હશે દિઠુ નિરધાર, તેણે તો સાચુ કહયું, આણ્યો તે શુ બાર. થયો કામરનો પ્રજ ળયો, રૂદે ધરી બહુ રીશ; ખડગ ઉપાડુ કર ધરણ, હણુવા ત્રણેના શીશ. સોરઠા—અધિક મકા રે આપ, કરી પ્રતિજ્ઞા કોપથી; મહાબળનુ માપ, જુવતીને મુકુ જીવતો. દોહરા—મા આપે

મુજને કહયુ, મેં નવ માન્યુ નેટ; મારૂ હાપણ શાણપણ, તેમાં ઉઠી વેઠ. મારૂ નિશ્ચે માનની લાવો જો હોય લંડ; દઇવ થકી દમુ ઘણુ, દશાધા દેવો દંડ. ઘરમાં આવ્યો ઘરધણી, દિઠાં ન રમે નાર; દીઠી માળણ માનની, દિઠા પુશ્પના હાર. વળી મુકેલી માટલી, ફુખટી તેમાં સાર; સુતી દીઠી સુંદરી, બેઠો દિઠો જાર. જુગતી બાંધી જારની, નિમેશ માત્ર નહી સુન્ય; વિવેક મળે નહી વચનો, થયો સ્વામિ તે શુન્ય. પોપટ કહે પરભાવતી, કહો વિજારી વાત; કંથે દીઠો કામની, અધિક હવો ઉતપાત. નજરે દીઠુ નાવલે, અણદીઠુ કયમ થાય; પતિ કયમ જાણે પતિવ્રતા, પતિ કયમ લાગે પાય. કયમ જાય ગોત્રીદો જીવતો, કયમ મળે માળણનો મેળ; વિદયા હોય વિજારની, તો ખરો ખતાવો ખેલ. કરી પ્રતિજ્ઞા પાંચશે, વચમાં આણ્યા ઈશ; એ કયમ રહે જીવતાં, નિશ્ચે છેદે સિસ. આવ્યા છે સહુ આંચમાં, પ્રગટયાં પાંચે પાપ; પતિ એહનો પુછશે, દેશે કોણ જવાબ. પરભાવતી કહે પોપટા, જડે નહી એક જાગ્ય; એ વિદયા જો શિખવે, લાગુ તારે પાગ્ય. ચઉદ વિદયાની ચાતુરી, સાચી સરવે સદ; એમાં કાંઈ ન ઉકલે, આ તો સાંભળીયુ અદ. એતો અચરજ અતિ ઘણુ, ધાણીએ દીઠુ દ્રશ્ટ; મુકે નહી કોઈને જીવતાં, કંથ દેશે કષ્ટ. પતિ પુછવા નહી રહે, વાત સુણે નહી કરણ; તે વેળા તેણો ઘરી, મુવા જાણજો ત્રણ. એતો હત્યા નહી ગણે, ન ગણે પુરણ પ્રિત; તરત હણે એ ત્રણને, રાજવીયાંની રીત. પોપટ કહે પરભાવતી, કહુ વિજારી વાત; કહયુ કરો એક માહરૂ, રહો આજુની રાત. નહી જઇએ કેહેતો નવ દિવસ, ખરો ખતાવો ખ્યાલ; એ વિજારી કેમ થશે માન્યનીમાં શો માલ. પરણાયો દિઠો પતિ તણો, નર ઘર આવ્યો નેટ; અરે દઈવ આ શું થશે પડયો ધરાશકો પેટ. ચેતાવ્યો તે ચતુર નર, ચેતાવી માલણ નાર; હું કહુ તે તમે કરો, ભુવન આવ્યો ભરતાર. ગોવિંદા થા તુ ગારૂડી, ચુશ અંગુઠો આપ; ચીશો નાખ ચોપાસથી, શામાને કરડયો શાપ. કરણુ તો ડરવુ નહી, ટરવે જાશે દેહ; પાગે લાગશે ઘરધણી, જખ મારેછે એહ. પાટી સુમ તે પરેમદા, હું અચેત થાઉછુ આપ; મુકો વગડે માટલી, જેમાં ફણીધર સાપ. કહે માળણ ભલે આવીયા, રાણી જાયા રેખ; તહારૂ મંદીર તુજ માનનિ, જીવેતો કરજો જોખ. પરભાતે પાતરી મેલવા, હું આવીતી આપ; તે વેળા તુજ નારને, કરડયો શતરૂ શાપ. ધિરજ દેહુ હુ ધસમસી, જાણ્યુ પામશે મરત; એક પલકમાં તેડીઆ, ગારૂડી ગોવીંદ તરત. પાન ફુલને તેલના, વેદ ચલાવ્યાં વહાણ; ધણી ઘુમથી ગારૂડી, આવ્યાં ધોધ ચુહાણ. પાડોશીને પ્રિયજન, લક્ષ મળીયા ત્યાં લોક; સરપે એ શામા ડશી, સજન સહુને શોક. થયો બાળો બેબાકળો, ક્રોધ સમાવ્યો તરત: ગરળ વાળ તુ ગારૂડી, માનની પામશે મરત. પુછે શુ પરખે કશુ, સો કાઢે ત્યાં વાંક; મૃત્યુવંત થઈ માનની, એતો આડો આંક. મારે એના બાપને, કે છેદે એનુ સીસ; તરત તરૂવાર નાખો તીહાં, તજી રૂદેથી રીસ. ગોવીંદ ઘણો ડાહયો હતો, મંત્ર ભાણ્યો તીહાં મેળ; સાત પહોરે સાજી કરી, ખરો ખતાવ્યો ખેલ. મરતીતી એ માનની, અધિક થતીતિ હાણ; જીવદાતા જગદીશ એ, ગરૂવો ધોધ ચુહાણ. પ્રાણદાતા પતી કહે, વદે વેદ પુરાણ; ગોવીંદો એ ગારૂડી ગરૂવો ધોધ ચુહાણ. મરી જાત એ માનની, ન હોત વિનતા શું વાત; વિજોગ હોત વધુ તણો થાતો માહા ઉતપાત. ભાગી ભ્રાત ભરતારનો, ન જાણ્યો એહે મરમ; જુઠુ તે સાચુ કરયુ, જુવો કામનીના કરમ. ત્રાહ ત્રાહ લોકે કહયુ, મેટ મરત એ નાર; ગોવીંદ ઉગારી ગોરડી, રહયો ભામનીનો ભાર. કહે નાર નાગપાંચમ કરૂ, કરૂ વળી નવરાત્ર, શિવ પુજન શ્રાવણ કરૂ, અંબાની કરૂ જાત્ર. કરાર થયો તે કામની, ગઈ જયાં આગ્રી રાત; ગામ લોક સહુકો ગયાં, પુછી વનિતાને વાત. અહી તમને કયાંથી ડશ્યો, કયમ ગારૂડી આવ્યો ઘેર; કયમ માળણ તમને મળી, પરકારાં કરો

એ પેર. માટલીમાં શું મુકીયું, ક્યાંથી તેલને ફુલ; માંડી વાત મુજને કહો, મન વિચારી કુશલ. ચોપાઈ ત્યારે તે બોલી કામની, ભોળી થઇ તે તો ભામની; તમો નિસરી આવ્યા ગામ, હું જપ્યા જપતિ શ્રીરામ. ષઠીએ વરષ મુજને સો થશે, માસ છ માસ હવે ક્યમ જશે; ઘરમાં દેવને દીવો કરૂ, પછે ધ્યાન ઇશ્વરનું ધરૂ. પરવરીયા છે મઉઠે પંથ, ક્યારે તે દેખીશું કંથ; લીધું ઢોડીયું પુરયું વ્રત, દશો ડાબે અંગુઠે તરત. વાગ્યો ઝાટકો મારે શીશમેં સુખે ભાખ્યા જગદીશ; એટલે આવી માલણ ઘેર, પરઠી તે આગળ કહી પેર. પકડયો બાળ ધરી ભુજંગ, ત્યાં સુધી પીડા નહીં અંગ; કોરી માટલીમાં ઘાલીયો, ઝાઝે બળ ઝેરી આલીયો. માટલીયે ઘાલ્યો મણીધર સાપ, નિશશ થઈ બેઠી હું આપ; કહે માલણ સસરાને કહ્યું, ત્યારે હું શરમાણી બહુ. ના કીધાથી વારી રહી, ઘેર ગોવિંદાને તે ગઇ; તેડી લાવી તેને તરત સધ, એટલી મુજને સરત. પાન ફુલને પાકુ તેલ, મેળવ્યા એ ગોવીંદ મેળ; પાછળ વીત્યું હોય જેટલું, નથી ખબર મુજને તેટલું. પછે થયું તે જાણો તમો, તેમાં કાંઈ ન પ્રીછુ અમો; એવી કહી નારીએ વાત, ખરી તે સ્વામીને ખ્યાત. દોહરા. ગોવીંદો કહે ગુણ નીધી, જાઉ અમો અમ ઘેર; તમે જુવતિને જાળવો, રખે લાગની લેર. ઉંઘશે તો અન્યા થશે, લેર લાગશે તરત; જગાડજો એ જુવતીને, નહીંતર પામશે મરત. નાંખો દેજો નાગને, પાછો નાવે વાસ; વિચારી રહેજો વેગળા, પલક ન રહેશો પાસ. બાળે બેઉ કર જોડીયા, રહો આજુની રાત; શિરપાવ આપશું શોભિતા, પરવરજો પરભાત. મંદીરમાં રાખી માલણી, ચતુરા તારાં ચેન; તુ પેલા ભવની માવડી, કે મા જાઈ બેન. રાતે રાખ્યાં બે જણાં, જગાડવા જરૂર; હાસ વિનોદ હેતે થકી, શિર ઉગમીયો સુર. પ્રીતે આપી પામરી, વળી બંધાવી પાઘ; બાળો કહે સો માટલી, નાંખી દેજો નાગ. ચતુરાને ચીર પહેરાવીયાં, માબાપે મુકી મામ; નીંદા કોણે નવ કરી, ગુણવંત કહે સહુ ગામ. જશ ગ્રહયો જીવત સુધી, સ્નેહ શામાને સાથ; કામ કાજ પુછી કરે, હેતે જોડે હાથ. વિદયા એ વિજનરની, ગુણ જો રૂડા આમ્યો; શેઠાણીને શુક કહે, જાણો તો જારી જામ્યો. સાબાશ શુક સલક્ષણા, એતો અચરીજ હોય; કરશું કામ જે કામની, કળિ શકે નહીં કોય. ભેદ જડે નહી વેદને, પુરાણ ન પ્રીછે પાઠ; શુક તેં મુજને શિખવ્યા, ઠગ વિધાના ઠાઠ. ગુજર દેશ ગુરવો ઘણો, વેગનપુરમાં વાસ; ઓગોડમાળવી વિપ્ર શુભ, કહે કવિ શામળદાસ. વિખાણી વાતે સાંભળ્યા, સિંહજ શિરોમણી ગામ; વિરેશ્વર મહાદેવ છે, જેનું નવખંડે નામ. મન વાંછિત માગ્યા મળે, મોટમ પદવી મેર; ચોખાના લાડુ ચડે, સવાખે મણનેશેર. લાયક ત્યાં લેઉવા વસે, વાસણ કેરે વંશ; રખીયલ રૂડા રાજવી, અવતારીક કો આપ. નત્રાણ બોદાવ્યા નીરમળાં, સભા પંડિતની થાય; આવે ભાટ ગમાનજી, ગુણ રૂડેરા ગાય. શ્રવણે શાસ્ત્ર સુણ્યા ઘણાં, શિવ પુજન સાંજ સવેર; પાંચ પુત્ર પ્રતાપવંત, જસવંતા દાસ ઝવેર. તેણે તેડુ મોકલ્યું, આવ્યા શામળ કવિરાજ; કરજોડી તેણે કહ્યું, કરો ગ્રંથ શુભ કાજ. છપ્પો. સિંહાસન બત્રીસ, તરતીબથી કીધી તેણે; શિવપુરાણ સમર્થ, અર્થ જણાવ્યો જેણે; રીઝથી રેવાખંડ, દંડ જમદુતનો ટાળ્યો; ઠાકોર તણો ઠાકોર, વરણન વાંચીને ભાળ્યો; વઇતાળ પચીશી વખાણી, શુકબોતેર ભાવે ભણી; પ્રસ્તાવિક ગ્રંથ રચ્યા ઘણા, શોભા એ સામળ તણી. દોહરા. બહુ કળા શુક બોતેરી, વાણી વિવિધ વિલાસ; પિતા પુરૂશોતમ તણો, કહે કવિ સામળ દાસ. શ્રોતા વક્તા સમજતા, કહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોડ.

—◆—

## વારતા ૧૭ મી

દોહરા. ગુણનિધિ ગુણ આણજો, ગજવદન ગુણ સાર; સ્વામી સીધી બુધી તણો, વેદ વડો દાતાર. સરસ્વતી સુખ દાયણી, વેણા પુસ્તક પાણ્ય; સ્તવન કરૂ શુક ખોતરી, વદને આપો વાણ્ય. છપા. જગદંબા અંબા ઈશ, સીસ નેહેથી નામુ; ધરમ ધુરંધર ધોસ, પંચ પદાર થ પામે; આરાસુરિ અધિપત્ય, જગત જાયું છે જેણે; સ્વરગ મ્રત્યુ પાતાળ, ત્રિગુણ રચ્યોછે તેણે; કરતા હરતા ધરણી ધરા, નવે ખંડમાં નામના; સુખ સાગર શામળ ભણે, પુરો મનની કામના. શ્રી વંદ્રાવન ચંદ્ર, ગોકુળેશ ગીરધારી; આનંદ કંદ અધિપત્ય, હેત કંસાંસાદિક હારી; જશોદા જીવન પ્રાણ, નંદ નંદન વ્રજવાશી; કોટી બ્રહ્માંડના નાથ, જે ઘેર કમળા દાશી; કરજોડી સા મળ કહે, નેહ ઘણેથી નામિયે; કથા કરે શ્રી કૃષ્ણજી, તો પાંચ પદારથ પામિયે. દોહરા. કથા કહુ શુકખોતરી, ધરમ દયાન ધિરજ ધરી; સંસક્રતમાંથી શોધીને, પ્રાકૃતમાં પુરણ કરી. શામા સતરમે દિવશ, ખાણી ઠાણી ભાણી ભેદ; ગણી ગણી ને પગ ધરે, અંતઃકરણ ઉમેદ. રમઝમ ક રતી રોઝરો, ઝમઝમ વાગે ઝેર; ધમધમ વાગે ઘુઘરા, મદન તણો સમશેર. હસતી રમતી હેત થી, કરતી વિવિધ વિલાસ; ચાલી ચતુરા ચમકતી, પોપટ કેરી પાસ. જાઉછુ જારી કારણે, ખઉ ધા પામી બુધ; ગયા આવ્યાના ગુણ ગણો, શુક લેજે તુ શુધ. પોપટ કહેરે પરેમદા, સુખે ર મી આવો રાત; અરણોદયમાં આવજો, કહેજો વિગતની વાત. કદાચ કહી સંકટ પડે, શત પ્ર કારે શુળ; જાર વિદયામાં જોખ છે, આખર પાપનું મુળ. જારી જીવ જોખમ કરે, જારથી જી વ જાય; જારીથી જસ નવ રહે, અધિક થાય અન્યાય. ખેતો કારીગર ખાતરી, રંગા તેની ના ર; કદાચ કહી સંકટ પડે, કરજો એમ વિન્તર. પગ ખેંચી રહી પરેમદા, સાંભળરે શુક ભ્રાત; કોણ રંગા કોણ ખેતીઓ, વિસ્તારી કહે વાત. ગામ નામને ઠામ કહે, કેની સાથે પ્રીત; શું સંકટ તેને પડયુ, ઉગરી તે કોણ રીત. ભાવે એ વિદયા ભણ્યુ, ગુણ રૂડા તુજ ગાઉ, નિ રભય થઇ નિશંકથી, જરૂર જારીએ જાઉ. પલળયાં પેરી પાગરણ, પાણ ઉપર કર પર્જ; અંગ થકી આભરણ તજ, જો હોય તારે ગરજ. જેમ કહયું તેમજ કરયું, બેઠી સાંભળવા આ પ; શુક સંભળાવે વારતા, તજ્યો તરણી સંતાપ. ચોપાઇ શુક કહે નેશેદાણી સુણે, પા ટણવાડાને પરગણે; ગોલાણુ ગુણવંતુ ગામ, જીતસંઘ નરપતિનું નામ. સાંભળ શામા હેતે કરી, વસે તાંહાં ખેતો ખાતરી; ભાવ ભેદ પોતાના ભણે, અમુલક વસ્ત્ર નરનારી વણે. રંગા નામે નારી એક, તેને વહાલો વધુ વિવેક; નર નારીને અધીકો નેહ, જીવ એકને જુજવા દેહ. આ ખો દાડો રહે ઘર માંહ, કરે વાતો તે ત્યાંના ત્યાંય; વહાલપણની વાતો કરે, એક એક દેખી મન ઠરે. કહે રંગા આણંદ છે ઘણો, રોજ એકઠા રહેવા તણો; જેને વેપાર પરદેશે આપ, તે નરનારીનાં પુરણ પાપ. વેગળો થાય જેનો ભરતાર, ધિક ધિક તે સ્ત્રીનો અવતાર; સમરશુ શી વજીને પાતરી, જનમ જનમ જાતે ખાતરી. કરૂં સ્તુતિ અંબાજી તણી, ભવો ભવ તુ મારો ધ ણી; પરમેશ્વરનો માનુ પાર, લાખેણાં લટાવો લાર. લક્ષપતિ અધીકારી આંક, તમ આગળ સ ઘળા છે રાંક; એ રીતે કરે નીત વાત, નરનારી એકઠાં દીન રાત. ખાતરીને એક બ્રામણ મી ત્ર, તે જાતે છે પરમ પવિત્ર; ભણ્યો ગણ્યોને વિદ્યાવંત, બેઠા એક દિશ એકાંત. કહે ખેતો ના રી મુજ સતિ, રજ રેશ રૂદે નહીં રતી; મુને જમાડીને તે જમે, જિવ તેનો મુજ પુઠે ભમે. મુજને સુવારી એ સુવે, પર પુરૂષ સામુ નવ જુવે; મારૂં વચન કરે નહીં લોપ, કોઇ દિવશ ન વ આણે કોપ. મુજ વિના પાણી નવ પીએ, અન્યા કરતાં અધિકી જીએ; મુજ વિના નવ ખા એ ધાન, સોંપ્યા મુજને પોતે પ્રાણ. દોહરા. વિપ્ર કહેરે ખાતરી, મુરખ તારો મેળ; તુતો

કાંઇ સમજે નહી, ખરિ નારીના ખેલ. આપણ આગળ કહે નહી, એને જેહ વિચાર; ભામની તારી ભોગવે, નીત નવા ભરતાર. સુતો મુકે સ્વામીને, જાર સંગાથે જાય; ત્રીવેણી ગંગા તજે, નિચ કુંડમાં નાય. પરમેસ્વરને પરહરે, પુજે નિત પાખંડ; નિચ સ્વભાવ નારી સહુ, દઇવ તણો રોર દંડ. રાજા સરખાની રાણીયો, જેવા સરખી જાત; ભાગ હિણો તે ભોગવે, તુ તે કોણુજ માત્ર. બ્રાહ્મણ કુળની ભામની, પુજવા સરખુ પાત્ર; સ્નેહ કરે તે શુદ્રશું, તો તું કોણુજ માત્ર. શાહુપતિ કેરી સુંદરી, દેહ કાવે દાતાર; તે કીંકર ક્રીડા કરે, જુવતિ સાથે જાર. ગાંધરવ ગુણિયસનો ગોરડી, તે થાંચોપે ખાય; નારી રાખી નવ રહે, દીલ ચાહય ત્યાં જાય. ચેન જે ધારાળા તણી, ગુણવંતુ જેનું ગાત્ર; તે કાયરને ભોગવે, તો તુ કોણુજ માત્ર. દઇતા જે દેશુતની, છયે પ્રકારે છાત્રઃ વણિજ વનિતા ભોગવે, તો તુ કોણુજ માત્ર. કવિતા કેરી કામની, સિઝવે દિનને રાત્ર; વિભીંચાર કરે વિધારથી, તો તુ કોણુજ માત્ર. શ્રાવક કેરી સુંદરી, અરમલાભ જે પાત્ર; વનિતા ભોગવે વરતિયો, તો તુ કોણુજ માત્ર. કોકિલ જાત તે કુકડા, ખરાં પાડે જે ખાત્ર; જાર લોભે ભોગવે જોગટા, તો તુ કુણુજ માત્ર. ખોટી જાત તુ ખાતરી, ખાટમાં રહે દિન રાત; જોરાવર જુવતિ કેમ ખદે, તો તુ કોણુજ માત્ર. નિચ નિર ભાગ્ય અભાગીયા, મોહૃ બોલે માંડ; મન ભાવે એ ભોગવે, એ તુજ રંગા રાંડ. પુરપતિ પૃથ્વિપતિ, કે દેસાઇ દેશોત; કેડ લેશે કામની તણી, તેને માથે મોત. ટહાપણ દિલ પોતા તણે, મહિપતિ મોટે મુલ; કામનીને મન કીંકરા, ધણિયાણી મન ધુળ. એ ઉપર કહુ વારતા, સંક્ષેપે સુણ સાર; નેહ માને નારી તણો, તેનું નામ ગુમાર. જુવતિયે સહુ નર જણ્યા, કાં રંક કાં રાય; પાળી પોશી મોટા કરયા, ત્યાં શો મોટમ થાય. ચોપાઇ. ચંપાવતી નગરીનો ધણી, અલંખ દેરા અલખત છે ઘણી; ચંદ્રસેન નરપતિનું નામ, કરે ચિંતવ્યા બારે કામ. કુલજી ભટ તેનો પરધાન, મન ગમતાં મહીપતનાં માન. બતરિસ લક્ષણ ચતુર સુજાણ; ધરમ કરમ બલાગુનો ભાણ. ચાતુરવંત તેને ચિત ચઢે, હસે ત્યારે મુખથી ફુલ પરે; જાઇ જુઇ ચંપેલી તણાં, પડે ફુલ મુખમાંથી ઘણાં. એકે નહી તે નરમાં ન્યુન્ય, પુર્વ વત જનમનું પુન્ય; એથી મોટમ બિજો કોણ મુલ, હસતાં પડે મુખમાંથી ફુલ દેશ દેશના આવે લોક, કરે જાતરા સમાવે શોક; સાચુ માને દીઠુ તો જેહ, અણ દિઠે રહે સંદેહ. એક સમે રાજાના મિત્ર, જેવા આવ્યા તેહ ચરીત્ર; સંદેહ ભાગવા મનડા તણો. હરખ્યા મધે હરખજ ઘણો, મહિપતિએ દીધાં બહુ માન; લવીંગ સોપારી બીડાં પાન; કહો ભાઇ આવ્યા છો કયમ, સાચુ ન કહોતો મારા સમ. રાજાજી તમ ધિર વજીર, સતવાદીછે શુધ્ધ શરીર; જે વેળા હેતેથી હસે, મુખમાંથી મહીમા મસ મસે. જાઇ જુઇના ફુલજ પડે, એતો અમને અચરજ અડે; માંહોમાંહય પરી છે હોર, તે જેવાના અમને કોડ. છપો. વિપરીત સરખી વાત, એ પણ માનવ જનને; આપણ ખાઇએ અન્ન, એહ આરોગે અનને; અહાર નિંદ્રા સુખ દુઃખ, ટાઢ તડકોને ભુખે, નથી ટળતો સંદેહ, આવ્યો છે જનની કુખે; મનનો સંદેહ ટાળવા, તમને મળવા કારણે; કરોડ કામ ઘરનાં તજી, આવ્યાછું તમ બારણે. ચોપાઇ. સાચ જુઠ જેવા કારણે, આવ્યો નરપતીને બારણે; કરોડ વાર કહુ શું કથી, દિઠા પાખી મનાતુ નથી. કહે રાજા તમાશો જુવો, મનનો સંદેહ ખાંતે ખુવો; તેડુ મોકલ્યુ મહિપતી માન, બેઠા ઉઠી આવો પરધાન.

દોહરા. રમી જમી તે સજ થયો, પ્રીતે ચાવ્યાં પાન; રાજ સભામાં સંચરે, પરાક્રમી પ્રધાન. દુકાન તંબોળી તણી, ઉભો રહયો તે દ્વાર; એટલે એક કઉતિક થયું, તેહ સમે તે ઠાર. અકરમી એક અભાગીયો, બીજુ શ્રી તે દોર; અમુલક તે અતી ઘણુ, આપે સોના મોર.

નીચ જાતને નીચ બુધ, નીચા તેના નેણ; કુળહુથી પણ કુટટ્યો, વિપરીત બોલ્યો વેણ. તંબોળીએ પુછીયું સાચુ બોલ તુ ગુણ; કવણ એવો છે લખપતી, બિડુ ખાનારો કુણ. તેને પુછીયું તંબોળીએ, એહ અચંબો આજ; મોંઘા પાન મોતી સમા, લીધાં કોને કાજ. મારા સમ સાચુ કહો, લેશમાં ધરજો લાજ; મોંઘા બીડાં મોરના, લીધાં કોને કાજ. હરી હાથ તાળી કરી, પદમનીઓના પાન; રોળી કોળી વેળા વિશે, નવ દીઠા પરધાન. પરધાનની નાર પુષ્પાવતી, પદમની જેવી પેર; આજ રાતે વાસો વસુ, એ ગુણવંતી પેર. વજીર જારો રાય પેર, મહિપતના આવ્યા મીત્ર; અમો તરૂણી ભોગવુ, ચારે પ્રહર ચરિત્ર. છપો. કુલજી ભટ પરધાન, મહિપતવત માઝાનો; નવેખંડમાં નામ, જશ જોરો ઝાઝાનો; નવરંગી તેની નાર, પદમની જેવી પરખી; રૂપ સ્વરૂપ અનુપ, શોભાકો સુંદરી સરખી; તેણે તેડુ મોકલ્યું, જરૂર પણે ત્યાં જાઈશું ચતુરા બીડાં ચાવશે, ભોગવી સુખીયા થાઈશું. દોહરા. હાંને સાંભળ્યું કુલજી, પડી પેટમાં ફાળ; ભામની મારી ભોગવે, મુરખમાં શો માલ. ચારે ચાંખીકા દુશ્વરી, ઝાઝી લાગી ઝાલ: કીંકર કામની ભોગવે, મુરખમાં શો માલ. પ્રલય થયો એ પીંડમાં, એતો દારૂણ દુત; ભામની મહારી ભોગવે, ભુંડી જાતનો ભુત. સિંહનું ભક્ષ શિયાળિયુ, સસલો જીતે સેર; અહિને જીતે અળસીયું, થાય તરણનો મેર. નેવનાં નીર મોભે ચડે, એતો ખોટો ખ્યાલ; ભોગવે મ્હારી ભામની, મુરખમાં શો માલ. નિચ માણસ નિરમાલીયો, વિનિતાનો શો વાલ; માન દે મ્હારી માનની મુરખમાં શો માલ. ચિચરવટો ચિતમાં પડ્યો, નીચ વાતથી નેટ; હસવુતો ભુલી ગયો, પડયો ધ્રાસકો પેટ. એટલે તેડા આવીયા, ચાર પાંચને સાત; શીઘ્ર શીઘ્ર શભા વિશે, રાજા તેડે રાત. પ્રધાન પોતે પરવરયો, રાજ સભામાં રીત; ઉઠી સરવે આદર કરયો, પુરણ આણી પ્રીત. મિત્ર આવ્યા રાજા કહે, તમાસો જોવા તુલ્ય; હરીશો ઘણુ હેતે કરો, ફર ફર વંશે કુલ. ફરે રામા સાંભરે, જંપે જાર સમેત; ટઉતક કિધાં કેટ્ટીધાં, હસતુ નાવે હેત. સાખી શામસા સોરઠા, ગુણ સાગર બહુ ગીત; તેમ તેમ રૂદયા વિશે, પલક ન પરહે પ્રીત. છપા. સુખે સાંભરે નાર, વસન વિધ વિધનાં સુઝે; હસવુ રમવુ હેત, જનો મદયે તે જુજે; ભાંડ ભજઇઆ ભાવ, જોખ જોણ તે જાત્ર; પુર્ણા ખાસના ખેલ, દુખે ન ગમે પળ માત્ર; દુખદાવાનળમાં પડ્યો, સરવે સુખ એનું ગયું; હરાવુ કયમ આવે હેતથી, પીંજર તો પરલે થયું. દુખે જાય સુધબુધ, દુખે ભોજન નવિ ભાવે; દુખે ડાહાપણ દુર, દુખ કપટ બહુ કહાવે; દુખે દેહમાં રોગ, તેજ ત્રોપક્ષ નાસે; દુખથી લીલા લેહેર, પલક ન આવે પાસે; દુખ રૂપી અરણવ વિશે, તેટય કદાપી નવ જડે; હસવુ નહી આવે હેતથી, કુલ મુખથી શાનાં પડે. દોહરા આવ્યાતા તે ઉચરયાં, જુઠો જેમ સંસાર; માણસના મુખમાં થકી, કુલ પડ્યાં તો વાર. કહેનારા કારતન કરે, માને તેનાં પાપ; આપણુ આગળ જેણે કહ્યું, તે જુઠાના બાપ. ચોપાઇ. રાજાને ચઢી બહુ રીસ. એહ પ્રધાનનુ છેદુ શીશ; જુઠો સરવેને મન વસ્યો, મારે કહે એતો નવ હસ્યો. સરવ મળીને સાહયા હાથ, સમજાવ્યો તે સામદ સાથ; હત્યા સાર શાને લીજીએ, અન્ય શિક્ષા એને દીજીએ. છપો. વિપ્ર રૂઠ્યો દે શ્રાપ, ચાકર રૂઠયો કર જોડે; દુશમન રૂઠયો દે દાબ્યો, માન મરજાદા મોડે, પડોશી રૂઠયો પાપ; ચાડી કોઇ આગળ ખાંચ્યે; નારી રૂઠે જો નીચ, મરે કે નીસરી જાય, રાજા રૂઠયો રીધ લે, જસ જર જીવ જોખમ કરે, ધરમ કરમ શરમ પ્રાણ; દુખ દેતાં તો નવ ડરે. ચોપાઈ વજીર વિપ્રને કેમ મારીએ, જનમ તણુ સુકૃત હારીએ; રાજાએ સ્નેહ તો નવ સાંધીઓ, બહુ વાંકે તેને બાંધીયો. ધોટાર હતી પોતાની કયાં, મેરે

ક કરીને નાંખ્યો ત્યાં; મારો ભાર ન રાખ્યો કરયો, હેત ધરી શાને નવ હરયો. બેઠી કટસ
લા ઘાલ્યાં ચરણ, ધરમ તજીને નાંખ્યો ધરણ; ધામ બે વિત્યા જાહરે, કઉતક એક થયું તાહ
રે. દોહરા. મહિપતી કેરી માનની, દેવાંશીવત દેહ; અટારીએથી ઉતરી, તે વેળામાં
તેહ. અજવાદાર એક ચોખલો, પોઢયો જ્યાં પલંગ; જુગત કરી જમાડીઆ, ફરશામા બેઠી સંગ;
ભાગી તુટી ખાટલી, માંહી મુજની દોર; ફાટી તુટી ગોદડી, રાત અંધારી ઘોર. સલામ કરી તાં
સો વરાં, પ્રીતે લાગી પાગ; કરજોડીને કરગરી, જીવન મારા જાગ. રાવત તો રીસે ચઢયો, આ
ળસ મોડી ઉઠ; મુખમાં ઘાલ્યું ચોકડું, રાણી ઉપર રૂઠ. માથાં ઉપર ફેરવી, સટકાવ્યા છ સા
ત; કયમ આવી મોટી કામની, રીઝવવાને રાત. આજ થકી આવોશ માં, ન કરીશ મુજશું પ્રી
ત; મારે ગરજ તારી નથી, જુઠી શું શીં રીત. ન કરીશ એનાં મટકલાં, મન મનાવા માંટ;
મુજને તેં શું જાણીઓ, રાજા સરખો રાંડ. તુજ સંગાથે પરીતડી, ખાવી એ તો ખાંટ; સા
કરનો સીરો જમુ, નહી રાજાવત રાંડ. મુજને તેં કાયર ગણ્યો, ભુંડો ભવઇઓ ભાંટ;
નીચ સાથે બોલુ નહી, નહી રાજાવત રાંડ. દાપણ મુજમાં છે અધિક, હું નહી દેખી દાંડ;
ચતુર નામ મુજ ચોખલો, નહી રાજાવત રાંડ. નારી બોલી નેહથી, મટકો કરતી મુખ; હું
રાણી દાસી તાહરી, ભાગ્ય તુ માહરી ભુખ. આજ પરણા આવીઆ, રાય વણધા વાત; ઉં
ઘાડીને આવતાં, મુજને ગઇ મધરાત. લાવી લાબોણા લાડવા, ખવરાવીને ખાઉ; સુતો છે તે જ
ગરો, ભીખ કરેતો જાઉ. સામદામ ભેદે કરી, વિખાણ કરયો બહુ વરત; હાવ ભાવ કટાક્ષ
થી, રિઝવિયો તે તરત. અરસ પરસ મન માનીયુ, જુવતીએ મેળ્યો જોગ; હસ્યા રમ્યાં ઘણુ
હેતથી, ભોગવ્યા ભારે ભોગ. કાંઇ નુન્ય રાખી નહી, અધિકી વાળી હદ; સહસ્ત્ર ધણી સ્વા
મી થકી, શોભા કીધી સદ. ચાર ઘટિકા ચિતની, ચતુરા ચાંપ્યાં ચરણ; સિખ મા ગી તે સં
ચરી; કરી સલામો ત્રણ. તે સરવે દીઠુ કુલજી, એતો અતી ઉતપાત; રાણી માર ખાધો ઘણો,
ભોજનની સી વાત. હેત ઘણે હડ હડ હસ્યો, મોટમ પામ્યો મેર; જાઈ જુઇ ચંબેલીનાં, ખરયાં
પુષ્પ તે ઢેર, સહુકો સુતાં ઉઠીયાં, મિતે થયો પરભાત; રાજાએ શેવક મોકલ્યા, કહી વિ
સ્તારી વાત. વજીર તેડયો સભા વિશે, મહિપતિ પાસ મહા મુલ્ય, વાટે ઘાટે વદનથી, ફરફર
વેરે ફુલ. મિત્ર આવ્યાતા મહિપના, તેણે દીઠુ દ્રષ્ટ; સંદે ભાગ્યો તેહનો, દિઠો પુશ્પની વ્રષ્ટ.
તરત દેખાડુ તેહને, ભાગી મનની ભ્રાંત; રાય પ્રધાન બંને જણા, આપ થયા એકાંત સભા.
વિશે રીઝયા નહી, કયમ રીઝયા ત્યાં રાત; બંધીખાનામાં હસ્યા, વિપરીત કહો એ વાત. સ
ભામાં હસતાં ખોડ સી, બંધીખાને શો લાભ; વેર કરયું કયમ મુજથી, ઊંટળ ઘાલ્યું આભ.
વહાણ બુડયાં સભા વિશે, તરયાં નીગડમાં કયમ; સીવ આગના સાચુ કહો, સોએક દીધા સ
મ. રાજા તુ પુછેશમાં, તોલ ઘટે છે તરત; કેતાં સાંભળતાં કથન, માહારૂ તાહારૂ મરત. પ્રતિ
જ્ઞા પુરણ કરી, વચ્ચમાં ઇસ્વર આપ; રીજુ પણ બોજુ નહી, બ્રહમ હત્યાદિક પાપ. મિત્ર
કે શતરૂ માહરો, કે રાણી કે રાંક; કોટી બ્રહમ હત્યા મુને, વદને વાંક. માંદી વાત મહોમા
કહયો, ભામનીનો રાખ્યો ભાર; આદી અંતરમાં રહયુ, ચાલ્યો આવ્યો સંસાર. કયાં માસી
કયાં માવડી, કયાં ભગની ભાણેજ; સરવની બુધી પાનીએ, તરૂણી લક્ષણ તેજ. સાંભળ એતા
બાલરી, જેવા સરખી જાત; રાજા ઘેર એ નીપજ્યુ, તો તુ કોણુજ માત્ર. સમુદ્ર સરખા ઉલ
ટે, સરોવરનો શો સાંગ; તોળાય હડ હડ હાથીઆ, ત્યાં પાડા પાસંગ. નિચ જાત નિરમાલ્ય
તુ, વરનવયાં છો વેદ; કરે વિખાણ વનિતા તણાં, ભુજા ભાખે ભેદ. દરજી મોચી નાપીકા, મા
ળી સોની સુતાર; નર એટલાની નારીઓ, સકળ વાતમાં સાર, વર્ણવ્યા સહુ વરણમાં, ઓસી

થાળાં અવતાર; પરાધીન પર ઘેર રહે, ઈસ્વર રાખે ભાર. ઊંચ અમીર ઉમરાવની, વસ રહે નહીં નાર; આપ રહે તો રહી શકે, સતી સીરોમણ સાર. માને નહી માહાર કહ્યુ, રૂદયામાં શાને રૂઠ; પરેમદાનું જો પારખુ, અતિ ઉમંગે ઉઠ.

ચોપાઇ. વાત કરીને વિપ્રજ ગયો, ખાતરીને મન ખટકો થયો; સ્ત્રી ચરીત્ર જોવા કારણે, બુધ વિચાર કરયો ખારણે. વનિતા આગળ કહિ એક વોત, આજ વાસો જવુ છે રાત; ભાઈબંધ ઘેર ઉછવ ઘણો, જરૂર અવસર છે જાવા તણો. જરૂર મારે જવુ છે તાંહ, તમો તો રે જો મંદિર માંહ; સો એક મેં ખાધા છે સમ, બોલ અબોલો કરીએ કયમ. સોરઠો. રામા ધ્રુશકે રોઇ, વિજોગ થશે વાહાલા તણો; કંથ વિના નહિ કોઇ, આધાર મુજ આત્મા તણો. ચોપાઈ. નારી કહે નહી દેખુ તુને, પડે ઉજાગરો માનો મુને; નહિ આવે નિદ્રા નહી સુખ, દાવાનળ વેઠીશું દુખ. હશે વાહાણે વેહેલા આવજો, લાખેણી વાતો લાવજો; વારૂ કહીને ખેતો ગયો. નારીને મન ઉલટ થયો. નિરભય થઇ જુવતીની જાત, જારને આજ રમાડુ રાત; હેત પ્રિતને ઉલટ હતી, સરોવર તિર આવી ક્ષણુ મતિ. સંજયા કાળ થયો જાહરે, પુરૂશ એક દીઠો તાહરે; વરણાગીને વાંકો વેશ, કાળા ભમર સરીખા કેસ. સકળ હથિયાર શોભીત સાથમાં, તિરકસ ભાથો છે હાથમાં; સો સીપાઇને પુરો પડે, અનમિ અહંકારીને નડે. વળી દુશમનથી નવ ડરે, મનમાં ચિંત્યાં કારજ કરે; રૂડી દીઠી તેની રીત, પલક એકમાં કીધી પ્રીત. હાવ ભાવ કટાક્ષે કરી, હેતેથી મન લીધુ હરી; રહો રાત રમાડુ અમો, પંથ પરદેશી દીસો તમો. રખે કુડ કરો કાંઈ કામ, વચમાં આણ્યા સીતા રામ; વચમાં રાખ્યા ગિરજા ઈશ, કપટ કોઈ કરે નહી મિશ. લીંબડા હેઠે ઘર માહરૂ, ત્યાં રહેવુ થાશે તાહરૂ. કોઇએ ન રાખ્યો કાયદો, ઘડી એકનો કીધો વાયદો. પતિએ મન વિચારી પેર, પાછો વળીને આવ્યો ઘેર; વસ્ત્ર વણવાની હુતી શાલ, તેવા ખાડે પેઠો તતકાળ. તે નવ જાણે ઘરની નાર, બેઠુ લાવી ઉઘાડયાં બાર; કરયો દિપક ભકતે ભાવિયો, એટલે પંથી ઘરમાં આવિયો. મારકણો કરમાં હથિયાર, આવાગત કીધી ઘરની નાર; બોહો લક્ષણુ ખેતો બુઝીઓ, થર થર થર તેતો ધ્રુજીઓ. છેતો થાઉ બોલુ આ દિશ, સહસ્રવસા છેદે મુજ શિસ; ટુંટીઆ વાળી બેસી રહયો, વળતો શો તમાસો થયો. મુજને મારતાં એ નવ ડરે, નિસ્ચે ટોકુ અળગુ કરે; રાત અંધારી દીઠી ઘોર, ચિતથી છાનો રહે જેમ ચોર. દોહરો—જાર તેડયો એ જુવતીએ, મહાસુખ દીધુ માન; લવીંગ સોપારી એલચી, પ્રીતે પુરણ પાન. આલિંઘન આપાવિયાં, ભાવતાં કીધાં ભોગ; ઉનમ કાંઈ રાખી નહી, શુભ કીધા સંજોગ. ત્રપ્ત કરયો તે તારૂણી, આસન ભેદ અપાર; લાડલડાવ્યા લક્ષધા, અપરમપાર અપાર. શાક કરયા બહુ ભાતના, વળી સિરોને રોવ; ભેગાં બેશી ભોજન કરયું, તુછ તરૂણીની ટેવ. સંસ્કાર અઠતાળીસ અધીક, વિખાણ તણી શી વાત; નીચ કરમ નારી કરયું, સોભીપરની સાથ. રવિ ઉગમતે રાજવી, શિખ માગી તે સાથ; વળી ગમે તો આવજો, કંઠે વાહયા હાથ. વોળાવા વનિતા વહી, પરવરયો પંથી પંથ; ખાડામાંથી નીસરયો, કામની કેરો કંથ. પતિ વિચાર પોતે કરયો, ગયો ખારણે તરત; વગર સમજ્યું જો બોલીએ, તો માથે આવે મરત. આવે ત્યારે પુછીએ, દેછે કવણ જવાબ; પછી મારૂં એ માનની, ન ગણુ મહોટુ પાપ. કહે પોપટ પરભાવતી, કંથે દીઠો કોપ; નિસ્ચે હણશે નારને, લજ્યા કરશે લોપ. શામા કેમ થાશે સતી, પતિ કેમ લાગે પાય; કરજોડે કયમ કંથડો. જડે કહોતો જાગ. નિશા ખાધી જે નીપજ્યું, તેતો દીઠું દ્રષ્ટ; બળી રહયો છે બાપડો, થઇ અગનીની વ્રષ્ટ. તે અગની કેમ ઓલવે, રીઝે કયમ એ ધાય, દીઠુ અણ દીઠુ કયમ કરે, કયમ જુઠી સા

એ થાય. ધબડ ધીંગોને લંટીયો, જાણે મોટો મલ; સ્વામીને કેમ વીસરે, શતરૂ રૂપી તે શલ
ફુટી જાય જન કુકયા, ધુંજે દેખના દેહ; ભેગાં બેસી ભોજન જમ્યાં, કહો કેમ વિસરે તેહ.
પ્રતિજ્ઞા પતિએ કરી, અધીકી દેશુ આંચ; નાક છેદશું નારનું, પરથમ અંગુલ પાંચ. જીવતી
ન મુકુ જીવતી, જો આવે ઇસ્વર આપ; હેત તણી હણીએ નહી. તો બેસે પ્રઉઢું પાપ. પોપટ
ને કે પરભાવતી, મુરખ તારો મેળ; એહ વિજારી શી ઠરે, ખરો ન થાયે ખેલ. બિજા સમ
જાવ્યા બાપડા, વિજાર કરી તે વાત; એ સ્વામી સમજે નહી, જેણે દીઠુ રાત. શુક કહેસાંભળ
સુંદરી, રહો આજુની રાત; શુભ વિદયાએ શીખવુ, વિપરીત સરખી વાત. બોલ વાત ઉતાવ
ળો, કામણ ગારા કીર; સ્વામી કેમ સમજાવીએ, ન રહે ધારણ ધીર. ઘરમાં આવી તે ગોર
ડી, પુરૂષે વોળાવ્યો પંથ; તુટયા દીઠયા તાંતણા, અટકો લાગ્યો અંત. નારીએ દીઠો સાંખી,
શિથીલ થઇ દાઠી શાળ; ચતુરા ચેતી ચીતની, પડી પેટમાં ફાળ. ઘરમાં રહયો છે ઘર ધણી,
કરશે મુજપર કોપ; અરે દઇવ હું શું કરૂં, લજ્જા થાશે લોપ. હામત મુકે નહીં સરે. નહી કાયરનું
કામ; જીવ જાન જોખમ થશે, જાણશે બાધુ ગામ. બાટ દેખી થયો ખરખરો, તુટયા દીઠા તાર;
રહયા દીસે છે હેરવાં, ભ્રાંત આણી ભરતાર. ગયો દીસે છે આ ઘડી, જોયાં વારૂ વરત; જો ચ
રિત્ર કાંઇ નવ રચુ, તો માથે આવે મરત. એ ધણી હવડાં આવશે, રૂદે હશે બહુ રીસ; લક્ષ
કરોડ વાસે વસા, સ્વામી છેદશે શીષ. ચરિત્ર કરયું એક ચિંતની, કળી શકે નહીં કોય; જખ
મારી સ્વામી રહયો, હેત ઘણેરૂ હોય. મો વાળી બેઠી માનની, રૂવે રાંડની રીત; થયાં પડોશી
એકઠાં, જે શું પુરણ પ્રીત. રૂદન કરો શે સુંદરી, હઇડુ ફાટતે હેજ; આજ તમારૂ કયાં ગયું,
તરૂણી તનથી તેજ. નવ દસ મળી છે નારીઓ, વિનવે વારંવાર; એટલે મંદીરમાં આવીઓ,
ભામનીનો ભરતાર. તોફાન દીઠું તરતીખનું, શામા શા માટે રોય; રાખી રોની રહે નહી, કા
રણ ન કળે કોય. જમતમ કરી કોઇ જુવતીયે, છાની રાખી છેક; સહુ સહુને મંદીર ગયા, ર
હયો અભિપ્રાય એક. સા કે જાન અધિકુ થયું, કે આવ્યુ કોનું કેણ; મુને પડયો છે ધ્રાશકો,
વિનતા બોલે વેણ. શા માટે રોયાં સુંદરી, શા માટે દેહમાં દુખ; શા માટે છો દામણાં, કેમ
કરમાણું મુખ. પિઉડા મુને પુછેશમાં, વિષમ વાત છે વરત; સમરથ સહુ સંભાળજો, મારે મા
થે મરત. ગરથ ઘરેણું જોઇ લે, લે તારા શણગાર; બોલ્યાં ચાલ્યાં માફ કર, અધીક વાંક અ
પાર. ગુનેગાર છું તાહરી, અધિક હવો ઉતપાત; ચોર થઇ ચતરભુજની, કરઇશ આતમ ઘાત.
મેં અધરમ અધિકો કરયો, અનઇયાગુ છું આપ; જગન કરે છુટુ નહીં, પ્રલયકાળનું પાપ.
ઘરેણું તારા ઘર તણું, આ પીયરનું હોય; આ પાંચ પ્રથમ પરણેતનાં, નથી જાણતુ કોય.
નરને કહે કરજે નાતરૂ, રૂડી જોઇને રીત; મુને નીત સંભારજો, પરહરશો નહી પ્રીત. ખોળા પા
થરે બેનીઓ, માનની મરે શા માટ; પરાણે પીંડ કયમ પાડશો, એવો શો ઉચાટ. કંથે બે ક
ર જોડીયા, કથન કહો નહી કયમ; શામા સાચ્ નવ કહો, તોતો મારા સમ. બ્રમહત્યા તુને
પાંચ સત, સ્રીં હત્યા સેં સાત; શા માટે મરશો તમો, વીપરીત કહો એ વાત. સોરઠા.
હેતે જોડયા હાથ, સાચ્ બોલો સુંદરી, શામા સ્વામી સાથ; વિગતની કહે વારતા. બોલતાં સા
ચા બોલ, પ્રથવી પાતાળે જશે, તાર ને મારૂ તોલ; ઘટશે ઘડી એકમાં સોએક બાધા સમ,
થનાર હશે તેતો થશે; સાંચુ ન કહુ કયમ, મારો વાંક મેરૂ સમો. ચોપાઇ. જ્યારે ત
મે ખવરાવ્યા સમ, તો સાચુ નવ કહીયે કયમ; પ્રથમ પરણેતનો મારો ધણી, તે સાથે પ્રીતી
અતી ઘણી. બાપે વિવા કીધો તે સાથ, હેતે જેનો ઝાલ્યો હાથ; કંસાર ચોરીમાં બેસી જમ્યા,
સોગટાં બાજી રંગે રમ્યાં. ગયા સાસરે આણે એક, હેત પ્રીતને વહાલ વિવેક; ચતુર નર કર

તો ચાકરી, બળીયા સાથે બાંધે બાકરી. ખાંડુ બેડુ ધરતો અંગ, શીપાઇ શુરાને રહેતો સંગઃ હેતે હથીયાર ધરતો તે હાથ, બોલી ન શકે કો તે સાથ. તેનું મોત તો રણમાં થયું, અંતઃકરણ જુવતીમાં રહયું; ધારાળો ધીંગો મહા ધુત, થયો અવગતીયો ભારે ભુત. ભુતળમાં તે ભમતો ભમે, સ્ત્રી વિના બીજી નવ ગમે; માલ ખજાનો તેનો લોધ; વળતુ સગપણ તન શું કીધ. અમો તમને આવ્યા નાતરે, સાંભળજો સ્વામી દીલ ખરે; આજ ભરવા ગઇતી હુ નીર, તળ બેટ ગામ તળાવે તીર. મેં ધણીને દીઠો દ્રષ્ટ, કાયામાં હું પામી કષ્ટ; માનવપણે હતો તેવો દેહ, મહારે મન પ્રગટયો સંદેહ. મુવુ માણસ જીવે નહીં કોય, અચીંકુ અચરજ મુજને હોય; મેં જાણ્યું મુજને સમણુ થાય, મુવુ જીવે નહીં પ્રથવી માંહ. મેં તો તેને પુછી વાત, આ શો દેખુછું ઉતપાત; તમો રણમાં પામ્યાતા મરત, શી રીતે અહીં આવ્યા તરત. તે બોલ્યો કરીને રોસ, બ્રમર આપ ચઢાવ્યાં શીશ; સમજે નહી ધુતારી ધુત, હું અવગતીયો ભારે ભુત. ભુખ્યો તરસો ભમતો ફરૂ, સંભળ નાર હું કહુછું ખરૂં; શોક માહારો કયમે નવી સમે, મહારો જીવ તુજ વાંસે ભમે. મારો લેઇ આવી તુ માલ, બેતા સાથ કરે છે ખ્યાલ; બેતો શું ખાશો માહારૂ રળ્યુ, પરવાર સહીત તેને તે ગણ્યુ. શોકીને સહ જનને ખાઉં, તારે રૂખીયો શીતળ થાઉં; બેતાને ખઇને સુખીયા થશું, વળતી જીવ તારો લેઇ જશું. હેત દેખાડી જોડયા હાથ, સ્નેહ કરયો મેં તેની સાથ; મેં તો તેને દીધા સમ, મુજ વાંસે ભમોછો કયમ. તેણે કહયુ મુકુ તુજ કેડ, આજ પરણો મુજને તેડ; પ્રથમ કરતીતી કરયને ત્યમ, મારી સાથે રંગે રમ્ય. કાંઇ અઘુરૂ કરશો તમો, તો બેતાને હણશુ અમો; મેં મનમાં રાખ્યો કાયદો, તરત કરયો તેને વાયદો. કાલ તમો હતા નહીં ઘેર, કરી પરણાગત રૂડી પેર; હઈયા માંહે હોળી ધરી, મેં એશું દીવાળી કરી. તેની મોહણ કીધી રાત, લાજ તણી શી કહીએ વાત; તારે શોરથા વીઘન ટાળવા, એને મોટે ધુળ વાળવા. અધરમ અન્યા કીધો આપ, એથી અધીકુ તે શું પાપ; તમને મેં નથી દીધુ દુખ, એના મનની ભાગી ભુખ. કાઢો મુકયો કરી વાયદો, ફરી પ્રગટે નહીં તો ફાયદો; એતે દુખ કો આગળ કહુ, શતરૂ સાલ કયમ દેહ સહુ. અવર પુરૂષ મેં ભોગવ્યો આપ, પ્રગટ કીધું મહોટુ પાપ; વળી આવે ચઉદરાને દીરા, કોણુ એ સાથે કુટે શીરા. નરમદા માંહે નાખુ દેહ, બાળુ પાપ કરયાં મેં જેહ; આ આપણુ કહીએ છે વાત, સઘળુ એ જાણે સાક્ષાત. દોહરા. બેતો કહે શામા સુણો, દિઠુ છે મેં દ્રષ્ટ; હું ખાડા મધ્યે હતો, પામ્યો ઝાઝાં કષ્ટ. વોળાવા તુ કયાં ગઈ, ગયો એ કાને ઠામ; સાચુ બોલરે સુંદરી, હઈએ રાખો હામ. નારી કહે નર માનશો, હવે આજ કે કાલ; જો જો જે શું થાય છે. નવ રહેશો નિરમાલ્ય. દુત તો દુર ગયો નથી, તળાવ આગળ તેહ; ભડ ભડ ભડ ભડકો થયો, કહુ છું નિઃસંદેહ. સાચુ માન્યું કંથડે, રખે એમ પણ હોય; જીવ જાય જો આપણો, વારે ન ચઢે કોય. કરમ કુટયું તે કંથડે, સાચુ જુઠુ જોઇ; વધુ વાત વિચારીને, મનનો સંદેહ ખોઉ. સુતો તાણી સાથરો, થયો નિંદ્રાવશ તેહ; એટલે નારી નોસરી, વાત બનાવી જેહ. બેનપણી એક તેહની, હતી પાડોશણ સાર; તે આગળ માંડી કહી, વારૂ વાત વેવાર; જીવડો મારો જાય છે, નથી માનતો કંથ; એ સુતો જઈ સાથરે, હેવે મારો અંત. સખી કહે સુણ સુંદરી, અમો મનાવુ આજ; બેસો બેન ઘરમાં જઇ, કરો તમારાં કાજ. મંદિરમાં આવી માનની, બેઠી પોતાને ઘેર; બેનપણી ઘેર નિપન્યું, તે કહી માંડી પેર. બુમ પાડી એક કારમી, શામા કે' કરડયો સાપ, એ નાશી પેઠા નેળમાં, મળમાં પુરણ પાપ. સાસુ સસરો નણંદ સહુ; ધાઈ આવ્યાં તે ઠામ; શેરી વચે શોધીઓ, મુકી સરવે મામ. જડો તે તો નવ જડયો, પડયો ધ્રાસકો પેટ; ઉતારનાર એક તેડવો, નીકર મરશે નેટ. વળી

બે ચારેક વહી ગઇ, આવી તે શ્રીને લેર; શામા થઇ ગઇ શીંગડું, ગ્રાન્તુ વાપ્યુ ઝેર. ગુણવંતો આવ્યો ગારૂડી, નારીને છાંટે નીર; મંત્ર ભણે તે મુખથી, ધુજાવે સદય સરીર. બકોર સંભળાયો બારણે, હાહાકારનો હેત; જાગ્યો ખેતો ખાતરી, આવ્યો લોક સમેત. મળી ત્યાં આવી મેદની, નાનાં મોહોટાં નરનાર; જે જેના મનમાં ગમે, તેમ કરે ઉચાર. કો કહે જુવતી જીવશે, કો કહે મરશે નેટ; સ્વાસ ચાલે છે મુખથી, ઉછળે અખળાનું પેટ. શામા તણા શરિરમાં, બોલ્યો મણીવર સાપ; શીદ બાળો છો મુજને, જીવશે નારી આપ. મારે વેર એશું નથી, નથી કાંઇ એટેસ અંગ; ચાંપ્યો મુજને ચીતની, ગાત્ર કરયું છે ભંગ. મારો વેરી એ તીઆ, રાખી મુજ ઘર નાર; ગરથ ઘરેણું ઓળવ્યું, જાતો તો તે ઠાર. ડસવા એના દીલને, પઉઢુ કરયું પ્રમાણ; પગ દીધો મુજ પેટ પર, માટે કરડયો જાણ. ભુત થયો હું ભાગ્ય હીણ, વિવિધ ધરૂં છુ વેષ; એક દીવરા ખેતા તણા, હેતે હંશ હરેશ. થટમાં તે ખેતો હતો, સાચુ માન્ડુ સરવ; થરથર કાયા કંપતો, ધરતો ઉતરયો ગરવ. પાણ જોડીને પુછીયું, ક્ષમા કરો અપરાધ; તમે કહો તે કીજીએ, મુકાવો મુજ બાધ. આજી જખ મારી અમો, થયા તમારા ચોર; ઉગારો તો ઉગરૂ, નથી કાંઇ મારૂ જોર. ખમા તુજને ખેતીઆ, અધિક ઉપજે છે હેત; જો મુકુ છુ જીવતો, કુટુંબ કળત્ર સમેત. અહરનિશા આરાધજે, શુરવીર મુજ નામ; સંકટ તારૂ ભાગશું, કરશુ કો દીન કામ. એવુ કહીને ઉતરયો, શામા અંગથી સરપ, લોક સહુ વેરા રાઇ ગયા, દાખી તેનો દરપ. સંતોખી રાખી સુંદરી, પતિ તો લાગ્યો પાગ; સાચો છે તુ સુંદરી, મન ગમે તે માગ. પ્રતિજ્ઞા ગઇ પાતાળમાં, ઉડયા સમ આકાશ; વિજનર વિદયા એ તો ખરી, શામા તુજ શાબાશ. જીવ્યાં બંને જ્યાં સુધી કંથ રહયો કરજોડ; માનની કરતિ મરકલાં, હીંડતો મોઢામોંડ. શેઠાણી કહે સુકને, સાબાસ તારી બુધ, વિદયા ભણાવી ભેદની, શીખી સઘળી સુધ. સીંહજપતી સોરોમણી, રખીયલ સુત મહારાજ; અવેર જસવંતા તણી, લક્ષ કોટી ધા લાજ. મહિમા માતર પરગણે, સીંહજ ગુણવંતુ ગામ; વિરેસ્વર માહાદેવજી, જેનું નવ ખંડે નામ. વાસણ વંસે અંસપત, મનજી સુત મેહેરાણ; રખીયલ રૂડો રાજવી, સકળ કળા સુજાણ. તેણે તેડુ મોકલ્યું, તેડાવ્યો કવી ત્યાંય; કરજોડી તેણે કહ્યુ, ઇસ્વર પધારોઆય. અમદાવાદથી આવીયા, વેગનપુરમાં વાસ; પિતા પુરશોતમ તણો; કહે કવી શામળદાસ. સંવાદ સુક બોહોતેરી, ગુણનીધી ગરવો ગ્રંથ; તરણ તારણ ત્રીલોકમાં પુન્ય પરમારથ પંથ. મહંત પુરૂશ ભાખણ ગ્રહે, ગ્રહે છતહીણા છાર;નીચ બુધી નરકે પડે, વરાને વઇકુંઠ વાસ. શ્રોતા વકતા સમજતા. કહે કવિતા કરજોર; સામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોર.

---

## વારતા ૧૮ મી.

ચોપાઇ. જય ગોવીંદને જય ગોપાળ, જય કરણા નીધી કરણ કૃપાળ; જય જગપતિને જય જગદિશ, જય આદ્ય ઉમિયાપત ઇશ. જય સુર નાયક શોભિત ઇંદ્ર, જય નવ ગ્રહને સુરજ ચંદ્ર, જય કિરતાર કરતા શુભ્ર કામ, જય દસરથ સુત સીતા રામ. જય ગણેશ ગરૂવા ગણપતિ, જય જય શ્રી વિધા સરસ્વતિ, શુક બોહેતેરી કહીએ કથા, જેગ વાત બોલાવો જથા. અષ્ટાદશમે દિવસે એહ, નારી નર મળવાનો નેહ; કામની મહિમા કોણજ કળે, આવી પોપટ પાંજર તળે. કસ્તુરી કેસર બેહેક બરાસ, લાયક લક્ષણ લિલ વિલાસ; તાતાં મુખ ભરિયાં તંબોળ, શોભીત અંગ સજ્યા છે સોળ. પચરંગી પેહેરાં છે ચીર, શુંદર ઉજવળ શુધ શરીર; દરપણ મુખ જોતી નીસરી; લાજ મરિયાદ વારૂ વિસરી. કુળવંતીને પ્રગટયો કામ, ઠમક ઠમક

આવી તે ઠામ; શુક કહે સેં કારણ જાગ્યો, ખાંત ધરી મારા સમ ખાગ્યો. આળસ કેમ મોડો છો અંગ; શા કે' સાંભરયો સ્વામી સંગ; હશી હુંશમાં તાળી લીધ, કોડે વાત કિર આગળ કીધ. નિસ્ચે વાત કીધી નારીએ, જરૂર આજ જાવું જારીએ; કહે શુક વેહેલાં આવજો, લા ખેણી વાતો લાવજો. ભદ્રશેન તણી ભામની, કંદરપ રૂપ કામા કામની; શથ એક વાતે સંકટ'પ ઠયું, દાવાનળ દુખ આવી અટયું. વધુ બિચાર કરી વિજાર, પરેમદા ઉતરીં પેહેલે પાર; પગ ખેંચી તે રહી પરેમદા, અંતરમાં અધિકી ઉન્મદા. ભદ્રસેન તે કયાંનો ભુપ. કુણ કંદ્રપ રામાનું રૂપ; શુક કહે સાંભળવા ગરજ, અમો એક કરછું અરજ. આભરણ અંગ તણાં પરહરો, બિનાં વસ્ત્ર ધનવંતી ધરે; વચન શુકનું સીરપર ધરયું, કહયું તેમ કામનીએ કરયું. શુક બોલ્યો તે સામા સાથ, હેતે જોડીને બે હાથ; સાંભળ નારી ચતુરસુજાણ, નિસ્ચે વાત કહું નિરમાણ. દોહરા. ઉજયણીનો અધિપતિ, ભદ્રસેન ભટ ભુપ; વિક્રમ કેરા વંશમાં, રિધપતિ રૂડું રૂપ. રામ સરીખુ રાજ છે, લક્ષધા સુખીયા લોક; ચોર ચુગળ લાંચી નહી, સ્વપ્ને ન મળે શોક. રાણી સાથે રાયને, નેહ ઘણેરો હોય; નિમેશ ન અળગો નિસરે, પળ પળ મુખડુ જોય. પુછીને પાણી પીએ, જમે જુવતિની જોડ; રમે રમત બાજી તણી, હાર જીતની હોડ. નિતી અનિતી ન્યાયની, પુછી વિનતાને વાત; ચતુરા કહે તેમ ચુકવે, ભુપ ભલેરી ભાત. કથા સુણે કંથ કામની. ગાય ગુણવંતા ગીત; રાગ રંગ રંગે રમે, પુરપતિને બહુ પ્રીત. વ્યાસ એક વરણાગીઓ, કથા સંભળાવે કાન; કવિતાને કંદ્રપ ભરયો, કાયા કોક સમાન. ચાળા ચેટક તે ચતુર નર, ચંચળ તેના ચેન; વ્યાસ ઉપર પ્રીતી ઘણી, અધિપ તણી મન એન. હુકમ નહી રાજા તણો, નારી પાસ કો જાય; પોતે પોતાની પ્રેમદા, ત્યારે કહે કથાય. એમ કરતાં દિન વહી ગયા, માનનીને મન મગન; રૂસી સંગાથે રાણીને, લાગી લેહેર લગન. વગર વેળા કોઈ કામ વિણ, મ્હેલ મધ્યે નવિ જાય; એક દિન તે આવી ચઢયો, વળતુ ત્યાં શું થાય. પોકાર કરીને પરેમદા, બોલાવ્યો ઘર માંહ; એક દાશી એક સુંદરી, ત્રીજુ નહી કોઇ ત્યાંહ. આસન દિધું વિપ્રને, કરી દાસને સાન; કાઢી ત્યાંથી કીંકરી, તરૂણીને આવ્યું તાન. મનમાં સમજ્યો વિપ્ર તે, પુરણ કરમના ભોગ; રૂષિ કહે રાણી સુણો, ખરો આ છે ક્ષઇ રોગ. કાળ ભમે શીર ઉપરે, પુન્ય ગયું પાતાળ; હવડાં અધિપતી આવશે, ચઢશે મુજ સીર આળ. કોક ભણી તું કામની, અનંગરંગ અપાર; વાછાયન મત વાંચીયો, તેથી વંઠી નાર. નારી ચરિત્ર નિરખાવીયાં, થયૂ એ માઠૂ કામ; તુજથી બાંધી પ્રીતડી, રૂઠયા મુજને રામ. મોટી પનોતી લોહની, અધીક આઠમો રાહ; મેં તુજ શું પ્રીતી કરી, ઘટમાં થાશે દાહ. આજ દિવશ રાજા ગયા, સિકાર કામે શેર; હવડાં પાછા આવશે, થશે તરણનો મેર. છપા. નારી નીચ સ્વભાવ, નારીમાં લક્ષણ ભુંડાં; નારી નીચ સ્વભાવ, કૃત્ય નારીનાં કુડાં. નારી નીચ સ્વભાવ, જુગ બાધામાં જુઠી; નારી નીચ સ્વભાવ, રહે રૂડાં શું રૂઠી. નારી નીચ સ્વભાવની, અણઘટતુ તે આચરે; શુર પુર પ્રઢ ધીરને, કરોડ વસા કાયર કરે, ઉંચા કુળની નાર, નીચશું નેહ નીહાળે; નરૂપ તણી જે નાર, ભિક્ષુકને ભાવે ભાળે; પંડીત જનની નાર, મુરખ સંગાથે માણે; જાણ પુરૂષની નાર, અધરમ અનઈઓ આણે; રૂણીજન કેરી ગોરડી, નેહ નગુણા શું ધરે; પુન્યવંતાની પરેમદા, કબુલ તે કુડાને કરે. રામા ન જુવે રૂપ, મન ગમે તેમ માણે, કામની ન જુવે કુળ, હેત આકુળથી આણે; જુવતિ ન જુવે જાત; જુવે નહી પંડિત પુરો; ન જુવે ઉંચ અમીર નહી સતવાદી શુરો; કામની તો કામી જુવે, કે મન ઈચ્છા માનની, નિમેશ માઝા રાખે નહી, શામળ કહે ભુંડી ભામની. બુધી નહી લવલેશ, બેશ બાણીને બેશે; છાંડે સ્વામી

સ્નેહ, પરમંદિર પ્રીતે પેસે; ચતુરા કરે ચરિત્ર, છતી કોની નવ જાય; મારે જો માંટી માર, કુજેતી અવળી થાય; જુઠી વાત જગમાં કરે, તો સાચી તેની થાય છે; અવગુણનો ચરણવ ભરયો, પણ કામની નામ કહેવાય છે. ભુપતિ કેરી નાર, હિંચે હીંચોળા ખાટે; પ્રેમળ પાનમે પુસ્પ, પોઢણ પલંગ શુભ પાટે; સજાવે સોળ શણગાર, જવેર જુગતે જડાવે; ખમા ખમા કહે સરવ, લક્ષધા લાટ લટાવે; તે સરખાની તારૂણી, વિપ્ર સંગાથે મન વસ્યું; ભિક્ષા માગી ભોજન કરે, શામળ કહે કારણ કશું. દોહરા. વિનતાએ વ્યાસને તેડીયો, થર થર ધ્રુજયો તરત; જાણે કાઢયો મારવા, માથે આવ્યું મરત. ખટકિએ મુકયાં ખાસડાં; માણ્યો મેટા મોહ; સનમાન કરેછે શોભીતા, તરૂણી બેઠી તાહ. વિપ્ર તમે શીદ વળવળો, ધ્રુજાવો કાં દેહ; હું નો આંચ આવે નહી, કરય તુ મુજશુ સ્નેહ. રૂષી કહે રાણી સુણો, જરૂર જાયછે જીવ, પ્રસન થાય તુ પદમની, મુજને રૂઠે. દેવ. ગઇ રિધીને રોટલા, ગયો વિદયા વેપાર, ગઈ લજયા જે લક્ષધા, જશે બ્રાહ્મણનો ભાર. ગયું માનને મ્હાલવુ, ગયાં કથાનાં કેણ; જરૂર પ્રાક્રમ જાય છે, વેદ વિદયાના વેણ. ધરમ કરમ નહી સુદરે, પાછળ ન રહે પ્રીત; મહીપતી રૂઠયો મારશે, નહી એ રૂડી રીત કંહે વળગી કામની, રૂઠે ચાંરયો રૂષી રાજ; માણય સુખ તુ મુજથી, લેશ ધરિશ નહી લાજ. રાજા ને રાતરાજા મળ્યો, ડાબી પાસાં વરત; અપશુકન અવલોકીને, પાછો વળીયો તરત. અચાનક આવ્યો અધિપતી, થયું ન કેને જાણ; માણ્યો મહિપતી મ્હેલમાં, નિસ્ચેથી નિરમાણ. છપા. નિરભાગી જાશે ગંગ, સલિતા તે સુકાશે; નિરભાગી રળવા જાય, લાભ પણ તે લુટાશે; નિરભાગી પરણે નાર, થશે માંદી કે મરશે; નિરભાગી પામે દ્રવ્ય, હાકયમ કે તસ્કર હરશે; નિરભાગી બેશે ઘોડલે, પડશે ને પાગ ભાગશે; નિરભાગીને મંદીર મળે, પછીત પડે કે લાગશે. નિરભાગી જમવા જાય, વેદ નાંખે તે વાશી; સાચો જો બોલે બોલ, તોય કરે સહુ હાંશી. નિરભાગી ડાહયો થાય, લોક કેશે એ ઘેલો; નિરભાગી નવ બોલંત, કેશે હઇયાનો મેલો. જે નરને નિરભાગ્યતા, સો ઉધમ સુના પડે; ભાગ્ય વડુ છે જેહને, પુરણ જસ જુગતે જડે. દોહરા. ખટકીમાં દીઠાં ખાસડાં, એતે કોના હોય; કવણ પુરૂષ પટંતરે, કળી શકે નહી કોય. બ્રાહ્મણ ધ્રુજી ભુંઇ પડયો, ગયો શરીરથી શ્વાસ; રાખ્ય રાખ્ય રામા મુને, વિનતા હું તારો વ્યાસ. રઝળ્યાં મ્હારા છોકરાં, રામા કીધી રંડ; તમ સાથે મન મેલીયું, દૈવ્ય તણો એ દંડ. સુણ્યુ તે વેળા સુંદરી, હતો પટારો પાસ; ગુણનિધી ઘાલ્યો ગોરડો, એક દુખ બીજુ હાશ્ય. તાળુ દીધુ તર તીખ ત્યાં, કુંચી કાંચળી માય; એટલે કંથજ કોપીઓ, તરતીખ આવ્યો ત્યાંય. મારકણો તે મહિપતી, ખીજયો આણી ખાર; કુદરષ્ટીએ કોપતો, જમ ગ્રીષ્મેઅંગાર. કે'રે કામની કોણ છે, નહી આ રૂડી રીત; ખટકીએ કોના ખાસડાં, પુરણ કુણશું પ્રીત. ચોપાઇ પ્રશ્નોતર. પગરખાં કોઇક દાસના, કહે વનિતા એતો વ્યાસનાં; નર એકયમ તેડયો નારીએ, જુવતી કહે જોબન જારીએ. વણ આજ્ઞા કેમ આવ્યો તેહ, મ્હારો સાચો સ્વામી એહ; તેં મુજને મુરખ જાણીઓ, તે માટે એને આણીઓ, હશે મુખથી ને વાતો કરે, ધારણ કયમ ધરણીપત ધરે; માંહિ વડલાં વિણ વ્યાસ, પ્રેમદા તે પટારા પાસ. દોહરા. પોપટ કહે પ્રભાવતી, સંકટ પડયું શરીર; સાચે સાચુ માનીયું, નરનું ઉતારયું નીર. હવે કયમ એ ઉગરે, ભોળવાય નહી ભરતાર; નિશ્ચે મારે નારને, વ્યાસ હણાતા શી વાર. શુક કહે શુણ સુંદરી, રહો આ જુની રાત; વારૂ વ્યાસ ઉગારીઓ, વિસ્તારી કહુ વાત. જો ઉપર આસન કરયું, નાવણ ટાઢું નીર; કહે વાત ઉતાવળો ધારણ ન રહે ધીર. ચોપાઈ. શુક કહે સાંભળ સુંદરી, રાય મ્હેલ જોયો માંહિ ફરી; રાજા કહે રૂષી કયાં ગયો, ઘાલ્યો પટારે સુખીયો થયો. તરૂણી કહે

આવતા દીઠા તમો, એટલે પટારે ઘાલ્યો અમો; તાળુ દીધું અકલ જાણીએ. ઉઘાડો મારી કુંચીએ. શામા સાચુ બોલી સાથ. ઉઘાડો કુંચી લ્યો હાથ; વ્યાસ માંહિ થરથર ધ્રુજીઓ, બોલી નાર તેતો ભુલીયો; દોહરા. કુંચી લીધી કંથડે, રૂદે ધરીને રોસ; પ્રથ્વીપર પ્રહિ પરેમદા, ચિંતનીએ નાંખો ઓસ. કટાર લીધો તે કામની, ધિક ધિક મુજ અવતાર; લીધી મારી આબરૂ, ભાગ્યહીણ ભરથાર. મુરખ માંટી માહરા, ઘણો અધિકો ઘોર, ચોર હશે માટે કહે, એ યુગલને ચોર. ઝટીઆં ખેંચતી ઉતરી, કાઢો મારો જાર; આળ મુકયું શીર માહરે, મરૂછું નિરધાર. પચવીસ વરસ પરણે થયાં, પ્રતિવ્રતા હું આપ. જુઠુ આળ ચઢાવીયું, ભોગવ ભુંડું પાપ. સહુકો પુંઠે ઉતરયા, જાણ્યું મરશે એહ; રાજાએ જાણી સાંત, ગયો મનનો સંદેહ. નારીને નમણું કરે, પુરતણો પ્રધાન; રાજા સુધાં આવીને, દેછે સુભ સનમાન. માનની કહે માનુ નહીં, વળતી સી થઈ પેર; દાશીએ બ્રાહમણ કાઢીઓ, ગયો ગ્રુહયથી ઘેર.

ચોપાઇ. નરપતિએ કુંચો નાખી જેહ, દાસીએ છાની લીધી તેહ; બીજે જીને ઠ બાહાર, ગયો ઘેર નિસ્ચે નિરધાર. છાની છાના આવી ત્યાંય, સરવ કુટુંબ ભરાયું જ્યાં. રાણીએ દાસી દીઠી આપ, તન થકી તજીયો સંતાપ. જાણ્યું વ્યાસ વોળાવ્યો ઘેર, પછી રૂડીની માંડી પેર; પાછી ઉપર આવી કામ, મહો વાળી બેઠી તે હામ. દોહરા. વ્યાસ બિચારો વિપ્ર સુભ, ઈશ્વરનો અવતાર; બાપ ઠેકાણે બાપડો, દિવ્ય પદવી દાતાર. મુજને કોઇ મળ્યું નહી, જારી કરવા જોર; પંડીત પટારે ઘાલીઓ, ચતુર કરયો મેં ચોર. માન્યું સાચુ મુરખા, જોયો તુજમાં સાર; શું કરીએ પરણ્યો પતિ, નિકર નવ રાખું ભાર. રાણી વિલાપ તે આવીયા, ઉપર રાય પ્રધાન; રાણી રોવુ નવ ઘટે, ભામની આણો ભાન. સમજુને શુ કીજીએ, વિસારી દો એ વાત; થવા કાળ તે થાય છે, ખરો કે ખોટો ખ્યાત. મુહુરત એક મનાવીયાં, રાણી રીષનું રૂપ; બીજે દીવસે સવારમાં, બેઠયા વ્યાસને ભુપ. રાજા પુછે વિપ્રને, સુણો વ્યાસજી વાત; અણુવાણે ચરણ કેમ આવીયા, સાચુ કહો સાક્ષાત. જવાન ભાઇને બેનડી, જવાન પુત્રને માત; એકાંત કહી રેહેવું નહી, વાણી વેદ દિખ્યાત. મારી અનદાતા માવડી, અમો પુન્યના પુત્ર; તમો સીકારે સંચરયા, સુનું દીઠુ ઘર સુત્ર. અમો બારી થઇ નીકળયા, કરશું જઈ ઘરનું કાજ; પગરખાં પાટ હેઠળ રહયાં, તે લેશુંજી આજ. રાજાએ રૂદે વિચારીયું, થયું મન મારૂ મુઢ; માનનીં હસી તે માનીયું, પ્રાક્રમ કીધુ પ્રઉઢ. સુખપાળ આપી વ્યાસને, અતિ ઉજવળ અમુલ્ય; ઓઝલ પદદો નહી તાહરો, તુ ઈસ્વર સમતુલ્ય. કરજોડયા કામની કને, ક્ષમા કરો મુજ વાંક: મુરખ થયો હું મન વિશે, એતો આડે આંક. વિપ્ર તેડયો હોય મંદિરે, શિદ માને મારે મુખ; કરી મશકરી માહરી, તેથી દિલ પામ્યો દુખ. જયાં સુધી તે જીવીયો, જોયો નહી સ્રીનો વાંક; ગમે તે રીતે આચરે, અલબત આડે આંક. પોપટ કહે પરભાવતી, ગુણ એવા જો ગાઓ; તોતો જાઓ જારી કરો, નિકર રોટલા ખાઓ. સાંભળ રૂડા રાજવી, સાંભળ દેવ દાતાર; અવેર જશવંત છો જુગ વિશે, સકળ વાતમાં સાર. ગુજર દેશ ગરવો ઘણો, વેગનપુરમાં વાસ; સુત શ્રી વિરેશ્વર તણો, કહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.



## વારતા ૧૯ મી

ચોપાઇ. પ્રણમું શ્રી ગુરૂજીના ચરણ, કોડે કથા સાંભળુ કરણ; સેવુ શ્રી સરસ્વતી સ

રૂનદા, નિરમળ જળ જેવી નરમદા. દુંદાળો દુઃખભંજન દેવ, સિતાવરની કરીએ સેવ; છુ બોતેરી કહીએ કથા, જેગ વાત બોલાવો જથા. છપ્પા. જય સિતાપતિ રામ, જય કરૂણાકર સિંધુ; જય સિતાપતિ રામ, જય જય લક્ષમણ બંધુ; જય સિતાપતિ રામ, નર કાંતક અધમ ઉધારણ; જય સિતાપતિરામ, તત્વ ત્રિલોકે તારણ; મુકિતદાતા મહિમા ઘણો. રાવણ રોળણ રામજી; સુખ સાગર સામળ ભણે, અહરનિશ તુજ નામજી. દોહરા.

ઓગણીસમે દીવસે આદરી, ચાલી ચતુરસુજાણ; આગી પોપટ પાંજરે, માનની મન મેહેરાણ. સોળે સજ્યા છે સામટા, પેહેરયાં ચોળી ચીર; કામનિ પ્રત્યે બોલીયો, કામણગારો કીર. સીદ પધારો સુંદરી, શું કારજ કોણ કામ; જમવા કે જારી જશો, ઠરાવ કરયો કોણ ઠામ. પક્ષી શુણ કહે પરેમદા, સિદ જુઠા સમજાઉ; શુભ વિદયા તે સીખવી, જારી રમવા જાઉ. સા .મ ભેદ કરી, વિદયા સીખી વાણ્ય; કોની બિક ન આણીએ, નિસ્ચે કહુ નિરમાણ્ય. સુ સામી પરવરો, કરી આવો શુભ કામ; સંકટ શિરથી કાપજ્યો, બોશો નહી નરનું નામ. .બો દુશમન કેડ લે, કે કોઈ દેખે દ્રષ્ટ; અથવા દે કોઇ સાંકળી, કવણ નીવારણ કષ્ટ. માન્યની મકુવાણા તણી, એવી ધારજો હામ; કદાચ કોઇ સંકટ પડે, કરજો એવુ કામ. ચરણ બેંચી ચતુરાં રહી, શિખવ મારા મિત્ર; કોણ હતિ તે કામની, કેવુ કરશું ચરિત્ર. શુક કહે એ વારતા, નેહ ધરી સુણ નાર; ભાવે ભીના વસ્ત્ર સજ, તજ સઘળા સણગાર.

ચોપાઇ. ઉતર પંથ અતિ અનુપ, ભોમતેક નગરીનો ભુપ; લીબટીયું લાખેણું ગામ, પાટણ પ્રગણામાં સ્થિર ઠામ. રઇયો રાજવિ રહે મકુવાણ, પરાક્રમ પંચ કરે પ્રમાણ; પુરણ પ્રાક્રમ પિછે પેર, રાજુલ નામે નારી ઘેર. જીવ એકને જુદા દેહ, સાચી પ્રીતી સાચો સ્નેહ; એક એકને નેહે નમે, ગુણ એક એકના મનમાં ગમે. એક એકનો નવ કાઢે વાંક, અધિક પ્રીતી છે આડે આંક; એક દીવસ પરૂણા પાંચ, આવ્યા ઘેર સહોદર સાંચ. તેહ ધણીને વાહાલા ઘણા, તન મન ધન છે પોતા તણા; આસ્વાગત અધિકેરી કીધ, શામાને સીખ સ્વામી એ દિધ. જમ તમ કરી જુગતે જમાડ, સહોદર આપણા સુખ પમાડ; સ્વામી લેઇ આવ્યો તે સાક, પરેમદાએ સુધારયો પાક. સુગંધ સ્નેહ મરદન શરીર, નાહાવા કારણ મુકયાં નીર; માંડયાં આસન બેસાણ ઠામ, જોજ્યો ત્યાં થયું એક કામ. દોહરા પાંચ પ્રાહુણ છેહો ધણો, જમવા બેઠા જોડ; પીરસવા રહી તે પરેમદા, મનશું મોડામોડ. એટલે પેલી નારનો, જુગતે નીકળ્યો જાર; દ્રષ્ટે દ્રષ્ટ તેહની મળી, વાધી પ્રિત અપાર. મન વિહવળ થયું તેહનું પરવશ પડીઆ પ્રાણ; કરી શામશા તેતો ગયો, વાગ્યું મોહનું બાણ. હશાં પલક એક હેતથી કરે વાહ્યો હાથ; અકસ્માત તું આવજે, સાન કરી તે સાથ. એમ કહી તેતો ગયો, જ્યાં જાવાની જાગ; વિનતા મન વિચારયું, જોવા માંડયો લાગ. નારી કહેરે નાહલા, જમવા શું બેશો તરત; પ્રથમ તો જોયું નહી, ઘરમાં છે થોડુ ઘરત. કંથ કહેશુણ કામની, નથી મુજ પાસે દામ; જમ તમ કરી ચલાવજો, કામની ઘરનું કામ. ઉછીતું કોનું નવ મળે, નજડુ કઈ ઉધાર; એમ વિચાર બંને કરે, તે નરને તે નાર. માન્યની કહે માંટી સુણો, નહી જાવા દેઉ લાજ; નીચપણું કેમ કિજીએ, આ અવસર સુભ કાજ. પિતા મારાએ પોયરથી, આપ્યો રૂપૈયો એક; તે લેવી છે છીદરી, વારૂ વસ્ત્ર વિવેક. હવણાં તો ઘરત લાવીએ, કાલે ખરચ આપ; ગયો અવસર આવે નહી, વેદ પુરાણે છાપ. ભાજન લીધું ભામની, લીધું નાણું રોક; ઘરત લેવા ગઇ ગોરડી, બીરા કરીને ફોક. આવુ છું એક પલકમાં, ઘરત લેઇને ઘેર; ભાણામાં અનરીસજો, પરઠી એવી પેર. જઇ મળી તે જારને, કિધી વાત વિચાર; તું મુઝ શીર

માહરો, તું હૈડાનો હાર. તું તો મારો જીવડો, તુજ વડે મુજ પ્રાણ; બરવણીયોતું ઘણો, વ નિતા બોલી વાણ. તે નર કહે નારી સુણો, હું આવ્યો તુજ માટ; તારે ઘેર ઘણા જણા, પ્રા ણ બેઠા પાટ. પાછા ઘેર અમો જશું, નેક થઈ નિરાશ; થશે વારતો ખોજરો, વિનતા વ ળ્ય તું વાસ. વાટે દેવળ દેવનું, ડોસી રહે તેમાં એક; તે પણ પકી કુટણી, વપુ વિજાર વિવે ક. ડોસી કહે સુણ દીકરા, મેં જાણ્યા બેનાં મન; પ્રીત રીતની પરેમદા, તું છે જારી જન. મંદિરમાં આવો માનની, કરો તમારૂં કામ; ઊંની આંચ આવે નહી, રાખણહારો રામ. સંતો ષ્ય તારા મિત્રને, જે આવ્યો આશાભેર; ઉતાવળાં આદર કરી, ગુણવંત જાવ્યો ઘેર. હસી મન પલકાવિયું, ગયાં તે મંદિર માંહ; વેએ મુહુરત એક વહી ગયું, તે ભેળાએ ત્યાંહ.

છપા. કામી અંધથી અંધ, કામી નવ દેખે આંખે; કામી નવ ધારે ધરમ, સંકટ તે દેહે સાંખે; કામી ન જુવે જાત, માત ભગની નવ ધારે; કામી ન ગણે નાત, કામી સગપણ નવ રે; કામીથી વ્રત પળે નહી, કામી જીવ કોઈ દિન ખુવે. કામી નવ દેખે કોઈને, જગત આ તેને જુવે. ભાળ્ય દેવાનું દુખ, ભાળ્ય સુખ રામા પાખી; ભાળ્ય વેઠવી ભુખ, ભાળ્ય ઘેર ખટ કી રાખી; ભાળ્ય ડાહાપણ છીદ્ર, ભાળ્ય મલિનની સેવા; ભાળ્ય રળે જે રંડ, ભાળ્ય શીર આપજ લેવા; ભાળ્ય કલં શીર કામ્યની, ભાળ્ય હોડ જે હારયની; શામળ કહે ભાળ્ય સત વાદીઆ, પલક પ્રીત પરનારની. પરનર ઇચ્છે નારય, સત્ય તેને નવ સુઝે; પરનર ઇચ્છે ના રય, બુધિ એકે નવ બુજે; પરનર ઇચ્છે નારય, પુરૂષમાં નવ રહે પ્રીતિ, પરનર ઇચ્છે નારય, રૂડા ઘરની નહી રીતી; પરનર ઇચ્છે પરેમદા, વર તેને વાલો નહીં; શામળ કહે શાણી સુંદરી, જેવલે કામા કહી. લેશે કામ્યનીની કેડ, વણ મોતે તે મરશે; લેશે કામ્યનીની કેડ, મોરાતબ આ પે હરશે; લેશે કામનીની કેડ, જીવ જર સહિતે જાશે; લેશે કામનીની કેડ, અનરથ અધિકો થાશે; ડસશે તથા ડસાવશે, મરશે કે વળી મારશે, કેડ લેશે કામની તણી, જીતી બાજી હારશે. દઈતા રૂઠી લે જીવ. ડંના રૂઠો દંડાવે, દઈના રૂઠો એ દઈવ; તાંદુલવત દેહ ખંડાવે; પરેમદા પરહરે પ્રાણ, હ ત્યા શિર સેજે આપે, અપજસ કરે અનંત, છેક છાકેલી છાપે; રામા રૂઠી રહે નહી, કરે નઠારૂં કા મજી; રામા રૂઠી જેહને, તેને રૂઠ્યા રામજી. નારીને નવ રાખંત, અલબત ઉમરાવ અધિકારી; નારીને નવ રાખંત, સુર પુર દઢ ધારી; નારીને નવ રાખંત, શામ દામ ભય ભેદે; નારીને નવ રાખંત, શાસ્ત્ર પુરાણ કે વેદે; સુરપુર પંડિત પટલ, કે સાવન પરતાપથી; શામળ કહે સ્ત્રી રાખી શકે, કુળ અધિ કાર એ આપથી. લેવી નગરી ઘટ લંક, ગણવા કીજડક જે ઓણા; લેવી વાઘની મુછ, લેવી ફ ણીધરની ફોણ; તરવો અરણવ અપાર, શિલા ભાગવી શીશે; પીવું હળાહળ જેર, રોસ વિના કે રોસે; એ સરવતો સોહલું, દોહલું કામ છે જારીનું; નિસ્ચે દોહલું નીરખણું, વશીકરણ જે નારીનું. પલક એકમાં પ્રીત, કરે જો રામા રિજે; પંદર ભવ પલટાય, ખરી જો મનમાં ખીજે; દેખાડીએ ઝાઝો દામ, નેહ ન હોય તો નાસે; કરે આપણું કામ, પ્રીત જો પરેમદા પાસે; પોતા ને મન પ્રીતડી, ચતુરાં તે નર ચહાય છે; જોરને વશ જુવતિ નથી, શામળભટ સાચુ ગાય છે.

દોહરા. પેઠા ઘરમાં પરેમદા, મન માન્યાને માટ; પાંચ પ્રાહુણ છઠો ધણી, જુવે બેઠા વાટ. એટલે એક જાગુ બોલીઓ, ખરરક બોલો બોલ; મકુવાણા તાહરી માનની, તરતું દીસે લોલ. એક દોશ ડઈ આવીએ, થઈ એટલી વાર; રોદ્યું તે વણસી જશે, નાવી તુજ ઘર નાર. મકુઆણ મહા રોસાળવો, કરી પ્રતિજ્ઞા તરત; કાળ ખુટયોરે કામની, માનની તારૂં મરત.

છપો. જો નવી મારૂં નાર, પાપ પ્રથિવનું લેઉં; જો નવિ મારૂં નાર, રામ દુ ખો દેઉં; જો નવિ મારૂં નાર, બ્રહ્મ હત્યા ભોગવિએ; જો નવિ મારૂં નાર, કોટી જગ નરકે

બેગવિયે; ધરમ અધરમ જોવો નથી, હેત તજી હાથે હણું; અધિક દિશો તે ઉઠીઓ, તે કાને
સરવે સુણ્યું. દોહરા. પોપટ કહે પરભાર્ત, પતિએ કીધા પેર; પલકની પાસ મટી
થઈ, ચોરો કયમ જાશે ઘેર. જબાપ જુવતી કેવો કરે, કયમ પતિ લાગે પાય; સતીપણું કેમ સા
ચવે, કહો જડે તો જાય. માગુણ કેમ પાગે પડે, કેમ રેશ સ્હુનો જાય; ગામ બધાને ગુણ
ગમે, સતી સીરોમણ થાય. શુક પ્રત્યે શેઠાણી કહે, અચરજ એહ અપાર; પ્રતિજ્ઞા કેમ પરહરે,
બોળવાય નહી ભરતાર. રહો આજુની રાતડી, સુણ સાંભળવા ગરજ; કાલ રાત જવ્યો કામ
ની, એહ હમારી અરજ. પારા સુરા વાત કહે, કૌતિક સંભળાવ કરણ; તુ કહે તો જઈએ
નહી, તોલ પુરા કાન મણ. નારીએ દીઠો નાહોલો, રાજપુત્રને રીસ; ખડગ ઉ.
બાડે ખીજતો, નિસ્શે છેડે સીસ. બેઠી રસ્તામાં બાળીકા, માહા વિજારી મુલ
તથે કાયો એકઠો, ઢગલો મોટો ધુળ; પાગે પાટો બાંધીઓ, અંગુઠે
તિ દુખ; અરે અરે અરે કહે, કરમાણું છે મુખ. આંસુપાત આંખે વહે,
લક્ષવા મળીઆ લોક; બહુ જન કહે છે બાપડી, શામાને મન શોક. રજે ભરી રામા બહુ,
મલીન થયાં છે વસ્ત્ર; મહા રજનો મેરૂ કરયો, દિઠો દારૂણ દસ્ત્ર. સ્વામી કહેરે સુંદરી, વનિતા
બેઠી કેમ વાટ; પાગે પાટો બાંધીને રૂદન કરે શા માટ. બોલે પણ બોલાય નહી, હઈડુ ફાટી
જાય; ખમા ખમા ખમા કહે, ગુણ સહુ તેના ગાય. ઉતાવળી ઉતાવળી, લેવા દોડી ધરત; અઠ
ડાઈ પડી આ ઠામમાં, તિમ્મર આવીયા તરત. પડયો રૂપૈયો રેતમાં, શતધા પ્રગટયો શોક; ઉઠા
ડી આડે જણે, લક્ષવા મળીઆ લોક. મેં જાણ્યું જઉ ઉતાવળી, ઘણાં હેતથી ઘેર; પેલા મા
ગુણ જાણે નહી, મારા કંથની પેર. સહોદર સહુકો સાંભળે, જે શામા બોલી સાચ; ઓશિયા
ળા અધિકા થયા, પેલા માગુણ પાંચ. ચતુર લેઇ આવ્યા ચારણિ, ફોકટ કરતા
કુલ્ય; ચાર ઘડી થઇ ચાળતાં, ઢગલો વાળયો ધુળ. ધણીના હાથમાં ધન જડ્યું,
રોધ રૂપૈયો રોક, સારૂ સહુકોએ કહયું ઘેર ગયા સહુ લોક; ધરૂત લીધું તે
ઘર ધણી, સાથે માગુણ પાંચ, વળગાડી ઘેર લાવીઆ, નાવોં ઊંની આંચ. જમ્યા ર
મ્યા તે જોખમાં, લક્ષવા રાખો લાજ; સારાનું મુખ દિઠુ હશે, તો સુધરશું સહુ કાજ. સરવ કહે
શાબાસ છે, સ્વામી કહે શાબાસ; રૂપીયો કાઢયો રોકડો, હતો પીયરનો પાસ. કંથની લાજને
કારણે, વાર કરત નહી લેશ; પગ ભાગ્યો પડી ગઇ, ઠમકે વાગી ઠેશ. કરયા લાખેણા લાડવા
ગુંદ સુંઠ ને ધરત; આવરદાએ ઉગરી, નહીતર પામે મરત. ચઉદ દિવશ કરી આકરી, સાજી
થઇ તે દિશ; કુળ કુટુંબ જમાડીયું, વિપ્ર જમાડયા વીસ. સહુકો લે ઓવારણાં, કરે કુળ કુળ
નાં કામ; સતી સિરોમણ સુંદરી, તેતો તારૂ નામ. જ્યાં સુધી તે જીવીયાં, ભામનીને ભરતાર;
ત્યાં સુધી સુખ માણીયું, રામા રૂદયનો હાર. એમ વિજારી આવડે, તોતો જવ્યો તરત; નિકર
કલંક માથે ચઢે, અથવા માથે મરત. કથા એહ ઓગણીશમી, રૂડી અતી રસાળ; પંડીત ડાહ્યા
પરખશે, માણો જોતાં માલ. મુરખ મુઢ મમતા કરે, એણે તે શું થાય; વિબુધ જન વિચારશે,
ક્યાં રંક ક્યાં રાય. માતર પ્રગણામાં મણી, સીંહુજ ગામ છે સાર; રખિદાસ ત્યાં રાજવી, દે
હ કહાવે દાતાર. કાશી ખંડ ને નરમદા, શિવ મહાત્મ સમરથ; સીંહાસન બત્રિશાનો, અધીક
જાણીએ અરથ. રામ કથા શ્રવણે સુણી, નિરમળ કરયાં નવાણ; તે વાસણનો વંસપત્ય, મન
સજ્જન મેહેરાણ. શામળભટ સંતોષીઆ, પુરણ કીધી પેર; ગ્રંથ રચાવ્યો ગુણનીધી, જસવંત
નર ઝવેર. ગુજર દેશ ગુણ આગળો, વેગનપુરમાં વાસ; પિતા પુરષોતમ તણો, કહેકવિશામળ
દાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરછેદ; શામળભટ કહે બોલજો, જયજય શ્રીરણછોડ

## વારતા ૨૦ મી.

ચોપાઈ.--પરમેસ્વરી પ્રથમ પુજીએ, સકળ વાત સોધી સુજીએ; પુજુ શ્રી ગણુપતિના પાય, સોધી બુધીનો જે રાય. દેવાધિપતિ સાચો દેવ, પ્રથમ કરે સહુ તેની શેવ; બ્રહમ તનયા સાચી સરસ્વતિ, મયા કરી આપો મા મતી. હંસ વાહની જાણુ સુજાણ, વેણા પુસ્તક પરઠયાં પાણ; સંખલપુર બહુચર બાળીકા, કરણાનોધી કહાવે કાળિકા. જગદંબા તણુ આરાધન જથા, કહુ શુક બોહેતેરી કથા; વિશમે દિવશે વનિતા વહિ, જારી જાવા તત્પર થઇ. શોભીત શોળ સજ્યા શરીર, ચંપક વરણાં પેરયાં ચીર; માણિક મોતી હિરા હેમ, પરેમદાના મનમાં બહુ પરેમ. ચતુરાં દેખી ચોતડુ ચળે, આવી પોપટ પાંજર તળે; કહે શુક ભલે ભામની, કંદ્રપ રૂપ શોભો કામની. શિદ પધારોને શે કામ, જમવા રમવા કે દરશન દામ; શુભ શણગાર સજ્યાછે ` ળ, મુખ બોહોળાં બેહેકે તંબોળ. કાજળ કુમકુમ કીધાં કયમ, શાચુ ન કહોતો મારા સમ; નીં કહે કુળવંતા કીર, તુ છે ધરમ ધુરંધર ધીર. તુજ આગળ સાચુ બોલીએ, મન તણો હદો ખોલીએ; નિરમળ વાત કરી નારીએ, જરૂર આજ જાતુ જારોએ. તરૂણી આપ પધારે તમો, સ્નેહ ધામ સાચવશું અમો; સીધ કરો રૂડાં કાવજો, રમા રાત વેલાં આવજો. કદાચીત સંકટ આવી અડે, વરી દિજારી કરવી પડે; મલુકચંદશાની માનની, ભારે ભુપ તણી ભામની. તેણીએ કીધુંતુ જેમ, કામ પડે તો કરજો તેમ; ઝવેર વહુએ કીધું જેટલું તમો પ્રાક્રમ કરજ્યો તેટલું. પગ ખેંચીને પાછી વળી, મુખ માહે ઘાલી આંગળી; મલુકચંદશા તે તે કુણ, ઝવેર જ સવંતી જાણી ઉણ. શા પ્રાક્રમ કુણે પરપંચ, શિખવ શુક સીરોમણ સંચ; ગામ ઠામને કહો તે નામ, કિયાં શાં કામનીએ કામ. દોહરા. શ્રી નગર સોહામણું, શ્રી પતિનું ત્યાં રાજ; ધરમ મારગ ધારે સહુ, કરે સહુ રૂડાં કાજ. ચાડી નહી ચોરી નહી, નહીં કો જુઠા જાર; લોભી નહીં લાંચી નહો, વડો શાહાવટ વેહેવાર. સોભાગ્યચંદ સિરોમણી, નગરશેઠ નવરંગ; લાયક રૂડો લખપતી, સપુત સીરોમણી સંગ. સુભગા પરણ્યો સુંદરી, રૂપ કળા ગુણ રીધ; પુત્રી પીતાંબર દાસના, નંદા નામે નીધ. પીઉ ચાલ્યો પરદેશડે, પુરણ વેપારી પેર; પુત્રી પીતાંબર તણી, ગુણવંતી રહી ઘેર. છપો. બાળ્ય માગવી ભીખ, બાળ્ય કારાદ્દ કરવુ; બાળ ચોરીનું ચીત, બાળ વિત્ત પારકુ હરવું; બાળ વઇતરૂ વેઠ. બાળ નિત બાર રીર લેવો; બાળ પરત્રા જે પુરૂષ; બાળ દંડ દીનને દેવો; બાળ રળવુ જે પાપનું, હીંસા કરવા સુરા થવુ; શામળ શૈ જગાર તે બાળવો, જન્મારો પરદેશે જવુ. દોહરા. તનયા તે રહી તાત ઘેર, નંદા જેનું નામ, એક દીવસ શું નીપન્યું, કષ્ટ પડ્યું કુણ કામ. હીરાચંદનો દીકરો, મલુકચંદ માહાં મુલ્ય; લાયક લક્ષણ આગળો, જાણે કમળનું ફુલ. કરણ પર્યંત તો આંખડી, નિરમળ સુંદિર નેન; અમ્રતથી મિઠાં વદે, વદન પોતાને વેણ. લક્ષપતી લાયક લહયો, ગુણ લક્ષણ ગંભિર; શતવાદી શોહામણો, શાહાપતિ શુધ્ધ શરીર. ચતુર જતોતો ચોવટે, હેતે પોતાને હાટ; માન્યની ડેરૂં માળિયું, વિચે જવાની વાટ. લક્ષણવંતી લાડકી, પુરણ વીસને બાર; મુકતાફળ મોતી તણો, હેતે પરોવે હાર. મલુકચંદ મારગ જતાં, ઉંચુ જોયું આકાશ; નંદા નક્ષત્ર સરીખડી, પુર બેઠીતી પાસ. નજર ગઇ તે નારપર, વાગ્યું મોહનું બાણ; કાલો ઘેલો થઇ ગયો, પરવશ પડિયા પ્રાણ. છપા. મછગંધા દેખી વ્યાસ, વિહવળ થઇ પોતે બેઠા; અહલ્યા દેખી ઇંદ્ર, તસ્કર થઇ ઘરમાં પેઠા. તારા દેખી વ્યાળ, કબુલ એ નારી કીધી; સિતા દેખી દસકંધ, હરી લંકામાં લીધી. વનિતા બ્રહસ્પતિ તણી, દેખી ચંદ્ર ચીતમાં ચળ્યો; કળિયુગ રૂપ એ કામની, એથે ટેક સહુનો ટળ્યો. જ્યો કુપદી નાર, દુર્યોધન દળમાં કળિયો; કિચક ચયો ...

મહાજન લોકે મળિયો. એવા અધિક અનેક, દેવ દાનવ રિખ રાજા; પામ્યા દાવાનળ દુઃખ, પડ્યા નરકે નર ઝાઝા. પરનાર થકી બહુ પરભવ્યા, જુલમ થયા તે જાણિય; શામળ કહે શાણા સમજજો, કુણ બ્રાહ્મણ કુણ વાણિયા. દોહરા. માનનીની મોહ પામી ઘણું, દેખી શેઠ દેદાર; શેઠ મોહ્યો જોઈ સુંદરી, અપરમપાર અપાર. મહુક આવ્યો નિજ મેહેલમાં, મલીન થયું છે મુખ; શામા ઘેર સલક્ષણી, દેહે પામી દુખ. ચતુરા નામ ચંદ્રાવળી, ચંચળ તેના ચેન; સમજી ગઇ તે સુંદરી, નમીયાં દીઠાં નેન. પ્રેમે બોલી પેહરું, કાં ચીતા ચીત આજ; મારા સમ સાચ કહો, મન મેલી મહારાજ કંઈ ગર્થ તારો ગયો, કાંઇક થઇછે હાણ; કે વાગ્યું કાંઈ વપુ વિશે, માનની મોહનું બાણ. એન હશી બહુ હેતથી, અરસ પરસ થઈ આપ; મારા સમ સાચું કહો, મુજ મારયાનું પાપ. સ્ત્રિહત્યા શત સહસ્રધા, બાળહત્યા બહુ બોલ, એ દુઃખ ઈ ભાગશે, તરત કરીશ તું તોલ. કરજોડ્યા તે કંથડે, કહયાં કામનિને કહેણ; દીઠુ તે દાઝ્યું, વધ્યો વિખાણી વેણ. પુત્રી પીતાંબર તણી, બેઠીતી ગુણ ગોખ; દ્રષ્ટો ગઇ ત્યાં માહરી, ચીત નથી રહેતુ ચેક. ભરજોબન ગરવે ભરી, મંદગતી મેહેરાણ; ઘાયલ કીધો હું ઘણો, મારયાં નેણનાં બાણ. શરીરે નીસરયાં સુસરાં, ધારણ ન રહે ધીર; તે માટે તજ્યું અમો, અન્ન નિંદ્રાને નીર. સાચે રામ રાજી રહે, સાચો અક્ષર આંક; રીઝો કે ખીજો તમો, વેદ અમારો વાંક. ચીંતા ન કર ચતુર નર, કાળજડુ સ્થીર રાખ્ય; મેળવુ તુજને માનની, શ્રી સુરજની સાખ્ય. ઉઠો આપ આળસ તજી, રમિ જમી ચાવો પાન; સ્વામીને સંતોખીએ, માનનિએ દીધાં માન. સ્વામી કહે સામા સુણો, કરિએ કેમ એ કામ; લાજ ગમાવે લોકમાં, દેહવટ જાએ ઠામ. દંડે રાજા દેશપત, નારીનું ખોઇએ નીર; નાત એનીને આપણી, તજે રહે નાહી તીર. સાંભળ સ્વામી માહરા, બીક ન આણીશ લેશ; બોલી તમરૂં બોલતાં, પુર પોચાડુ પેશ. જખ મારે છે દેશપત્ય, જખ મારે સહુ લોક; પુરણ કામ કરીએ અમો, ચિંતા ન ધરો ફોક, હું નવિ પ્રીછું તેહને તે નવિ પ્રીછે મુજ; પરશું કરવી પ્રીતડી, તે કેમ સુઝે તુજ. એહ ચિંતાતો ચાલશે, ન કર નારશું નેહ; સાંભરશે ત્યારે સાલશે, દુરબળ થાશે દેહ. નારી કહે શુણ નાવલા, તજ મનનો ઉચાટ; તરુણી તેડુ મોકલે, પોઢાડે તુજને ખાટ. ચોપાઇ. ચરચા જોવરાવી તે તણી, કેડ લીધી ગુણવંતી ઘણી; રવીવાર જુવતિ જાયછે, ચતુરભુજનાં દરશન થાયછે. નથી ધોરતાં માત કે તાત. નથી થતિ કોઇ સાથે વાત; આવે ઘટીકા દેહેરે જાય, પુરૂષ નામ ન પરઠે ત્યાંય. પીયર કહે અતેરામતિ, કહે સાસરે ચંદ્રાવતી, રવીવાર આવ્યો જાહરે ચરચા જોવરાવી તાહરે. નંદા દરશન કારણ ગઇ, તેહ ખબરે ચંદ્રાને થઇ; પુજા ચરચા લીધી હાથ, એક સખો રાખી છે સાથ. નંદા પ્રભુને લાગી પાગ, ચંદ્રાવતી ગઇ તે જાગ; વહેવારીયાની બેટી એહ. નાર નારશું વાદ્યો નેહ. નાત જાત પુછ્યું છે નામ, કેહેજો કાંઇ અમ સરખો કામ; મારે મંદીર રમવા આવજો, વાત ગોષ્ટી રૂડી લાવજો. સમ ખાધા ને વાહ્યા હાથ, સ્નેહ કરયો જેમ સૈયર સાથ; પ્રિત પરસ્પર પુરણ પેર, મારા સમ આવો મુજ ઘેર. દોહરા. ચોથે દિવશ ચંદ્રાવતી, સજ્યા સોળ શણગાર ગઇ નંદાને બારણે, આણુ ન લાગી વાર. આસ્વાગત અધીકી કરી, ભલે આવિવ્યા માત; છાની છપની ચતુરાઇની, કરિ વિમનની વાત. આજ ઓછવ છે માહરે, અતિ મોટો ઉલ્લાદ; મેં જાણ્યું મારી બેનને, પ્રિતે આપું પ્રસાદ. પાંચ વખત આવ્યાં ગયાં, પ્રીત કરી બહુ પેર; નંદાને ચંદ્રા કહે તુ આવ અમારે ઘેર. પીઉ માસ પરદેશ છે, નથી ધોરતો તાત; ઘર મુકી નવી નવી નીસર, વેદ ન જાણે વાત. કલાવ મુગ્ધ કામની; રામા કેરી રીત; મારા સમ સાચુ કહો, કોણ પુરૂષ શુ પ્રીત

ના ના નંદાએ કહયુ, મનમાં આણી મર્મ; આટલા દારા ઇશ્વરે, રાખ્ય
ક દીવરા હું માળીએ, બેઠીતી એકાંત; હેતે હાર પરોવતિ, ફૈયર સુણ બ.
વાણીઓ, અસ્થાવટ થરસુત; કોણ જાણે જે કોયનો, પુરંદર સરખો પુત્ર.
લ્યો ગયો, નર તે ઉંચુ જોય; ચાર આંખ્યો થઇ એકઠી, મનકુ માર મોહમ
ખેણને, ધન ધન એની માત; પ્રસવ્યો પુત્ર પનોતીઓ, જસવંતો છે જાત. તેહ રૂ
તે ઉપર મોહયુ મન; શમણામા ઝંખુ તેહને, થયા દશ દુણા દન. ચંદ્રા કહે ચ દ
સુ કહો એંધાણ; દીઠા હોયતો દાખવો, વાંરૂ કરી વિખાણ. છપો કરા ર.
થ, શોભીત છે દસ આગળીઓ; મુક્તાફળની માળ, હેત હીરા સાંકળીઓ; પુરણ પર
ધ, ભ્રગુટી ધનુષ કમાને; ચાલે ચટકતી ચાલ, વરયો તે મારે ધ્યાને. ઇંદુ જમ ચાલે ર
મુખ કમળ અવિંદશું; સહયર સાચુ કહુ તુને, વરણાગી દેખી મન વરયું દોહરા. ધ
મનિ જે ભોગવે, ધન ધન એની માત; ધન ધન એના દેહને, ધન એહનો તાત. ચંદ્રા કહે
તુર નર, મેં ઓળખીઓ આજ; મારે તે સાથે પ્રીતડી, કરૂં હું તારૂં કાજ. મેળવુ તુજને ર.
નની. રમાડુ તે શું રાત; ઉની આંચ આવે નહી, વેદ વચન વિખ્યાત. નારે બાઇ એ વાત
શી, કરિએ કયમ એવુ કરમ; કદાચ જાણે કોય જન, રહે કયમ આપણો ધરમ. ભલા બાપ
નો છોકરો, ધણી નહિ મારે ઘેર; કદાચ વાત જાણી પડે, પછી શી કરીયે પેર. જાય દજાતને
આખરૂ, જાય નાતમાં નામ; વિશ્વાસ કોનો નવ લાવિયે, કરિયે કયમ એવુ કામ. ચોપાઇ.

ચંદ્રા કહેરે નંદા સુણો, ભારે બોલ એવા કયમ ભણો; તારૂ નામ લેશે નહી કોઇ, તારૂં
થુક ત્યાં મારૂં લોહી. એવી હઇરે ધીરજ ધરૂં, તુ કહે તે પ્રતિજ્ઞા કરૂં; પરણી નારીને પરહરે,
માનીતી અણમાનીતી કરે. નર તજી કોઇ નારી જાય, ગંગા મુકી છિદ્રમાં નાહય; નીલી વાવે
જે કરશણે, ખેડે હળ નરપા વરશણે. નીલા તરૂવર વાઢે ઘણા. કાઢે મુળ વડ પીંપળ તણાં;
પક્ષીના માળા ભાગે જેહ, દમે વિપ્ર સાધુના દેહ. અપેય પાન કદાપી પીયે, કરતા પાપ મન
માં નવી બીહે; પસાયતાં ઉપર કર કરે, આપી વસ્તુ પાછી હરે. ધણીને વિષ દે ઘરની
નાર, જોખ કારણ રમે જે જાર; એક મુકી બીજાને જાય, પ્રભુ મુકી પાંખડી ધાય. એકાદ
શિએ અન્ન જે જમે, ગુણ અધરમીના મનમાં ગમે; એવાં પાતિક લાગે સાંચ, જો તુજને આ
વે કાંઇ આંચ. પિત્રી દિવસ કરે નહી શ્રાધ, વિપ્ર સાથે કરે વિખવાદ; કુટંબ ઉપર રાખે વેર,
જર કારણ દે કેને ઝેર. ગોત્ર મધ્યે જે કરે ગમન, સાધુ જનને કરે દુમન; છતે દામ નવી
પોખે દેહ, પરનારી શું રાખે નેહ. ઉતમ થઇને મદિરા પીયે, શાસ્ત્ર વચન થકી નવી બીયે;
ભક્ષ કરે જે અહાર, ખરૂ કહેતામાં આણે ખાર. માંસ થકી જે પોખે પેટ, શાસ્ત્ર વ
ણ નહી નેટ; લુટે સોહાસણ લુટે બ્રહ્મ, નવી પાળે પોતાનો ધરમ. એવાં પાતિક લેઉ
જો આવે તુજને કાંઇ આંચ; તિરથ જાત્રામાં ચોરે દાણ, ભરગંગામાં બોળે વાણ. ગો
ભાગે લુટ ગ્રામ, કરે ઊચ થઇ નીચાં કામ; વિપ્ર થઇ ન ભણે વિદ્યાય, નિષ્ઠુરકરમ કરી નાં
. ગ્રહસ્થ થઇને વાળે ગાય, ચોરી આદી ચીતમાં ચાહય; છાની વાત જે જાહેર કરે, અ
બાત કરીને મરે. વનવગડે પડાવે વાટ, ઉથાપે ગંગાના ઘાટ; વધ્યજ્ઞ થઇ શિવનિંદા ક
મુકી થાપણ પરની હરે. એવાં પાતિક લેઉ શીર સાચ, જો આવે તુજને કાંઇ આંચ;
પણ બે વચ્ચે રવિચંદ્ર, સાચો સાક્ષી જે દેવેંદ્ર. દોહરા. નંદા નિરખળ થઇ ગઇ
ૈ પછી તે સાથ; અરસપરસ બે સમજયાં, કંઠે વાહયા હાથ. કરો જેહ તમને ગમે,
ત્રેયાણ; વચન થકી વેચાઇયું, પરમેશ્વર પુરાણ. આ મંદીર મારા તણે, ઓરડો કે

ણું, શામા બોલી . સાથ; દરોગો દીવાનનો, કુંચી તેને હાથ. દામ
શણગાર; હીરા માણેક મોતીઆ, અપરમ પાર અપાર. ખરી ખબર
તુ વહાણુ; સાજુ તાજુ શોભીતુ, પુરાણ છે પરમાણ. ખેરાત કરી મેં ખાં
ર; સુખે આજ લ્યે સુખડી; વેચુ આણે ઠોર. કહે દરોગો દિવશે, આવો
ઉઘડે હવડાં બારણુ રૈરવ છે મધરાત. તુ છે મોટો બંધવો, તુ છે મારો
જો થશો, ત્યારે પારકુ નીર. જીવ ચુથાય છે માહરો, નેક રહે નહી નુન્ય, ખાશો
મોહ્ય થાસે પુન્ય. એમ કહી પાશે ગઇ, ઘુઘટ તાણ્યો વાત; હરખે મોરો હીમની, સેઝ
ત. શિપાઇ કહે સુણ સુંદરી, પળશે તારૂ વરત; જા ચોકીમાં એકલી, પાછી વળજે
દીરમાં ગઈ માનની, ક્ષણ ન લાગી વાર; પોતે સુતી સેજમાં, બીજી નીસરી બહાર. ચ
કર લેઈને, વળો પાછો શુભ પેર; કોણે વાત જાણી નહીં, ગઇ ગુણવંતી ઘેર. માત તાત
મંદીરે, ઉંધી જઇ એકાંત; સજ્યા રાખી લક્ષવસા, ભાર ન ભાગી ભ્રાંત. થયો સુર્યોદય સેઠ
સભા ભરાણી સરવ; પુરમાં વાતો પરવરી, શત્રુજન આણે ગરવ. તાળા ઉઘડાવ્યાં તરત ત્ય
મંહી મલુકો શેઠ; શેઠાણી સલક્ષણી, તે બેઠીતી હેઠ. ઝાંખા પડીયા જોધ સહુ, ઝાંખો પડીયો
રાય; રથ બેસારો મોકલ્યા, મંદીર જાઓ માંય. મહીપત કહે મલુક સુણ, રહયા હતા કયમ
રાત; ચાડી ખાધી કુણ ચોરટે, વિપરીત થઇ કયમ વાત. પંચ પ્રાગુણ આવ્યા હતા, ગયો વ
ળાવવા વેદ; નર નારી ઘેર આવતા, ભાવ થયો એક ભેદ. મનોહર કીધી માલણે, સેજ પાથ
રયાં ફુલ; ઘડી બેઘી ઘેર જાગ્યુ, એમાં ન મળે ભુલ. નિદ્રા આવી નર નારને, નિશંકપણે
નરનાથ; કોઇક ચુગલ ચોરટે, સુઠયો સામદ સાથ. ચોકીવાળા ચેતાવીયા, કામ તેમણે કીધ;
બંધીખાને મુકીયા, ઉપર તાળુ દીધ. દામ હોય જો દંડવા, તો લુટી લ્યો આજ; અમો વાસ
વસુ નહી, લોપી કયમ મારી લાજ. કરજોડી હાકયમ કહે, કરયુ એ કોણે કામ; ખરવાહન ક
રી ફેરવો, દેખે બાધુ ગામ. ચોકીવાળા જણ ચાર કહે, વાલંદનો છે વાંક; એ સઘળુ એણે ક
રયુ, અતિસે આટે આંક. નાક વાઢો કહે નરપતી, વળતી વાઢો કાન; સીષ એનુ નવી વાઢશો,
દેજો જીવતદાન. મનાવ્યા માજન મળી, પુરપતી લાગ્યો પાગ્ય; અમો અપરાંધી તાહરા, જોઈ
નહીજાગ્ય. કોણે વાત જાણી નહીં, કોણે નવ જાણ્યો મરમ; વિજાર વોદયા એતે ખરી, રહયો
ધણીનો ધરમ. કહે પોપટ પરભાવતી, ગુણ રૂડાજો ગાઓ; એમ વિજારી આવરે, જરૂર જારી
એ જાઓ. શાબાશ શુક સલક્ષણા, વેદ સીખવી વાત; વિશમે દિન વનિતા રહી, રામા ન ગ
ઈ રાત. એહ કથા શુક બોતેરી, વાણી વેદ વિલાસ; ઝવેર જસવંતા આગળે, કહે કવી શામ
ળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો, જય
ો રણછોડ.

